# વસંત-વિજય

યાને

## ચઢતી પડતીના ચમત્કાર.

### ભાગ ૪ થો.

લેખકઃ—સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા.
શાહપુર—અમદાવાદ.

પ્રકાશકઃ—
જી. એમ. જાગુષ્ટે.
ત્રણદરવાજા—અમદાવાદ.

સોલ એજંટ;
મહાદેવ રામચંદ્ર [illegible]ગુષ્ટે.
ત્રણદરવાજા—અમદાવાદ.

મૂલ્ય. રૂ. ૩-૮-૦

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦.
સંવત ૧૯૭૭. સને ૧૯૨૧.

संसारका आदर्श जो यह एक दिन भारत रहा ।
पडकर समयके फेरमें अब बन रहा आरत अहा ॥
सर्वेश भारतवर्ष को फिर पूर्ववत् सुख शान्ति दो ।
कलकीर्ति दो करुणानिधे बल बुद्धि विद्या कान्ति दो ॥

आर्यआदर्श.

અમદાવાદ—સલાપોસરોડ.
ધી " ડાયમંડ જ્યુબિલી " પ્રીન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

# સમર્પણ.

માન્યવર મહાશય,

શેઠ હલીચંદ લલ્લુભાઇ.

કડા, ( વીસનગર ).

આપની સાહિત્ય પ્રિયતા, જનહિત તત્પરતા,
પરોપકારિતા, ઉદારતા અને મારા પ્રત્યે
આપનો અનન્ય સ્નેહભાવ આદિ શુભ
ગુણોથી આકર્ષાઈ આ પુસ્તક અતી
આનંદથી તમનેજ સમર્પું છું.
પરમાત્મા તમને સુખી
રાખી તમારી શુભ
ભાવનાઓમાં
વૃદ્ધિ કરો.

સ્નેહાધિન,
સત્યેન્દ્રપ્રસાદ મહેતા.

# નિવેદન.

શ્રી પરમકૃપાળુ પરમાત્માની પૂર્ણ કૃપાથી આ પુસ્તકનો ચોથો અને છેલ્લો ભાગ પૂર્ણ થઇ વાંચન પ્રેમી વાંચકોના કરકમળમાં સાદર સમર્પણ થાય છે. વસંત–વિજય, કનક–કમળા અને ભુજંગસિંહ વગેરે સ્વદેશભક્તો અનહદ સંકટ સહન કરી અંતે માતૃભૂમિનો ઉદ્ધાર કરે છે. પોતાના દેશની સર્વ પ્રકારે ઉન્નતિ કરવી તે પ્રત્યેક મનુષ્યની ફરજ છે–ધર્મ છે.

જે ભૂમિનાં હવા, પાણી અને અન્નથી આપણાં ચામ–હાડ બંધાયાં છે; જે ભૂમિએ આપણને જીવન પર્યંત સુખ આપ્યું છે; તે દેશની ભૂમિની સેવાથી કયો નિર્ભાગી મનુષ્ય વિમુખ રહેશે?

આપણું ભારતવર્ષ ભાગ્યની ભયંકરતાના કારણે હજી અંધકારમાં પડી રહ્યું છે. તેનાં બાળકોની આજે કેવી હીન–દીન દશા થઇ રહી છે? આવું જોઇ કયા દેશાભિમાનીનું હૃદય શોકથી સંતપ્ત થશે નહિ? ચઢતી પડતીના ચમત્કાર સર્વત્ર દૃશ્યમાન થાય છે. રાત્રિ પછી દિવસ અને દિવસ પછી રાત્રિ થયાજ કરે છે. આપણા મહાન દેશભક્તોએ દેશની સેવામાંજ જીવન સમર્પણ કર્યાં છે. મરણ સમયે પણ તેમની છેલ્લી આશા અને ઇચ્છા સ્વદેશના ઉદ્ધારનીજ હતી. તે સ્વર્ગસ્થ થએલા મહાત્માઓની છેલ્લી ઇચ્છા પરીપૂર્ણ કરવાને દરેક ભારતવાશીયો બંધાએલા છે અને તેથી સૌએ દેશોદ્ધારના કાર્યને પરીપૂર્ણ કરવાને સર્વસ્વનો ભોગ આપવા તૈયાર થવું જોઇએ. ભારતમૈયાની ઉન્નતિના કાર્યથી જેઓ દૂર રહેશે; જે દેશસેવાના કાર્યમાં કંટકરૂપ થશે; તે સદાકાળ દેશદ્રોહીઓ તરીકેજ લેખાશે.

જે દેશભક્તોએ પોતાના દેશની સેવામાંજ પ્રાણ સમર્પ્યા છે; તેઓને લાખ્ખો ધન્યવાદ છે. જેણે માતૃભૂમિની સેવા કરવાનો અમૂલો લાભ પ્રાપ્ત કર્યો છે; તે પુણ્યશાળી આત્માના ભાગ્યને ધન્ય છે. જે વીરનરો અધોગતીને પ્રાપ્ત થએલા પોતાના દેશના ઉદ્ધારને અર્થે પોતાનું સર્વસ્વ સમર્પણ કરી સ્વર્ગમાં ગયા છે, તેઓ તેમનાં અમર નામ

ઇતિહાસમાં સુવર્ણાક્ષરે લખાવી ગયા છે, તે સ્વર્ગવાસી મહાત્માઓનું સર્વદા કલ્યાણ થાવ.

પણ હવે ભારતના ભાગ્યાકાશમાં અજબ પરીવર્તન થવા માંડયું છે. ભારતનો ભાગ્ય વિધાતા ભારતની ઉન્નતિને અર્થે ભગીરથ પ્રયત્નો કરી રહ્યો છે. ભારતની ઉન્નતિ હવે સમિપમાંજ છે. પરમાત્મા એ ઉજળા-સુખી દિવસ હવે ટુંકમાંજ દેખાડશે અને ભારતની ભવ્ય ગૌરવતા જગતમાં ઝળકી રહેશે.

ભારતપુત્રોએ સત્ય ધર્મને હૃદયમાં સ્થાન આપ્યું છે. દ્વેષ ઇર્ષા કુસંપને સદાને માટે તિલાંજલી આપી છે. ભારતની ભીન્ન-ભીન્ન જાતીયો પરસ્પરને ભ્રાતૃભાવથી ચ્હાતાં શીખી છે અને કાર્યં સાધયામી યા દેહં પાતયામીનું સૂત્ર ગ્રહણ કરી દેશોદ્ધારની દિક્ષા ગૃહણ કરી છે.

મરણ પશ્ચાત યદિ જન્મ તો જન્મ દેશ ભારતમેં,
કિ જીસસે દેશ સેવા હો, નચે તનસે નચે મનસે.

ભારતભકતોની આ ભાવના દ્રઢ થતી જાય છે, અને તેથીજ દેશોદય સમિપમાં છે એ સિદ્ધ થાય છે. અંતમાં અમારી પણ હૃદયની આશિષ એજ છે કે,

સબકી નસોમેં પૂર્વજોકા પુણ્ય રક્ત પ્રવાહ હો,
ગુણ શીલ સાહસ બલ તથા સબમેં ભરા ઉત્સાહ હો;
સબકે હૃદયમેં સર્વદા સમવેદના કા દાહ હો,
હમકો તુમ્હારી ચાહ હો, તુમકો હમારી ચાહ હો.
વિદ્યા કળા કૌશલ્યમેં સબકા અટલ અનુરાગ હો,
ઉદ્યોગકા ઉન્માદ હો, આલસ્ય-અઘકા ત્યાગ હો;
સુખ ઔર દુ:ખમેં એક-સા સબ ભાઇયોંકા ભાગ હો;
અન્ત:કરણમેં ગુંજતા રાષ્ટ્રીયતાકા રાગ હો.

**ભારત ભારતી.**

સર્વેનું શુભ થાવ. ભારતમાતાનું પરમ મંગળ થાવ. અસ્તુ.

| વિક્રમાર્ક, ૧૯૭૭<br>અક્ષયત્રતિયા.<br>અમદાવાદ. | } | **સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા.** |
|---|---|---|

# અનુક્રમણિકા.

# આ ગ્રંથકારકૃત પુસ્તકો.

| | |
|---|---|
| કુસુમકાન્ત યાને સંસાર શેત્રંજ. ભા. ૧ લો. ... | ૨—૦—૦ |
| કુસુમકાન્ત યાને સંસાર શેત્રંજ. ભા. ૨ જો. ... | ૩—૦—૦ |
| તરૂણતપસ્વિની ભા. ૧ લો. સચિત્ર ... ... | ૩—૦—૦ |
| તરૂણતપસ્વિની. ભા. ૨ જો. સચિત્ર ... ... | ૩—૪—૦ |
| કાળરાત્રિનું ખૂનીખંજર. ભા. ૧ સચિત્ર. ... | ૨—૮—૦ |
| કાળરાત્રિનું ખૂનીખંજર. ભા. ૨. સચિત્ર. ... | ૩—૦—૦ |
| પદ્મલતા યાને કંટકમાં ગુલાબ. સચિત્ર ... | ૨—૮—૦ |
| જુલ્મી જાલીમ યાને ધ્રુજતી ધરા. સચિત્ર. ... | ૨—૮—૦ |
| ઝેરી જમાનો ભા, ૧ સચિત્ર... ... ... | ૩—૦—૦ |
| ઝેરી જમાનો ૨-૩. ... ... ... | ૩—૦—૦ |
| ઝેરી જમાનો ભાગ ૪-૫—સમાપ્ત.... ... | ૩—૦—૦ |
| વસંતવિજય યાને ચઢતી પડતીના ચમત્કાર. ભા.૧ | ૨—૦—૦ |
| ” ” ” ભા.-૨ | ૩—૦—૦ |
| ” ” ” ભા. ૩ | ૩—૪—૦ |
| ” ” ” ભા. ૪ | ૩—૮—૦ |
| બહાદુર બાળા. ... ... ... | ૩—૦—૦ |
| કુન્જકિશોરી. (સચિત્ર). ... ... | ૨—૪—૦ |
| માયાવી મોહિની. ... ... ... | ૨-૧૨—૦ |
| કુમુદકુમારી. (સચિત્ર). ... ... | ૨—૮—૦ |
| રત્નગઢની રંભા. (સચિત્ર). ... ... | ૨—૮—૦ |

આદર્શરમણી અથવા જીવનનો મહામંત્ર. છપાય છે.

લખો:—સત્યેન્દ્રપ્રસાદ સાંડળેશ્વર મહેતા.

શાહપુર—અમદાવાદ.

ૐ

# વસંત-વિજય

યાને

## ચઢતી પડતીના ચમત્કાર.

## ભાગ ચોથો.

### પ્રકરણ ૧ લું.

### કેદખાનાની કોટડી.

યહ કૌન જાને કે કલ કીયા, ઔર આજ માલીક વોહ કયા કરેગા,<br>
કિસે બિગાડે કિસે સંવારે, કિસે લુંટાવે કિસે ભરેગા;<br>
કિસીકે ઘર કોન હોવે પયદા, કિસીકે ઘર કૌનસા મરેગા,<br>
કિસીકો હરગીજ ખબર નહી હય કે કયા કિયા હય ઔર કયા કરેગા,<br>
પડે ભટકતે હય લાખો કાના કરોડો પંડિત હજારો સ્યાને,<br>
જો ખૂબ દેખાતો યાર આખીર ખુદાકિ બાતેં ખુદાહી જાને.

નઝીર.

"વસંત! હવે કેમ કરીશું?" કોટડીમાં કેદ પૂરાએલા વિજયે પૂછ્યું.

"કરવામાં હવે એજ કે જ્યાં સુધી રાજાનું ખૂન થાય નહિ અને પ્રધાન રાજ્યગાદી પર બેસે નહિ; ત્યાં સુધી આપણે આ સ્થળે પૂરાઇ રહેવું." વસંતે ગમગીન ચ્હેરે જવાબ આપ્યો.

" શું આપણી આશા નિરાશામાં બદલાશે ? " પુનઃ વિજયે પૂછ્યું.

" હા, અહિંથી કોટી ઉપાયે પણ આપણે મૂક્ત થનાર નથી. જુઓ, જાળી બ્હાર નજર કરો. રાત્રિ પડી ચૂકી છે. ખૂની રાજાનું ખૂન કરવાને નિકળી ચૂકયો હશે. "

" ખૂની તેના કામમાં ફાવી શકશે નહિ ? " વિજયે કહ્યું.

" કેમ ? "

" આપણો ભુપત ત્યાં છે. "

" તેથી શું ? કદાચ ખૂની નહિ ફાવે; તો બળવાખોરો તો જરૂર ફાવશે અને રાજાનો જીવ લેશે- "

"ખરેખર ! આપણી મહેનત વૃથા જશે. " વિજયે નિઃશ્વાસ નાખ્યો.

" મને લાગે છે કે સઘળી બાબતનો ફેંસલો આજ રાત્રેજ આવી જશે. " વસંત બોલી.

" શી ખબર પડે. "

" પ્રભુ રાજાનું રક્ષણ કરો. "

રાત્રિ પડી ચૂકી હતી. અંધકાર તેનું રાજ્ય સ્થાપી ચૂકયો હતો. કેદીઓની કોટડીની આસપાસ એક પ્રચંડ શરીરનો સિપાહી પહેરો ભરી રહ્યો હતો.

કોટડીમાં પૂરાએલાં વિજય વસંતના શોકનો પાર ન્હોતો. તેમણે રાજાને બચાવવાની સઘળી તૈયારી કરી મૂકી હતી. પણ તેમાં આવું વિઘ્ન આવી પડવાથી બન્નેના આંતરીક કષ્ટની સીમા ન્હોતી.

બન્ને જણાં ઘણો વખત ચૂપચાપ બેસી રહ્યાં. અંતે વિજય વ્યાકુળતાથી બોલ્યો, " ગમે એમ થાય પણ આપણે અહિંથી છુટવું તો જોઇએ. "

" હા, પણ અહિંથી નીકળવું શી રીતે ? " વસંતે પૂછ્યું.

" આ બારણાંને તોડીને. "

" બારણાં ઘણાં મજબુત છે, વળી તેની આગળ લોખંડની જાળીનાં બારણાં આવેલાં છે. "

"અફસોસ, હવે શું કરવું?" વિજયે શોકોદ્ગાર કાઢ્યા.

"આની રીતે વ્યાકુળ થવા કરતાં આપણે કંઇક પ્રયત્ન તો કરવો જોઇએ." વસંતે કહ્યું.

"મને તો કંઇ પણ સમજ પડતી નથી. આ અકસ્માત બનેલા બનાવથી મારી વ્યાકુળતાનો પાર નથી."

"તમે વ્યાકુળ બનશો તો કંઇ પણ થઇ શકવાનું નથી. ઉઠો, ઉભા થાવ અને આ બારીને તપાસો કે તેના સળીયા ઉખડી શકે એમ છે કે નહિ?"

વિજય તરત ઉભો થયો અને બારીના જાળીયા પાસે ગયો. તેણે જાળીયામાં જડેલા જાડા સળીયા ચારે તરફથી તપાસ્યા. સળીયાની ઉપરનો ભાગ પત્થરનો હતો. પત્થરને કોરીને સળીયા નાખેલા હતા અને સળીયાની નીચેનો ભાગ ચૂનાથી છોએલો હતો; પણ તેમાં એ સળીયા ઘણા ઉંડા ઘાલેલા હતા.

વિજયને જણાયું કે આ સળીયા ઉખેડી શકાય તો બારી વાટે બ્હાર નીકળી શકાય. માટે ગમે એ પ્રકારે સળીયા ઉખેડવા જોઇએ; પણ અહિં કશું સાધન નજરે પડતું નથી. આમ વિચારતા વિજયે ચારે તરફ જોવા માંડયું; પણ ઓરડીમાં કંઇ પણ જણાયું નહિ.

વિજયની નિરાશાનો પાર રહ્યો નહિ.

વસંત પણ બારીના સળીયાને ધ્યાન પૂર્વક તપાસી રહી હતી. એવામાં તેની નજર એક સળીયા પર પડી. તે સળીયાની નીચેના ભાગના ચૂનામાં ફાટ જણાઇ. ચપ્પુ અગર ખીલો હોય તો આ ફાટને વધારે ખોતરી સળીયા ઉખેડી શકાય. પણ આ નાની કોટડીમાં ખીલો કે ચકકુ કેવી રીતે મેળવી શકાય?

આમ બોલતી વસંતે તે સળીયા વાળી બારી બ્હાર નજર કરી. બહારની બાજુએ મેદાન આવેલું હતું. બારીથી જમીન પણ નજીક હતી. એક સિપાહી બારી આગળની પછીતે આમતેમ આંટા-મારી પહેરો ભરી રહ્યો હતો. તે સિપાહી ઉંચો હોવાથી અને બારી

બહારની બાજુએથી નીચી હોવાથી પહેરો ભરતા સિપાહીના આવવા જવાના આંટાથી તેણે માથા પર બાંધેલો ફેંટો અને ખભા પર મૂકેલી બંદુકનું બારી વાટે સ્પષ્ટતાથી દર્શન થઇ શકતું હતું.

આ સમયેજ વસંતના મુખ પર કંઇક આશાની ઉર્મી પ્રકટી. તે તત્કાળ વિજયની પાસે આવી બોલી, "બહાર અંધકાર વ્યાપી રહ્યો છે. બારી બહાર એક સિપાહી પહેરો ભરે છે. પછીતે એક ફાનસ બળી રહ્યું છે. રાત્રિનો સમય પસાર થાય છે. તમે શાન્ત થઇને બેસી રહ્યા છો જાણી મને આશ્ચર્ય થાય છે?"

વસંતનું આવું ભેદમય બોલવું સાંભળી નિરાશાના સાગરમાં ડૂબેલા વિજયે એક દિર્ઘ નિઃશ્વાસ નાખી કહ્યું, "વસંત! હું શું કરૂં? મારી આશા નિરાશામાં બદલાઇ ગઇ છે. જેમ જેમ સમય વિતતો જાય છે; તેમ મારા દુઃખમાં વૃદ્ધિ થતી જાય છે. સમય એવો બારીક થઇ પડયો છે કે કંઇ વાતજ નહિ. મધ્યરાત થતાં પહેલાં જો આપણાથી છૂટી શકાય, તોજ આપણાથી સૌ કાંઇ કરી શકાય. પણ તે પહેલાં છૂટવું એ આશા અને ઇચ્છા નકામી છે."

"આમ નિરાશ થઇ જવાની જરૂર નથી. આપણે પ્રયત્ન તો કરવો જોઇએ?' વસંતે કહ્યું.

"પણ શી રીતે? જો એકાદ નાની ખીલી હોત તો પણ હું આ સળીયા ઉખેડવાનો પ્રયત્ન કરત. પરંતુ આ કોટડી તો અગાઉથીજ વાળી–ઝુડીને સાફ કરેલી છે."

"આપણે એક યુક્તિ અજમાવીશું?" વસંતે પૂછ્યું.

"શું?" વિજયે પૂછ્યું.

"જુઓ, બારી બહાર કંઇ જણાય છે?"

"હા, ફાનસનું જાંખું અજવાળું જણાય છે."

"એ સિવાય કોઇ આવતું જતું જણાય છે?"

"હા, એ તો પેલો પહેરેદાર ત્યાં પહેરો ભરી રહ્યો છે, તેનું માથું દેખાય છે."

"અને તેના ખભા પર મૂકેલી બંદૂકના છેડે ખોસેલી બેયોનેટનો ચળકાટ પ્રકાશમાં જોઇ શકાતો નથી કે?"

"હા, તે પણ જણાય છે; પણ તેથી શું?"

"અરે એમાં તો બધુંએ છે. તમે ઉભા થાવ અને બારી પાસે ચાલો." વસંતે વિજયનો હાથ પકડયો.

વિજયે ઉભા થઇ પૂછયું, "પણ બારી પાસે જઇને કરીશું શું?"

"મારૂં કહેવું ધ્યાનથી સાંભળો. જુઓ; આ બારીના સળીયા પહોળા–પહોળા જડેલા છે. તેમાં તમારો હાથ સહેલાઇથી આવી શકશે."

"પછી?"

"તમે બન્ને હાથ બહાર કાઢી પહેરો ભરતા સિપાહીનું ગળું પકડી લ્યો; અને હું પછી તેના ખભા પર મૂકેલી બંદુક ખેંચી લઇશ."

"તે સિપાહી બુમ પાડશે તો?"

"જોરથી ગળું દબાવી રાખજો કે જેથી તેનાથી બુમ જ પાડી શકાશે જ નહિ."

"ધારી લે કે મેં એમ કર્યું અને ત્હેં બંદુક મેળવી. પણ પછી?"

"પછી હું બેયોનેટ વડે આ સળીયાને ઉખેડી નાખીશ. જુઓ; આ સળીયા નીચે ચૂનો ખરેલો છે અને આ સમીટની છોમાં ચીરા પડેલા છે. હું જોતજોતામાં ચૂનો અને સમીટ ઉખેડી નાખી આ સળીયા બહાર ખેંચી કાઢીશ. પણ ત્યાં સૂધી તમારે સિપાહીનું ગળું દાબી રાખવું પડશે?"

નિરાશ થએલા વિજયના હૃદયમાં કંઇક આશાનો સંચાર થયો. તેણે આ છેલ્લો અખતરો અજમાવવાનો નિશ્ચય કર્યો. પણ વિજય બારી નજીક જઇ પોતાના હાથ બહાર કાઢે એવામાં તો બારણાંની બહાર કોઇના આવવાનો અવાજ સંભળાયો. વસંતે વિજયને ચેતાવ્યો. બન્ને ચૂપકીદીથી પોતાની જગાએ આવીને બેઠાં. એકાએક બારણાં ઉઘડયાં. એક નકાબપોશ વ્યક્તિ હાથમાં ફાનસ પકડી ઓરડામાં આવી ઉભી.

ઉઘાડાં બારણુાંના મધ્યમાં પણ બીજી એક મુખ ઢાંકેલી વ્યકતી ઉભી રહી. અંદર આવનારના હાથમાં ફાનસ હતું અને બારણાં વચ્ચે ઉભેલી વ્યકતીના હાથમાં ખુલ્લી તલ્વાર હતી.

વસંત વિજયના આશ્ચર્ય ગભરાટનો પાર રહ્યા નહિ. બન્ને જણાં એકાગ્રતાથી આવનાર તરફ નજર કરી રહ્યાં.

થોડીવારમાંજ ફાનસ પકડી આવનાર વ્યકિતએ પોતાના મુખ પર ઢાંકેલું કપડું અલગ કર્યું. વસંત વિજયની નજર તેના મુખ પર પડતાંજ બન્નેના મુખમાંથી આનંદ અને આશ્ચર્યના ધીમા ઉદ્દગાર નીકળી ગયા. આ આવનાર માધવ પ્રધાનની પુત્રી સીતાકુમારી હતી.

સીતાકુમારી કેટલું જોખમ ખેડીને અત્રે આવી છે તેનો વિચાર થતાં વિજયે કહ્યું, "શ્રીમતી! કેમ પધારવું થયું છે?"

"તમારા પકડાવાની ખબર સાંભળી હું અહિં આવી છું. ઉઠો, તમે જલ્દીથી બહાર નીકળી જાવ."

"કયાં થઇને?" વસંતે પૂછ્યું.

"હું આવી છું તે રસ્તે થઇને."

"ત્યાં ચોકીદાર નથી?"

"ત્રણ ચોકીદાર છે, પણ મેં તેઓને સમજાવીને દૂર મોકલ્યા છે. માટે જલ્દી કરો; અને આ પિશાચખાનામાંથી જલ્દીથી નાશી છૂટો. આજની રાત્રેજ ખેલ ખલાસ થવાનો છે." સીતાએ ઉતાવળ કરતાં કહ્યું.

વસંતે બહાર નીકળવાની તૈયારી કરી, પણ વિજયને કંઇક વિચાર સ્ફુરી આવતાં વસંતને આગળ વધતી અટકાવી સીતા પ્રત્યે કહ્યું, "અમે અહિંથી નાશી છૂટવાને જોકે ઘણાંજ આતુર છીએ; પણ અમારા નાશી છૂટવાથી તમારી પર કેટલું સંકટ આવી પડશે; તેનો વિચાર કરતાં અમે અહિંથી નાશી છૂટવું યોગ્ય ધારતાં નથી."

વિજયનો આ વિચાર વસંતને બિલ્કુલ ગમ્યો નહિ. સીતા પણ હૃદયમાં દુઃખી થતાં બોલી, "મારી પર આવી પડનાર સંકટનો

વિચાર કરવાને આ વખત નથી. જેના માટે મેં મારૂં જીવન જોખમમાં નાખ્યું છે; તેના જીવન કરતાં મારૂં જીવન ઉત્તમ નથી. હું તેના માટે સર્વ સહન કરીશ, અરે પ્રાણનું પણ બળીદાન આપીશ. માટે મારી ચિંતા કર્યા વિના તમે આ પળેજ અહિંથી વિદાય થઇ જાવ."

"દેવી ! હું તમારા હૃદયની ઇચ્છા બરાબર સમજું છું; પણ તમે જે ભોગ આપવાને આતુર થયાં છો; તેથી હું ઘણો દુઃખી થાઉં છું. મારો અંતરાત્મા પણ ના પાડે છે. તમારા પિતાની ભયંકરતા હું જાણું છું. તમારાથી અમે નાશી છૂટયાં છીએ એવું જાણતાં જ તે તમારી પર આફતના અગ્નિનો વરસાદ વરસાવશે. એ આફતમાંથી તમને બચાવવાને માટે જ અમે અહિંથી નાશી જવા ઇચ્છતાં નથી."

"વિજયસિંહ! મારૂં ગમે એ થાવ. પણ તમે પ્રભુને ખાતર નાશી છૂટો." આટલું બોલતાં સીતાની આંખોમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં.

"શ્રીમતી! તમારૂં નિર્મળ મન જાણી હું આનંદ પામું છું; પણ આ વિજયસિંહ એક વિશુદ્ધ સ્નેહમયી બાળાને તેના પિતાના ભયંકર કોપમાં કદાપિ કાળે ભોગ થવા દેનાર નથી."

"આવી હઠથી બાળ રાજાનો જીવ જશે. તેના મરવાથી મારૂં પણ મરણ થશે એ ખાત્રીથી માનજો."

વિજય તેને આશ્વાસન આપતાં બોલ્યો, "બ્હેન! રાજાનું રક્ષણ પરમાત્મા જરૂર કરશે. તમે હવે જલ્દીથી વિદાય થઇ જાવ. જુઓ; સામેથી ચોકીદારો ફાનસ પકડીને આવતા જણાય છે."

સીતાએ એ તરફ જોયું. ચોકીદારો આવતા જણાયા. તરતજ સીતા અને તેની સાથેનો માણસ ત્યાંથી ચાલતાં થયાં. પુનઃ દ્વાર પણ બંધ થયાં. દ્વાર બંધ થએ થોડીવાર થઇ હશે એટલામાં વળી પાછાં દ્વાર ખુલ્લાં થયાં અને તે સાથેજ એક હથીઆર બંધ માણસ અંદર દાખલ થયો. બહારના ત્રણ ચોકીદારો તેની આગળ આવીને ઉભા રહ્યા.

તે આવનારે ચોકીદારોને ઉદ્દેશી કહ્યું, "તમે જાઓ અને

કિલ્લાની બાજુમાં આવેલા ઓરડાને સાફ કરો. આ કેદીઓને અહિંથી કાઢી ત્યાં રાખવાના છે."

"કેમ આ જગા તેમને માટે અનુકુળ નથી ?" એક ચોકીદારે પૂછ્યું.

"ના, આજ રાત્રેજ સઘળું તમામ થવાનું છે. કદાચ રાજાના પક્ષવાળાઓ અહિં આવી આ લોકોને છોડાવે. વળી થોડીવાર પર સીતાકુમારી અહિં આવ્યાં હતાં; તેની પણ ખબર પડી ગઇ છે. આથી આ લોકોને આ સ્થળે રાખવાં તે સહિ સલામત ભરેલું નથી."

"ઓરડો તૈયાર કરી તમને ખબર આપવી પડશે કે તમે ત્યાં આવશો ?"

"નહિ; તમારામાંથી બે માણસ પાછા આવજો. આ બન્ને કેદી કાવત્રાબાજ છે. મારા એકલાથી તેમને લાવી શકાયજ નહિ."

"તેમની દેખરેખ તો રાખી શકશોને ?"

"હા, તમારા આવતાં સુધી હું પૂર્ણ સાવચેતીથી અહિં ઉભો રહીશ. તમે જલ્દીથી આવજો."

ચોકીદારો ચાલતા થયા. નવો આગંતુક સિપાહી ખુલ્લી તલ્વાર ખભા પર મૂકી બારણાં વચ્ચે ઉભો. વસંત–વિજય તેનાથી દૂર જઇ બેઠાં.

બન્નેએ ગમે એ પ્રકારે મૂક્તિ મેળવવાનો નિશ્ચય કર્યો. વિજયે ધીમેથી વસંતને કહ્યું, "આપણે હરકોઇ ઉપાયે અહિંથી નાશી છૂટવું જોઇએ."

"હા, પણ શી રીતે ?" વસંતે ધીમા અવાજથી પૂછ્યું.

"સિપાહીને પૂરો કરીને." વિજયે જણાવ્યું.

"શું તેનું ખૂન કરીને ?" વસંતે પૂછ્યું.

"એતો જેવો સમય."

"ચાલો ત્યારે ઉભા થાવ; પણ જ્યાં સુધી તેનો જીવ બચે એવું કરજો."

"જે થાય એ ખરૂં, તું સાવધ રહેજે." કહી વિજયે સિપાહી તરફ જોયું.

સિપાહીભાઈ ખભાપર તલ્વાર મૂકી બેદરકારીથી ઉભા રહી બહારના રસ્તા તરફ જોઇ રહ્યા હતા. આ તકનો લાભ લઇ વિજયે એકાએક વાઘની માફક છલંગ મારી તેને બાથમાં મજબુત દબાવ્યો. વસંતે દોડી જઇ તેની તલ્વાર છીનાવી લઇ તેને નિઃશસ્ત્ર કર્યો.

સિપાહીએ બૂમ પાડવા પ્રયત્ન કર્યો કે તરતજ વસંતે તેનું મુખ દબાવ્યું. સિપાહીએ વિજયની બાથમાંથી છૂટવાને ઘણુંએ બળ અજમાવ્યું; પણ કંઇ વળ્યું નહિ. વિજયે તેને જમીનપર સૂવાડયો અને બૂમ પાડીશ તો જાનથી મારીશ એવી ધમકી આપી તેને પડયા રહેવાનું સૂચવ્યું. જીવ જવાના ભયે સિપાહી શાન્ત થઇ પડયો રહ્યો.

વિજયે માથાનો ફેંટો ઉતારી તેને સજ્જડ બાંધ્યો. તેનું મ્હો પણ એવી રીતે જકડી લીધું કે તે લગીર પણ અવાજ કરી શકે નહિ.

આ પછી બન્ને બહાર નીકળ્યાં. ઓરડાનાં દ્વાર બંધ કરી બહારથી તાળું વાસી દીધું. પછીતે પહેરો ભરનાર સિપાહી હજી પહેરો ભરી રહ્યો હતો. તેને આ બાબતની કંઇ પણ ખબર પડી નહિ.

રાત્રિ પડેલી હોવાથી સર્વત્ર અંધકાર વ્યાપેલો હતો. અંધકાર બન્નેને નાશી છૂટવામાં સ્હાયરૂપ થયો. વસંત-વિજય ત્વરીત ગતીએ રાજાના શયનભૂવન તરફ દોડવા લાગ્યાં.

## પ્રકરણ ૨ જું.

### મધ્યરાત્રિનો મામલો.

અંધકારમયી રાત્રિએ ભિષણ સ્વરૂપ ધારણ કરેલું હતું. ફાનસો ચોડેથોડે અંતરે પ્રકાશી રહ્યાં હતાં. જાંખાં ફાનસોનું અજવાળું નહિ જેવું જણાતું હતું. સર્વત્ર શાન્તિ વ્યાપેલી હતી. પહેરેગીરો પણ રસ્તાઓપર જણાતા નહોતા.

વસંત વિજય ઉતાવળે પગલે રાજાના મહેલ તરફ જતાં હતાં. રસ્તે અંધારૂં ઘોર હતું. બન્ને જણાં એક સાંકડી નેળમાં થઇને આગળ વધતાં હતાં. બરાબર બાર વાગ્યાના સુમારે બન્ને જણાં રાજાના શયન-ભૂવનથી થોડેક દૂર આવી પહોંચ્યાં. શયનભૂવનમાં બળતા દીપકોનો પ્રકાશ ફરીથી જણાયો. આ અરસ્સામાં એક કૌતક થયું. એક કાળાં વસ્ત્ર-ધારી માણસ વસંત વિજયની નજીક થઇને ચાલ્યો ગયો. પણ તેણે વસંત-વિજયને જોયાં હોય નહિ એમ તેના ચાલ્યા જવાથી જણાયું.

વસંતે ધીમેથી પૂછ્યું, " કેમ કંઈ જોયું ? "

" હા, એક માણસ ચાલ્યો ગયો. " વિજયે કહ્યું.

" તે કોણ હશે ? "

" ખૂની. "

" કોનો ? રાજાનો ? "

" હા. "

" ત્યારેતો તે રાજભુવનમાંજ જશે. "

" નક્કી. "

" આપણે ચાલો તેની પાછળ જઇ તેને પકડી પાડીએ. "

" ના, આપણે બન્નેને તેની પાછળ જવાની જરૂર નથી. હું એકલો તેની પાછળ જાઉં છું. " વિજયે કહ્યું.

" અને હું ? " વસંતે પૂછ્યું.

" હું આવું ત્યાં સૂધી તમારે અહિં ઉભાં રહેવું અને કદાચ હું સંજ્ઞાસૂચક અવાજ કરૂં તો તરત મારી પાસે આવવું. "

" હું તમને એકલા જવા દેનાર નથી. "

" એમાં ભય શું છે ? "

" મને ભય લાગે છે. ખૂની ચાલાક છે. ચાલો હું પણ સાથે આવું છું. " વસંતે કહ્યું.

વિજયે ચાલવાનું સૂચવ્યું. બન્ને જણાં મહેલના ઝાંપામાં દાખલ થઇ અંદર જવા લાગ્યાં. ઘોર અંધકાર સર્વત્ર ફેલાએલો હતો. સઘળે

શૂન્યકારમય જણાતું હતું. મહેલની સડકોપર થોડે-થોડે અંતરે આવેલાં ફાનસો પણ ઓલવાઇ ગએલાં હતાં.

વસંત વિજય સડકના આધારે આગળ વધતાં હતાં. રસ્તો ભયંકર ભાસતો હતો. ભયના ભણકારા પ્રતિપળે વાગતા હતા.

થોડેક દૂર જતાંજ વિજય ચોંક્યો. અંધકારમાં ભૂતના ઓળાની માફક કોઇક ઉભેલું તેને જણાયું. વિજયે વસંતને અટકાવી ત્યાંજ ઉભા રહેવાનું પસંદ કર્યું.

વસંતે પણ એ દૃશ્ય જોયું. તે કંઇ પૂછે અગર બોલે એવામાંજ એ ભુતના ઓળા સમાન ભાસતી વ્યક્તિએ વિજયની નજીક આવી વિજયના ખભાપર હાથ મૂક્યો.

વસંત વિજયના આશ્ચર્ય–ગભરાટનો પાર રહ્યો નહિ.

બન્નેનો ગભરાટ સમજી જઇ વિજયના ખભાપર હાથ મૂકનાર બોલ્યો, "ગભરાશો નહિ, એતો હું છું."

તેનો અવાજ ઓળખી વિજયે પૂછ્યું, "કોણ ભુપત ?"

"હા."

"તું અહિં ક્યાંથી ?"

"હું આજ સમી સાંજનો આટલામાં જ આમતેમ ફરૂં છું." ભુપતે જવાબ આપ્યો.

"કારણ ?"

"આજે મને ચોક્કસ ખબર મળી હતી કે રાજાનું ખૂન થવાનું છે. આથી હું ખૂનીઓની શોધમાં ફરૂં છું."

"કંઇ પત્તો મળ્યો ?"

"ના, પણ ખૂની અગર તેનો કોઇ માણસ વૃક્ષોની અંદર છૂપાયો છે એવો મને પાકો વ્હેમ છે."

"રાજા શું કરૂં છે ?" વિજયે પૂછ્યું.

"રાજાજી થોડીવાર પરજ સૂઇ ગયા છે."

"તેમની પાસે કોણ કોણ છે ?"

" સેનાપતિ અને શંકરસિંહ. "

" મારા કહેવા પ્રમાણે તેમણે સર્વ વ્યવસ્થા કરી રાખી છે ને ? "

" હા, તેમણે સઘળી તૈયારી કરી રાખી છે. " ભુપતે જણાવ્યું.

" ઠીક ત્યારે તું જા અને મહેલના મુખ્ય દ્વાર આગળ ઉભો રહેજે. "

ભુપત ચાલતો થયો. વિજયે ચારે તરફ નજર ફેરવી, પણ કાળા અંધકાર સિવાય અન્ય કાંઇ જણાયું નહિ. ખૂની આટલામાંજ છે એમ વિજયની પણ પુર્ણ ખાત્રી થઇ ચૂકી હતી. વિજય વસંતને પોતાના પ્રાણની પરવાહ ન્હોતી. વળી માનસીંગ ભયંકર ખૂની હતો, તે પોતાની ઉપર કેમ હુમલો ન કરે ? વસંત વિજય પૂર્ણ સાવચેતીથી આગળ વધ્યાં. તેમનો ઉદ્દેશ રાજાને જીવતો બચાવવો અને ખૂનીને કેદ પકડવાનો હતો. રાજાને મળ્યા પહેલાં ખૂની પકડાય તો સારૂં આવા વિચારથી બન્ને જણાં રાજાવનવીરની ફરવા–હરવાની જગા આગળ આવી ખૂની-ઓની બારીકાઇથી તપાસ કરવા લાગ્યાં. એવામાં વસંતને કંઇક વિચાર આવતાં તેણે વિજયને ધીરેથી કહ્યું, " અત્યારે આપણો જીવ જોખમમાં છે. "

" એટલે ? " વિજયે ચમકીને પૂછ્યું.

" આપણે સલામત નથી. "

" કેમ વારૂ ? "

" ખૂની આટલામાં છૂપાયો હશે અને તે કદાચ પિસ્તોલ છોડશે તો આપણે તો મરીજ જવાનાં. "

" હા, એમ પણ બને. વળી અંધારી રાત છે. રાજા રાત્રે મોડા સુધી ફરે છે એવું ખૂની લોકો જાણે છે અને તેથી કદાચ આપણને રાજા સમજી દૂરથી ગોળી છોડે તો આશ્ચર્ય પામવા જેવું નથી. પણ હવે ગભરાવાનું પ્રયોજન નથી. ગમે એ ભોગે આજે ખૂનીને પકડવોજ જોઇએ. આપણું રક્ષણ પ્રભુ કરશે. " વિજયે કહ્યું.

વસંત બોલી, " મારૂં કહેવું કબુલ કરશો ? "

"જરૂર."

"તમે અહિં ઉભાં રહો, અને હું આ સામેના વૃક્ષોમાં તપાસ કરી આવું."

"ત્યારે તું અહિં રહે અને મને ત્યાં જવા દે તો કેવું સારૂં?" વિજયે કહ્યું.

"ભલે, તમારી ઇચ્છા હોય તો તમે જાવ. એ તરફજ ખૂની છૂપાયાનો મને મજબુત વ્હેમ છે."

"ઠીક, ત્યારે હું તે તરફ જાઉં છું. મારી બૂમ સંભળાય તો તરત દોડી આવજો." કહી બહાદુર વિજય ધીમે કદમે વૃક્ષોના ઝુંડ તરફ વળ્યો.

વસંત–વિજયનો વ્હેમ આખરે ખરો પડયો હોય એમ જણાયું. વૃક્ષોમાં ખડખડાટ થયો. વિજય ચોંકયો, ઉભો રહ્યો; પણ કંઇ જણાયું નહિ. પુનઃ શાન્તિ વ્યાપી રહી. વિજયે કેટલું જોખમ ઉઠાવ્યું છે તે પોતેજ સમજતો હતો. તેણે રાજાને ખૂનીનો ભોગ થતો બચાવવાનું સીતાને અને સેનાપતિને વચન આપેલું હતું. આથી તેણે વચનભંગ થવા કરતાં મરવું ઉત્તમ માન્યું હતું અને એથીજ તેણે પ્રથમ ખૂનીને પકડવાનું સાહસ ઉઠાવ્યું હતું. વિજયસિંહ બારીકાઇથી આસપાસ નજર ફેરવતો આમતેમ ફરતો હતો. બરાબર વૃક્ષોના મધ્યભાગે પહોંચતાં વળી પાછો ખડખડાટ થયો. વિજય ભય નહિ પામતાં હિંમતથી આગળ વધ્યો. એવામાંજ એક કદાવર માણસ ઝાડ ઉપરથી તેની ઉપર ટૂટી પડયો. વિજય ઝડપથી બાજુપર ખશી જમીનપર બેસી ગયો. શત્રુએ તેનાપર આક્રમણ કર્યું. વિજય પણ પોતાના હરીફને પોતાનું બળ દેખાડવા લાગ્યો. ખૂનીએ વિજયને મારી નાખવાને માટે હાથમાં છૂરો પકડયો હતો. તે છૂરાવાળો હાથ વિજયે મજબૂત રીતે પકડી રાખ્યો હતો. ખૂની પોતાનો હાથ છોડાવવાને માટે અપૂર્વ બળ વાપરતો હતો; પણ વિજયના બળ આગળ તેનું કંઇ ચાલી શક્યું નહિ. આખરે વિજયે મોટી બુમ મારી. ખૂની નાશી છૂટવાને માટે તરફ-

ડીયાં મારવા લાગ્યો. એવામાંજ વસંત વિજયના અવાજથી ત્યાં દોડી આવી. ખૂની માનસીંગ ઝનુની હતો. તે પકડાવા કરતાં મૃત્યુના નિશ્ચયવાળો હતો. વળી શરીરે કદાવર અને બળવાન હતો. તેણે આવેશથી હાથમાંનો છરો છોડી દીધો અને વિજયને અતી બળથી અદ્ધર ઉપાડી દૂર ફેંકી દીધો. વિજય ઉભો થાય એ પહેલાંજ તેણે રાજાના શયનભુવન તરફ દોડવા માંડ્યું. વિજય અને વસંત તેની પાછળ દોડયાં. થોડેક દૂર જતાં એકાએક પિસ્તોલનો અવાજ સંભળાયો. શું રાજા ખૂનીની કાતીલ ગોળીનો ભોગ થયો કે શું?" આમ વિચારતાં વસંત-વિજય વધુ વેગથી દોડવા લાગ્યાં અને એક ખુલ્લા ચોગાનમાં આવ્યાં. એવામાં વળી પાછો બીજો ધડાકો થયો અને એક ગોળી વિજયના માથાપર થઇને પસાર થઇ. આ સાથેજ સામેથી અવાજ આવ્યો કે, "સંભાળો, એ શત્રુ નથી પણ મિત્રો છે."

વસંત વિજયે અવાજ ઓળખ્યો. તે અવાજ રાજા વનવીરનો હતો. વસંત વિજય આગળ વધી બે માણસોની સમક્ષ આવીને ઉભાં. તે બે માણસોમાં એક રાજા વનવીર હતો અને બીજો ભૂપત હતો. ભૂપતના હાથમાં ભરેલી બંદુક હતી. એ બન્નેની આગળ જમીન પર એક શબ પડેલું હતું. ભૂપત મહેલમાં જઇ એક ફાનસ લઇ આવ્યો. ફાનસના અજવાળે જમીન પર પડેલા મુડદા સામે જોતાંજ વિજય વસંતના મુખમાંથી આનંદના અવાજ નીકળી પડયા.

એ શબ માનસીંગનું હતું. તેના માથામાં ગોળી વાગી હતી. માથું ફાટી ગયું હતું. પ્રાણપંખી પણ નીકળી ગયો હતો.

વનવીરે કહ્યું, "તમે ખરા વખતેજ આવી પહોંચ્યા છો."

"હાજી, આજે પ્રભુ કૃપાએ આપ બચી ગયા છો અને તેથી હું પ્રભુનો ઉપકાર માનું છું." વિજયે કહ્યું.

"આ મુડદું કોનું છે?" રાજાએ પૂછ્યું.

"ભયંકર ખૂની માનસીંગનું." વસંતે જણાવ્યું.

"ચાલો એક શત્રુ તો ઓછો થયો." રાજાએ કહ્યું.

"હા, એક ભયંકર શત્ર ઓછો થયો, પણ હજી ઘણા શત્રુઓ બાકી છે."

"તેમને પણ જોઇ લેવાશે. વારૂં તમને આ ખુનીના અહિં આવવાની ખબર કેવી રીતે પડી?" રાજાએ પૂછ્યું.

વિજયે તમામ બીનાથી બાળ રાજાને જાણીતો કર્યો. પ્રધાને કેદ પકડયાનું સાંભળતાંજ રાજાને ગુસ્સો ચઢયો. તેણે ભૂપતને મોકલી સેનાપતિને બોલાવ્યો. સેનાપતિને આવતાંજ રાજાએ કહ્યું, "જોયું? આ મારા વફાદાર દોસ્તોને પેલા બેવફાએ આજે કેદ કરી આખો દિવસ કોટડીમાં પૂરી રાખ્યા હતા."

"હું તો પહેલેથીજ જાણતો હતો કે પ્રધાન આ બન્ને જણાને કેદજ કરશે."

"હું તમને હુકમ કરૂં છું કે તે દુષ્ટ પ્રધાનને કેદ કરો." રાજાએ આજ્ઞા આપી. પણ તે બીચારાને કયાંથી ખબર પડે કે તેની આજ્ઞાનો અમલ થવો હવે ઘણો મુશ્કેલ છે.

સેનાપતિએ કહ્યું, "આપની આજ્ઞા માથે ચઢાવું છું; પણ પ્રધાન આખા સૈન્યથી રક્ષાએલો છે."

"પણ આપણા વફાદાર માણસો છે ને?"

"આપણા માણસો સાગર આગળ ખાબોચીયા સમાન છે."

"બસ એટલાજ માણસોને લઇ હું પોતેજ તે નરાધમને કેદ કરીશ." રાજાએ ગુસ્સાથી તપી જઇ કહ્યું. આ પછી સઘળા મહેલ તરફ જવા લાગ્યા. પણ એકાએક પાછળથી કોઇના આવવાનાં પગલાં સંભળાયાં. સઘળાએ ચમકીને પાછું વાળીને જોયું તો જણાયું કે કેટલાક માણસો આ તરફ આવે છે. સૌની આગળ બે મશાલચીઓ ચાલતા હતા. રાજા અને તેનું મંડળ ઉભું રહ્યું. ભુપત આવું છું કહી મહેલ તરફ ચાલતો થયો.

ભૂપતના એકાએક ચાલ્યા જવાથી વિજય વિચારમાં પડયો.

આવનારા માણસો નજીક આવી ઉભા. સઘળાએ બાળરાજાને

નમન કર્યું. વનવીરે તેઓને ઓળખ્યા. તેઓ અન્ય કોઇ નહિ પણ માધવ અને તેની સાથેના ચાળીસેક સશસ્ત્ર સૈનિકો હતા.

માધવને જોતાંજ વનવીરનું મુખ ગુસ્સાથી રાતુંચોળ થઈ ગયું. તેણે મોટા અવાજે પ્રધાનને સંબોધી કહ્યું, "આ બધું શું છે?"

માધવ બોલ્યો, "નામવર! આપના ભલાની ખાતરજ આ પગલું ભરવું પડ્યું છે."

"મને સ્પષ્ટ સમજાવો?" રાજાએ પૂછ્યું.

"આ બન્ને દેશદ્રોહીયો અને કાવત્રાબાજ છે." માધવે વસંત વિજયને બતાવી કહ્યું.

"કોણ કહે છે કે તેઓ કાવત્રાખોર છે" રાજાએ પૂછ્યું.

"હું કહું છું." માધવે જણાવ્યું.

"કંઇ પૂરાવો?" રાજાએ પૂછ્યું.

"મારા શબ્દો એજ પૂરાવો. મેં તેમને કેદ કર્યા હતા, ત્યાંથી તેઓ છટકી આવ્યા છે."

"અને તેથીજ તમે સૈનિકો સાથે આમને પકડવા આવ્યા હશો, નહિ વારૂ?" રાજાએ પૂછ્યું.

"હા."

"પ્રધાનજી! આ લોકો કોણ છે એ જાણો છો?"

"મારે તે જાણવાની જરૂર નથી. મારે તો ફકત મારી ફરજ બજાવવી જોઇએ."

"આ મારા વફાદાર મિત્રો છે. તેઓને હેરાન કરનાર અને ઇચ્છનાર રાજ્યનો દુષ્મન છે."

"એટલે?" પ્રધાને ગર્વથી પૂછ્યું.

"તમે કરેલા અપરાધ બદલ તમારે આ બન્નેની ક્ષમા માગવી પડશે."

"કોને મારે?"

"હા."

"તેમ કદી બનશેજ નહિ."

"શું મારી આજ્ઞાનો અનાદર થશે ?"

"લાચારીથી મારે તેમજ કરવું પડશે." આમ કહી પ્રધાને સૈનિકોને સંબોધી વસંત-વિજય તરફ હાથ લંબાવી કહ્યું, "આ લોકોને પકડો, કેદ કરો."

સિપાહીઓ આગળ વધે એ પહેલાંજ વસંત વિજયે તલ્વારો ખેંચી. પણ તરત રાજાએ હાથ લાંબો કરી સૈનિકોને અટકાવી કહ્યું, "ખબરદાર, આ લોકોને તમારાથી કેદ કરી શકાશે નહિ. તમે કોની આજ્ઞાથી અમને કેદ કરવા તૈયાર થયા છો ?"

"પ્રધાનજીની." સૈનિકોએ જવાબ વાળ્યો.

"તમને રાજાની આજ્ઞા માન્ય છે કે નહિ ?"

"નહિ."

"કારણ ?"

"રાજાએ અમારૂં કંઈ પણ ભલું કર્યું નથી. પ્રધાનજી અમારૂં પરમ કલ્યાણ કરનાર છે."

"નિમકહરામ, શયતાનો! તમારા શબ્દો રાજદ્રોહી છે."

"મહારાજ! રાજદ્રોહી શબ્દ વાપરતાં વિચાર કરજો." પ્રધાન બોલી ઉઠયો.

"નીચ, બેઅદબ! તું કોની આગળ બોલે છે?" રાજાએ તપી જઇને કહ્યું.

"પ્રજાનું લોહીનું પાન કરી મદમસ્ત થએલા રાજા આગળ. —મહારાજ!હવે વખત બદલાઇ ચૂક્યો છે, પ્રજાનું કલ્યાણ કરવાની મેં પ્રતિજ્ઞા કરી છે અને એથીજ તમારી સામે આ બેવફાઇનું પગલું ભરી રહ્યો છું."

"શું તું રાજા થવા ઇચ્છે છે?"

"એતો પ્રજાની મરજીની વાત છે." પ્રધાને કહ્યું.

"તું પ્રજાને પણ ઠગે છે."

"વખત આવે જણાશે."

"રાજ્યનું અન્ન ખાઇ નિમકહરામ થનાર! જા, હું તને જીવતો જવા દઉં છું."

"તમારી આજ્ઞા અલોપ થઇ ગઇ છે. તમારા હાથમાં હવે સત્તા નથી. તમારૂં જીવન મારા હાથમાં છે એ ખૂબ યાદ રાખજો."

"શું શિયાળ વનરાજને દબાવશે?" રાજાએ ક્રોધથી કહ્યું.

"એ તો સમયજ જણાવશે."

"મારા હાથમાં સમશેર પકડવાની હજી તાકાત છે." રાજાએ કહ્યું.

"એથીજ તમે સર્વના તિરસ્કારને પાત્ર થયા છો."

"બસ ચાલ્યો જા અહિંથી." રાજાએ ક્રોધાક્રાન્ત થઇ કહ્યું.

"આ કેદીઓને લીધા વિના મારાથી જઈ શકાશે નહિ."

"એમ; તો જોઇ લે કે તારા શું હાલ થાય છે." કહી રાજાએ સેનાપતિ તરફ જોઇ કહ્યું, "આને કેદ કરો."

બીચારા સેનાપતિની સ્થિતિ આ વખતે જોવા જેવી થઇ રહી હતી. વાત વધેલી જાણી તેના ગભરાટનો પાર રહ્યો નહોતો. રાજાની આજ્ઞા થતાં તે ચમકયો અને બોલ્યો, "મહારાજ..."

"બસ, હું કંઇ પણ સાંભળવા માગતો નથી. એકદમ આ નાફરમાનને તેના સેવકો સાથે કેદ કરો."

રાજાએ તેને બોલવા નહિ દેતાં કહ્યું.

"રાજન! મને કેદ કરાવતાં કેદ કોણ થાય છે એ જોયા કરજે. સિપાહીઓ! પકડો આ બધાને."

માધવે આજ્ઞા આપી. તત્કાળ સિપાહીઓ રાજન અને તેના સાથીદારોની આસપાસ ફરી વળ્યા.

વનવીર તલ્વાર ખેંચી સિપાહીઓ પર ટૂટી પડવા ઉત્સુક થયો, પણ એટલામાંજ તેને અજાયબીની અંદર જણાયું કે પોતાને અને પોતાના મિત્રોને ઘેરીને ઉભા રહેનારા તમામ સૈનિકો બીજા સૈનિકોથી ઘેરાઇ ગયા છે. માધવ અને તેના સિપાહીઓ સ્તબ્ધ બન્યા.

રાજદ્રોહિઓને ઘેરી લેનારા વફાદાર અંગરક્ષકો હતા. તેમની સંખ્યા લગભગ સોએકની હતી.

ભૂપત મહેલમાં જઇ આ સઘળાને બોલાવી લાવ્યો હતો. વિજયે અને રાજાએ તેની અગમચેતીથી પ્રસન્ન થઇ મનથી ધન્યવાદ આપ્યો. ભુપતે મોટા અવાજથી માધવના સૈનિકોને હથીઆર નીચે મૂકી દેવાની આજ્ઞા કરી. તેનો અવાજ આ વખતે કોઇ સત્તાધિશના જેવો હતો.

માધવે અને સઘળા સૈનિકોએ હથીઆર મૂકી દીધાં. રાજાના રક્ષકોએ સઘળાને બંધીવાન બનાવી દીધા. માધવને પણ ચતુર્ભુજ બનાવવામાં આવ્યો. રાજાએ તેઓને કારાગૃહમાં પૂરવાની આજ્ઞા કરી.

ભૂપત અને રાજાના અંગરક્ષકો સઘળા કેદીઓને લઇ કારાગૃહ તરફ ચાલતા થયા. રાજા વનવીર પોતાના મિત્રોને લઇ મહેલમાં આવ્યો. પ્રધાન કેદ થવાથી રાજા અને વિજયના આનંદનો પાર ન્હોતો. પણ સેનાપતિ કંઇક ગમગીન જણાતો હતો. રાજાએ શંકરની પાસે નાસ્તો મંગાવ્યો. શંકરે નાસ્તાની વસ્તુઓ હાજર કરી, રાજાએ વસંત–વિજયને જમવાનું જણાવ્યું. બન્નેને ભૂખ કકડીને લાગેલી હતી. નાસ્તાને ઇન્સાફ અપાઇ ચૂકયો.

બનેલા બનાવની વાતો થવા લાગી. મધ્યરાત્રિ વીતી ચૂકી હતી. ભુપતે આવી કેદીઓને કારાગૃહમાં પૂરી દીધાના સમાચાર જણાવ્યા. વનવીરે તેનાં પુષ્કળ વખાણ કરી એક સુવર્ણ માળા તેને બક્ષીસ આપી. અંગરક્ષકોને પણ ઇનામ સાથે શાબાશી મળી.

થોડો વખત શાન્તિમાં પસાર કરી વિજયે કહ્યું, " મહારાજ ! એક સલાહ સ્વીકારશો ? "

" ઘણી ખુશીથી. " વનવીરે જવાબ આપ્યો.

" તમે અમારી સાથે આવશો ? "

" ક્યાં ? "

" અમે જઇએ ત્યાં. "

" કારણ ? "

"આપ અત્રે સલામત નથી."

"તે હું જાણું છું. આ રાજ્યના નાના મોટા તમામ માણસો બેવફા થયા છે અને તેઓ મોટો બળવો કરવાની તૈયારીમાં છે એ પણ હું જાણું છું. મારા મિત્રો! આ રાજ્યના અન્યથી પેસાએલા કેટલાક સરદારોને મારા સુખની અદેખાઇ આવી છે. તેઓ રાજ્યમાં ઉથલપાથલ કરવા ઇચ્છે છે. તે દગાખોરોનાં કાવત્રાંથીજ મારા પિતા અને માતાનું અકાળ મરણ થયું છે. તેમના જેવું ભાવી મારૂં પણ થયું હોત તો ઘણું સારૂં થાત એમ મારા મનમાં ઘણી વખતે થઇ આવે છે. મેં સૈનિકોને અને પ્રજાજનોને સંતોષવા ખાતર ઘણુએ કર્યું છે અને કરૂં છું; છતાં તેઓ બેવફા થશે તો પ્રભુ તેમને પુછશે." વનવીરે અંતર વેદના જણાવી.

"મહારાજ! તમે આ રાજ્ય છોડી અમારી સાથે રહો તો શું ખોટું?" વસંતે કહ્યું.

"એ વિચારો પણ મને ઉત્પન્ન થાય છે. પરંતુ મારા મિત્રો! હું એક રાજા છું. બહાદુરીથી મરવાને ખુશી છું. જીવતાં સુધી મારી જન્મ ભુમિ ત્યાગવી નહિ એવો દ્રઢ નિશ્ચય મેં કર્યો છે. હું આ રાજ્યનો રાજા છું. મારૂં સ્થાન મારા લોકોમાંજ છે. ભલે પછી મૃત્યુ આજેજ થાય." વનવીરે જણાવ્યું.

"મહારાજ! તમારા નિશ્ચયમાં હાની સિવાય કંઇ પણ જણાતું નથી. અગમ બુદ્ધિ વાપરી અમારી સાથે ચાલો. જીવતા હશો તો ફરીથી જોઇ લેવાશે." વિજયે કહ્યું.

"આથી લોકો એમ સમજશે કે રાજા ભયથી નાશી ગયો."

"ભલેને કહે, તેમાં આપણે શું લેવા દેવા?" વિજય બોલ્યો.

"નાશી જવાનું કલંક શીર પર લેવા કરતાં હું મારી પ્રજાને હાથેજ મરવાનું વધારે પસંદ કરીશ."

"કુમાર! મારી સલાહ સ્વીકારો. ભય નજીકમાંજ છે. સમય અમૂલ્ય જાય છે."

"શું ભય નજીકમાં છે ?"

"હા."

"હું માની શકતો નથી. પ્રધાનને કેદ કરવાથી ભય ઓછો થયો છે એમ સમજું છું."

"એક પ્રધાનને કેદ કરવાથી ભય ઓછો થયો એમ સમજવાનું નથી. આખા રાજ્યના માણસોનાં મન ફરી ગયાં છે, હું તમને હાથ જોડીને..." વિજય બોલતો અટક્યો. કોઇના આવવાનો ભાસ થયો. તરતજ દિવાનખાનાનું બારણું ઉઘાડી એક સૌન્દર્યશાલીની રમણી સૌની સમક્ષ આવીને ઉભી રહી. તેનો પોશાક આ વખતે વિચિત્ર હતો. રમણીએ વીર વેશ ધારણ કરેલો હતો. તેના વાળ છૂટા હતા. શરીર પર કાળો જભ્ભો ઓઢેલો હતો. જભ્ભા ઉપર કમ્મરે કમરપટો બાંધેલો હતો. તેમાં શસ્ત્ર-અસ્ત્ર ખોસેલાં હતાં. રમણીના હાથમાં ખુલ્લી તલ્વાર હતી. તલ્વાર લોહીથી રંગાએલી હતી.

આ રમણી અન્ય કોઇ નહિ પણ સિતાકુમારી હતી.

સર્વના આશ્ચર્યની સીમા રહી નહિ. સીતાના સ્વાંગથી સર્વ તેની તરફ જોઇ રહ્યા. સીતાના મુખ પર ગભરાટ અને ભયનાં ચિન્હ સ્પષ્ટ જણાતાં હતાં.

રાત્રિના પાછલા પ્રહરનો સમય હતો. સર્વત્ર અપુર્વ શાન્તિ પથરાએલી હતી. રાત્રિની શાન્તિમાં ભયના ભણકારા વાગતા હતા. રાત્રિ વ્યતિત થતી હતી.

## પ્રકરણ ૩ જું.

### ભયંકર આફત.

" સીતાદેવી ! તમે આમ ગભરાએલાં કેમ જણાઓ છો ? " વનવીરે પૂછ્યું.

" કુમાર ! સર્વ નાશની તૈયારી થઇ ચૂકી છે. " સીતાએ બારીવાટે બ્હાર નજર કરી કહ્યું.

" એટલે ? " રાજાએ પૂછ્યું.

" તોફાન શરૂ થયું છે. સર્વે લશ્કરીઓએ કારાગૃહ તોડી મારા પિતાને છોડાવ્યા છે. રાજ્યના વફાદાર સૈનિકોને કત્લ કર્યા છે. રાજમહેલ આગમાં હોમ્યો છે. જુઓ; આગની જવાળાઓ અહિંથી પણ દેખાય છે. ઉન્મત્ત થએલા બળવાખોરોનો કોલાહલ સંભળાય છે. "

રાજા અને ત્યાં બેઠેલા સર્વ ઉભા થયા. આગના ભડકા અને માણસોના કોલાહલથી સૌનાં મુખ ઉતરી ગયાં. વનવીરનું મુખ ક્રોધથી રાતુંચોળ થઇ ગયું. તેણે મોટા અવાજથી સેનાપતિને કહ્યું, " એકદમ બ્યુગલ વગાડો અને આ સ્થળે રહેતા આપણા તમામ વફાદારોને તૈયાર કરો. સેનાપતિ ! તૈયાર થાવ; કેસરીયાં કરો. આપણે સ્વર્ગમાં જવાનું છે; પણ તે પહેલાં બળવાખોરોને આપણી તલ્વારોનું પાણી બતાવવાનું છે. "

સેનાપતિ હાથ જોડી બોલ્યો, " મહારાજ ! મારી એક...... "

રાજા વચ્ચેજ બોલી ઉઠયો, " બસ જાવ, વાતો કરવાનો સમય નથી. બળવાખોરો નજીક આવતા જાય છે. તેમના અવાજો અને હથીઆરના ખડખડાટો પાસે સંભળાતા જાય છે. દૂર બંદુકોના બ્હાર થઇ રહ્યા છે. જાઓ, જલ્દી કરો. "

સેનાપતિ ચાલ્યો ગયો. રાજાએ વીરવેશ ધારણ કરવા માંડયો. વસંત–વિજય હઠીલા બાળરાજા તરફ દયાની દ્રષ્ટે જોઇ રહ્યાં. તેઓ

મનમાં વિચારતાં હતાં કે, આ હઠીલો રાજા બળવાખોરોનો શીકાર જરૂર થઇ પડશે. આને શી રીતે બચાવવો? કેવા પ્રકારે તેનું રક્ષણ કરવું.

એવામાં સીતા બોલી, "કુમાર! મારૂં નહિ માનો?"

"શું?" રાજાએ પૂછ્યું.

"તમે નાશી જાવ." સીતાએ કહ્યું.

"શું કરવા?" રાજાએ સ્હેજ હશીને પૂછ્યું.

"જીવ બચાવવા."

"હું જીવ બચાવવા ઇચ્છતો નથી. શું હું નામર્દ–બ્હીકણ છું?"

"ના, તમે બહાદુર છો."

"ત્યારે મને નાશી જવાનું કેમ કહે છે?"

"સમય પ્રતિકુળ છે."

"નહિ; રાજપુતને યશ પ્રાપ્ત કરવાનો આ અનુકુળ સમય છે."

"કુમાર! જીવતો નર ભદ્રા પામશે."

"એ કહેવત બીજાને માટે છે. આ જન્મમાંજ સારી–ખોટી કીર્તિ રહી જશે."

"શું તમને મારી દયા નથી આવતી?"

"તારી પ્રત્યે દયા તો શું પણ તું તો મારૂં સર્વસ્વ છે."

"તો આપણા સુખને સમાપ્ત શા માટે કરો છો?"

"હું ચીરકાળનું સુખ સંપાદન કરવા ઇચ્છું છું. સીતા! તું રાજપૂત પુત્રી છે. આપણો ધર્મ તું યથાર્થ સમજે છે, છતાં આ વખતે આવા નિરાશાસુચક શબ્દો કેમ બોલે છે? તારે આ વખતે તો મને હિંમત આપવી જોઇએ. મેદાન પડવાને માટે ઉશ્કેરવો જોઇએ."

"તે હું સમજું છું; પણ આ તોફાનમાં ભવિષ્ય અંધકારમય અવલોકું છું."

"ભવિષ્ય અંધકારમય હોય યા પ્રકાશમય હોય તે વિચારવાની આપણે જરૂર નથી."

" મારા ભવિષ્યનો આધાર તમારી ઉપર છે.

" તો તું પણ મારૂં અનુકરણ કર, હાથમાં તલ્વાર પકડ, રણ-ચંડીનું સ્વરૂપ ધારણ કર અને નિમકહરામીઓનો સંહાર કર. મરીશું તો સાથે સ્વર્ગમાં જઇશું અને જીવીશું તો અમર નામના સાથે સુખેથી રાજ્ય સુખ ભોગવી શકીશું."

રાજાના દુરાગ્રહથી સીતા વધારે બોલી શકી નહિ. તે ભાવી-ભયને માટે તૈયાર થઇ ઉભી. રાજા શસ્ત્ર–અસ્ત્રથી સજ્જ થયો. તેનો મરવાનો નિશ્ચય તેના મુખપર સ્પષ્ટ જણાયો. તેણે વસંત–વિજયને કહ્યું, " મારા મિત્રો! તમે હવે ચાલ્યાં જાવ. ભય નજીક છે. તમે આફતમાં ન ફસાવ."

વિજય વીરતાથી બોલ્યો, " તમારા રક્ષણને માટે અમે પ્રતિજ્ઞા કરી છે. અમે જીવીશું ત્યાં સુધી તમારૂં રક્ષણ કરીશું; પણ તમને અત્રે મૂકી કદાપિ ચાલ્યાં જઇશું નહિ."

" મિત્રો! આપણા ભાગ્યમાં વિજય નથી; પણ મ્હોત છે."

" મિત્રના માટે મ્હોતને ખુશીથી ભેટીશું?" વિજય–વસંતે કહ્યું.

" ધન્ય છે; મારા મિત્રો! તમને વારંવાર ધન્ય છે."

સેનાપતિએ આવી સૈનિકોના તૈયાર થઇ આવવાની ખબર આપી. પાંચસો સૈનિકોમાંથી બસો સૈનિકો મહેલ આગળ ઉભા અને બાકીના મહેલની અંદર છૂટા છવાયા ગોઠવાઇ ગયા. નગરમાં કોલાહલ વધતો હતો. બંદુકોના ધડાકા ઉપરા ઉપરી થતા હતા. નગરમાં લાગેલી આગનો પ્રકાશ જણાતો હતો. રાજાની હઠથી સીતાના દુ:ખનો પાર રહ્યો નહિ. તેની આંખોમાં ઝળઝળીયાં આવ્યાં. એવામાં આ રાજમહેલથી થોડેક દૂર મોટો ધડાકો થયો. તરત બીજો–ત્રીજો એમ મોટા ધડાકા થવા લાગ્યા. બળવાખોરોના જયઘોષ સંભળાવા લાગ્યા.

રાજમહેલના સેનાપતિએ ભયનું બ્યુગલ વગાડી સર્વને સાવધ કરી દીધા. વનવીર ખુલ્લી તલ્વારે મહેલની નીચે જવા તૈયાર થયો,

કે તરત વિજયે તેને અટકાવતાં કહ્યું, "સખુર, તમારે નીચે જવાની જરૂર નથી."

વનવીર કઠોર અવાજે બોલ્યો, "માફ કરજો મારા મિત્રો કે હું તમારૂં કહેવું અત્યારે માની શકતો નથી. હું જરૂર અને આ પળેજ નીચે જઇ મેદાન પડીશ. બળવાખોરોથી હું ડરનાર નથી. આપણા નીચે ઉભેલા માણસોની મદદથી હું શત્રુઓને હંફાવીશ."

સીતા દુઃખ ભર્યા અવાજે બોલી, "મહારાજ! નીચે મુઠીભર માણસો છે. બળવાખોરો વીશેષ છે."

"મારી સાથે એ માણસો રહેશે ત્યાં સુધી હું લઢીશ. આમ બોલતા રાજાએ નજીક ઉભેલા શંકરને કહ્યું, અંગરક્ષકોને બોલાવો."

શંકર ઘુંટણે પડી બોલ્યો, "નામવર! સઘળા અંગરક્ષકો મહેલની પાછળની બાજુએ છે. બળવાખોરોએ ત્રણે બાજુએથી મહેલને ઘેર્યો છે. મહેલના બચાવને અર્થે તેઓ શત્રુઓ સાથે ટક્કર ઝીલે છે. નામવર! વિજય યા બચાવની કંઇ પણ આશા નથી. આપ કોઇ સલામત જગાએ પધારી જાવ. બદમાસો અહિં દાખલ થાય તે પહેલાં અહિંથી નીકળી જાવ. હજી આગળનો માર્ગ સલામત છે. થોડીવાર પછી ચારે તરફ શત્રુઓ ફરી વળશે.

"શંકર! મારા વફાદાર સેવક! તારી લાગણી મારા પ્રત્યે કેવી છે એ હું જાણું છું; પણ હું નામર્દમાં ખપાવા ચ્હાતો નથી. મેં મરણ સૂધી અત્રેજ રહેવાનો નિશ્ચય કર્યો છે. ચાલો આપણે નીચેના દિવાનખાનામાં જઇએ."

વનવીર આગળ ચાલ્યો અને નીચે ઉતરી દિવાનખાનામાં આવ્યો. નીચેના સૈનિકોએ રાજાની જયગર્જના પોકારી. નીચેના તમામ સૈનિકોની સરદારી રાજાએ લીધી. સઘળા વફાદારો રાજાને માટે જીવ આપવાને તૈયાર થઇ ગયા.

વસંત—વિજય—સેનાપતિ અને શંકર રાજાની જોડે ઉભા. સીતા પણ ત્યાં હાજર હતી. થોડીવારમાંજ મહેલની આગળની બાજુનું

મયદાન બળવાખોરોથી ભરાઇ ગયું. બંદુકોના ધડાકા થવા લાગ્યા. મહેલ અને તમામ માણસો ચારે તરફથી ઘેરાઇ ગયા.

રાજાએ મોટેથી બૂમ મારી કહ્યું, "ચાલો, મયદાન પડો." કહી રાજાએ શત્રુઓપર આક્રમણ કર્યું. સઘળા વફાદારોએ પણ રાજાનું અનુકરણ કર્યું. તલ્વારો ચમકવા લાગી. બંદુકો ફુટવા લાગી. ભયાનક શોરબકોર મચી રહ્યો. રાજમહેલની પાછળ બળવાખોરોએ વિજય મેળવ્યો. પાછળનાં બારણું તોડી સઘળા અંદર દાખલ થયા. રાજાના તમામ અંગરક્ષકો કામ આવી ગયા.

મહેલના ચોગાનમાં જબરી ઝપાઝપી થઈ રહી હતી. રાજા અને તેના સેવકો જીવપર આવીને લઢતા હતા. વફાદાર સેવકો એક પછી એક માર્યા જતા હતા.

વસંત વિજય પણ આ વખતે અપ્રતિમ શૌર્યથી લઢતાં હતાં. આ અરસામાંજ માધવ પ્રધાન ઘોડેસ્વાર થઇ આગળ આવ્યો. તેની સાથે બીજા ચાર ઘોડેસ્વારો હતા. પ્રધાને સૈનિકોને આજ્ઞા આપી કે રાજાને જીવતો પકડો. દગાખોર પ્રધાનને જોતાંજ રાજા અને તેની પક્ષના જીવતા રહેલા માણસો પ્રધાનપર ટૂટી પડયા. વિજયે આગળ વધી પ્રધાનને ઘોડેથી ગબડાવી પાડયો. તરતજ રાજાએ તલ્વારના એકજ ઝટકાથી તેને પૂરો કર્યો. વિજયે પ્રધાનના ઘોડાપર રાજાને બેસાડી દીધો. પ્રધાનના મરણથી બળવાખોરોના ગુસ્સાનો પાર રહ્યો નહિ. ભયંકર યુદ્ધ થવા લાગ્યું. વિજય-શંકર અને સેનાપતિએ પ્રધાનની સાથેના ઘોડેસ્વારોને પૂરા કરી જમીનપર સુવાડયા. તે ખાલી અશ્વોપર વસંત-સીતા-વિજય ઘોડેસ્વાર થયાં. રાજા વનવીર ગાંડાની માફક યુદ્ધમાં ઘુમતો હતો. તેનું સર્વાંગ લોહીથી તરબોળ થઇ ગયું હતું. વફાદાર સૈનિકોમાંથી ઘણા ખરા મરણને શરણ થઇ ચૂકયા હતા. સેનાપતિએ રાજાને લઇ જવાની વિજયને સૂચના કરી. વિજયે બળવાખોરોનું પ્રબળ રાજાને બતાવ્યું અને નાશી છૂટવાને માટે ઘણી રીતે સમજાવ્યો. છેવટે વિજયે વચન આપ્યું કે જીવતા જઇશું તો આ

રાજ્ય પાછું મેળવવાને માટે પ્રયત્ન કરશું. સીતાએ પણ રાજાને સમજાવ્યો. શંકર અને સેનાપતિ પણ કાલાવાલા કરવા લાગ્યા. છેવટે રાજાનું હૃદય પીગળ્યું. વિજયે અને ભુપતે ઘોડા આગળ કર્યા, અને શત્રુઓના મારની દરકાર નહિ રાખતાં ઘોડાને દોડાવ્યા. રાજાએ અને સીતા વગેરેએ તેમનું અનુકરણ કર્યું. સઘળા બળવાખોરોનું ધ્યાન મહેલ લુંટવામાં હતું. વળી અંધારૂં પણ ઘણું હતું. રાજા અને તેના માણસો શત્રુઓને કાપતા આગળ વધવા લાગ્યા. મહેલનો ઝાંપો વટાવતાંજ પાછળથી ગોળીબ્હાર થયો. સેનાપતિ ઘોડેથી ઉથલી પડયો. શત્રુઓ તેના શબની ચારે તરફ ફરી વળ્યા. સેનાપતિના પડવાથી રાજાને બેહદ દુ:ખ ઉત્પન્ન થયું. થોડેક દૂર જતાં શંકર પણ શત્રુઓનો ભોગ થયો. રાજાની આંખ્યોમાં અશ્રુ આવી ગયાં. વિજયે હિંમત આપી. અને પ્રભુ કૃપાએ વિજય રાજાને બચાવવાને ભાગ્યશાળી થયો.

વિજય–વસંત–વનવીર–ભુપત અને સીતા જીવતાં રહ્યાં. સૌના શરીરપર પણ નાના મોટા જખમો થયા હતા. મોડું મસળકું થતાં તેઓ નગરની બહાર નીકળ્યા. બહાર બળવાખોરોનું એક નાનું ટોળું ઉભેલું હતું. વિજય અને તેના સાથીઓએ ઘોડાઓને પૂરપાટ દોડાવી મૂકયા.

બળવાખોરો તેઓને પકડવાને પાછળ દોડયા; પણ ઘોડાઓને પકડી શકયા નહિ.

નિર્જનસ્થાનમાં આવતાં વિજયે કહ્યું, "કુમાર! આપણે બચ્યા છીએ."

"હા, પણ મારા વ્હાલા સરદારો કાળના ભોગ થયા છે." રાજાએ અશ્રુ વહાવતાં કહ્યું.

"પ્રભુ તેમનું કલ્યાણ કરો." વસંતે કહ્યું.

"તેમના જેવા દેશભકતો હવે પછી થનાર નથી. સ્વર્ગમાં તેમને શાન્તિ મળજો." સીતાએ કહ્યું.

વિજયે બાળરાજાને અનેક પ્રકારનું આશ્વાસન આપી તેના

વ્યાકુળ હૃદયનું શાન્તવન કર્યું. ઘોડાઓ પૂરવેગે દોડતા હતા. નગરથી તેઓ ઘણે દૂર નીકળી આવ્યાં હતાં.

પ્રાતઃકાળ થતાં તેઓએ સપાટ રસ્તો છોડી પ્હાડી પ્રદેશમાં પ્રવેશ કર્યો. હવે ભય નથી જાણી સઘળાં નિર્ભયતાથી આગળ વધે જતાં હતાં.

## પ્રકરણ ૪ થું.

### મદદ અને પુનઃ રાજ્ય પ્રાપ્તિ.

રાજા અને તેનું મંડળ આખો દિવસ મુસાફરી કરી છેક નાના ગામડા આગળ આવી પહોંચ્યું. સઘળાં થાકી ગયાં હતાં. સૌએ આ ગામમાં રાતવાસો રહેવાનો ઠરાવ કર્યો. આ ગામ કનકપૂરને તાબે હતું. આ ગામ આગળજ કનકપુરની સરહદ પૂરી થતી હતી, લોકો ઉમંગી જણાતા હતા. કનકપૂરમાં થએલી રાજ્યક્રાન્તિની વાતો લોકોમાં ચાલી રહી હતી. ઘોડેસ્વારોને ગામમાં આવેલા જોઇ લોકો એકઠા થયા. વિજયે તેમનામાંના એકને ધર્મશાળા વિશે પૂછ્યું. આ નાના ગામમાં ધર્મશાળા ન્હોતી. એક માણસે ગામના પટેલને ત્યાં જઇ ઉતરવાનું જણાવ્યું.

વિજય અને તેની સાથેનાં પટેલના ઘર આગળ આવ્યાં. ગામનો પટેલ તેના ઘરના ઓટલા પર બેસી હુક્કો પીતો હતો. ઘોડેસ્વારોનો સૈનિક સ્વાંગ અને લોહીથી રંગાએલાં કપડાં જોઇ પટેલ ચમક્યો. વિજયે તેનો ગભરાટ સમજી જઇ કહ્યું, " તમે ગભરાશો નહિ. અમે શત્રુઓ નથી પણ મિત્રો છીએ. અમે આજની રાત્રિ ગાળવાના ઇરાદાથી તમારી પાસે આવ્યા છીએ.

વિજયના શાન્ત શબ્દોથી પટેલનો ભય દૂર થયો. તેણે કહ્યું, " આ મારા મોટા ઘરમાં સુખેથી આરામ લ્યો. "

પટેલની આજ્ઞા મળતાં સઘળાં ઘોડેથી નીચે ઉતર્યા, પટેલના સેવકો ઘોડાઓને લઇ ગયા, પરગજુ પટેલે રસોઇ બનાવરાવી સઘળાંને જમાડયાં. સર્વના જમી રહ્યા બાદ પટેલ તેમની પાસે આવ્યો. વિજયે તેનો ઉપકાર માન્યો.

પટેલે હસતે મુખે પૂછ્યું, "તમે કયાંથી આવો છો ?"

"કનકપૂરમાંથી." વિજયે જવાબ વાળ્યો.

"ત્યાં મોટો બળવો થયો છે એ ખરી વાત છે!" પટેલે પૂછ્યું.

"હા."

"ત્યારે તો બિચારા બાળરાજાની ઘણીજ ખરાબ દશા થઇ હશે ?"

"હા, પણ તેથી તમે તો ખુશી છો ને ? વિજયે પૂછ્યું.

આ લોકો પણ બળવાખોરોમાંના હશે ધારીને પટેલે જવાબ આપ્યો નહિ.

પુનઃ વિજયે પૂછ્યું, "કેમ બોલ્યા નહિ ?"

"ભાઇ! હું શું બોલું ? બધો સ્રમોજ બગડી ગયો છે." પટેલે કહ્યું.

"કેમ વારૂ ? રાજાના રાજ્યને બદલે હવે તો પ્રજાસત્તાક રાજ્ય થયું છે."

"કોણ કહે છે કે પ્રજાસત્તાક રાજ્ય થયું છે ?" પટેલે ભવાં ચઢાવી પૂછ્યું.

"પ્રજાનો વિજય અને રાજાનો પરાજય અમે નજરે જોઇને આવ્યા છીએ."

"રાજાનો પરાજય હું માનું છું, પણ પ્રજાનો વિજય હું માની શકતો નથી."

"કારણ ?"

"કારણ પૂછ્યા પહેલાં તમે જણાવો કે તમે કનકપુરના રહેવાસી છો કે કોઇ બીજા સ્થળના ?" જમાનો જોએલા પટેલે પ્રશ્ન કર્યો.

વિજયે કહ્યું, "અમે કનકપૂરના રહેવાસી નથી; પણ પરદેશી છીએ. અમે કનકપુરમાં બેએક માસ રહ્યાં છીએ."

"ત્યારે તમે સઘળો ભેદ કેવી રીતે જાણો? વારૂ રાજા–રાણીના ખૂન વખતે તમે કયાં હતા?"

"ખૂન વાળી જગાએજ."

"આ પછી રાજપુત્ર ગાદી ઉપર બેઠો નહિ વારૂ?"

"હા, તેની પર પ્રજાનો ઘણો પ્રેમ છે એમ મેં ઘણાના મુખેથી સાંભળ્યું હતું."

"તમારી વાત ખરી છે. જે રાજાનું ખૂન થયું તે રાજા તો તદ્દન નાલાયકજ હતો. તેના અમલથી પ્રજાને ઘણું દુઃખ ભોગવવું પડયું હતું; પણ તેના મુઆ પછી બાળરાજા ગાદી પર આવતાં પ્રજાને સુખની આશા બંધાઇ હતી. વળી નવા રાજાએ ગાદીએ આવતાંજ પ્રજાનાં દિલ જીતી લીધાં. બાળરાજા પ્રથમથીજ દયાળુ હતો. પ્રજા તેને ચાહતી હતી. એ રાજાની સાથે પ્રજા બળવો કરે અને પ્રજાસત્તાકરાજ્ય સ્થાપે એ તમારી માન્યતા ભૂલ ભરેલી છે." પટેલે કહ્યું.

"કનકપૂરમાં જે ફેરફાર થયો તેમાં પ્રજાનો હાથ નહિ કે?"

"બિલકુલ નહિ."

"ત્યારે આ તોફાનનું મૂળ શું?"

"આગલા રાજાના પ્રીતિપાત્ર અમલદારો અને મુખ્ય પ્રધાનના કાવત્રાથીજ આ પરીણામ આવ્યું છે, પ્રધાન અને અમલદારો મૂળથીજ કર્તવ્યભ્રષ્ટ હતા. રાજાના મરણ પછી સૈનિકોને પક્ષમાં લઇ તેમણે તેમનું ધાર્યું પૂર્ણ કર્યું. પણ પ્રભુ અદલ ઇન્સાફી છે. અમારા બાળરાજાએ મરતાં અગાઉ બહાદુરીથી તે બદમાસનો જીવ લીધો છે."

"શું બાળરાજા મરણ પામ્યો?"

"હા, તે બહાદુરીથી લઢતાં સ્વર્ગે ગયો." આટલું બોલતાં પટેલની આંખોમાં અશ્રુ આવ્યાં.

રાજા વનવીર જે નજીકમાં પથારીપર આડો થઇ પડેલો હતો; તે સઘળું સાંભળતો હતો. પ્રજાનો પોતાનીપર હજી પ્રેમ છે જાણી તે સંતોષ પામ્યો.

"ખરેખર હવે જ સઘળી બાબત સમજાઈ." વિજયે કહ્યું.

" પ્રજાનો દ્વેશ મોટા રાજા તરફ અને તેના અમલદારો તરફ હતો; પણ બાળ રાજાને તો પૂર્ણ પ્રેમથી પ્રજા ચ્હાતી હતી"

"ત્યારે હવે કનકપૂરમાં રાજ્ય અમલ કોનો ચાલશે!" વિજયે પૂછ્યું.

"હાલતો સ્વાર્થાંધ સરદારો અને અમલદારો ફાવ્યા છે. પ્રજામાં પૂર્ણ અસંતોષ વ્યાપ્યો છે. બાળરાજાના મરણથી પ્રજા વ્યાકુળ અને ગુસ્સે બનેલી છે. તે પોતાનું વૈર વાળશે" પટેલે કહ્યું.

"એમ થવું જ જોઇએ." વિજયે સહાનુભુતિ દર્શાવી.

"અમે જુલ્મીઓની સામે થવાની તૈયારી કરી રહ્યા છીએ. અમારા આગેવાનનો હુકમ આવી ગયો છે કે સૌએ પોત પોતાનાં માણસો સાથે તૈયાર થવું. મેં મારા ગામ તરફથી એક હજાર જુવાનો લઢવાને તૈયાર કર્યા છે. આગેવાનનો બીજો હુકમ થતાં જ અમે અહીંથી રવાને થઇશું."

"તમારા ગામના માણસોની આગેવાની કોણ લેશે?"

"હું પોતે." પટેલે મુછપર હાથ નાખી કહ્યું.

"તમે તો વૃદ્ધ થયા છો ને?" વિજયે પૂછ્યું.

"હું ઘરડો છું; પણ ઘણા શત્રુઓને ભારે છું."

"ધન્ય છે તમને." ત્યાં બેઠેલાઓએ પટેલની પ્રશંસા કરી.

"વાતોમાં રાત ઘણી વીતી. સઘળાંએ શયન કર્યું.

મોટું મળસકું થતાં વિજયે સઘળાંને જાગૃત કર્યા. પટેલના સેવકોએ ઘોડા લાવી હાજર કર્યા. આગળ મુસાફરીને માટે સૌ તૈયાર થયાં. પટેલ આવ્યો. વિજય વગેરેએ તેનો ઉપકાર માન્યો. વિજયે સઘળાંને આગળ ચાલવાનું સૂચવ્યું. બાળરાજાએ ઘોડો આગળ ચલાવ્યો.

ભુપત–સીતા–વસંત–તેની પાછળ ચાલ્યાં. તેમને થોડેક દુર જવા દઇ વિજયે પટેલને પાસે બોલાવી કહ્યું “ તમારા સૈન્યનો આગેવાન કોણુ છે ?”

“ આ ગામ તરફથી તો હું. ”

“ એ તો હું જાણું છું, પણુ આખા સૈન્યનો ? ”

“ એક વૃદ્ધ છે. ”

“ તેમનું નામ ? ”

“ હરીદાસ. ”

” કનકપુરના શિવાલયમાં રહે છે એ તો નહિ ? ”

“ હા એજ. ”

વિજયના હૃદયમાંથી હરિદાસ પ્રત્યે ધન્યવાદના ઉદ્દગાર નીકળી પડયા.

પુનઃ તેણે પટેલને કહ્યુ “ મારો સંદેશો તેમને પહોંચાડશો ? ”

“ તે તમને ઓળખે છે ? ”

“ હા, હું તેમની પાસે ઘણો વખત રહ્યો છું. ”

“ તમારૂં નામ ? ”

“ વિજયસિંહ. ”

“ તમારે જે કહેવું હોય તે કહો; હું જાતેજ તેમને મળી તમારો સંદેશો સંભળાવીશ. ”

“ પટેલ ! તમે દાના માણુસ છો એવી મારી સંપૂર્ણુ ખાત્રી થઇ ચુકી છે. પણુ તમારે જે સંદેશો હરીદાસને જણાવવાનો છે તેમાં ઘણી સાવચેતી રાખવાની છે. જો તે સંદેશો તમારા મુખથી બીજો કોઇ જાણી જશે તો સમજજો કે તમારી સઘળી ગોઠવણ ભાગી જશે.”

“ ફીકર નહિ; મારામાં વિશ્વાસ મૂકો. ” પટેલે કહ્યું.

“ વૃદ્ધ હરીદાસને જણાવજો કે વિજયસિંહને જે કામ સોંપવામાં આવ્યું હતું, તે કામ સફળ થયું છે અને વિજયસિંહ થોડા દિવસમાં મદદ સાથે તમને આવી મળશે. ”

"જરૂર કહીશ."

"બદલામાં આ એક નજીવી ભેટ સ્વીકારો." કહી વિજયે તે વૃદ્ધ પટેલના હાથમાં એક નાની સુવર્ણમુદ્રા મૂકી. પટેલે ના પાડતાં તે વીંટી તરફ જોયું. તોપનો ગોળો ફાટતાં ચમકાટ થાય એ મુજબ પટેલ ચમકીને બોલ્યો, "અરે આ તો મારા બાળરાજાની વીંટી." આમ બોલતાં પટેલે તે અંગુઠીને ચુમી અને પછી આંખે લગાડી વિજયને પાછી આપતાં કહ્યું, "આ વીંટી પવિત્ર છે, પૂજ્ય છે, તેને હું બદલામાં સ્વીકારી શકતો નથી."

"કારણ ?"

"તમારો સંદેશો પહોંચાડવો તે મારી ફરજ છે અને તેમાં વળી અમારૂં પોતાનુંજ કલ્યાણ છે."

"પણ આ વીંટી અમારી સારવારના બદલામાં સ્વીકારો."

"મુસાફરોની સારવાર કરવી એને હું મારો ધર્મ સમજું છું. ધર્મના બદલામાં ભેટની જરૂર હોય જ નહિ."

"ધન્ય છે, તમારા હૃદયને!" વિજયે કહ્યું, "પટેલ! હું એક બીજી વાત તમને જણાવવા ઇચ્છુંછું."

"હું સાંભળવા તૈયાર છું."

"વાત મનમાં રાખજો."

"મને કહેવું પડે એમ નથી."

"બાળરાજા વનવીર જીવતો છે."

"હેં શું કહોછો?" પટેલે સઆશ્ચર્ય પૂછ્યું.

"પ્રભુ કૃપાએ અમે તેનું રક્ષણ કર્યું છે. તમારા ઘરમાં જે મારી સામે જમતી વખતે પાટલાપર બેઠો હતો અને આપણી વાતો વખતે જે પથારીમાં સૂતો હતો; તેજ બાળરાજા વનવીર હતો. અને તેણે પોતેજ આ તેની સુવર્ણમુદ્રા તમને આપવાનું મને સૂચન કર્યું છે."

વિજયનું આવું કહેવું સાંભળી પટેલના આનંદનો પાર રહ્યો નહિ. તેની આંખ્યોમાંથી હર્ષાશ્રુ વહેવા લાગ્યાં. તેણે અતી આનંદથી

વિજયની પાસેથી રાજાની સુવર્ણમુદ્રા લીધી અને તેને એક પવિત્ર વસ્તુ જેવી માની પોતાની આંખ્યોએ અરાડી. આ પછી તેણે વિજયને કહ્યું, "મારીપર એક કૃપા કરો."

"શું ?" વિજયે પૂછ્યું.

"મારા બાળરાજાનાં મને દર્શન કરાવો." પટેલે કહ્યું.

"પાછા ફરતાં તમને જરૂર તેની મુલાકાત થશે."

"કાલની કોને ખબર છે ? મારે ઘેર મારા રાજા આવ્યા, પણ મને ખબર પડી નહિ. હવે જ્યારે તમે મારીપર દયા કરી રાજાનું ઓળખાણ કરાવ્યું તો હવે વધુ દયા દર્શાવી મને તેમનાં દર્શન કરાવો."

"મારી સાથે ચાલો."

પટેલે ઘોડો મંગાવ્યો અને તેનીપર સ્વાર થઇ વિજય સાથે ચાલ્યો.

વનવીર અને તેની સાથેનાંઓ ગામના પાદરે વિજયની રાહ જોઇ રહ્યાં હતાં. વિજયની સાથે પટેલને ઘોડેસ્વાર થઇ આવતો જોઇ સોના આશ્ચર્યનો પાર રહ્યો નહિ.

નજીક આવતાંજ પટેલ ઘોડાપરથી નીચે ઉતર્યો અને રાજાની પાસે દોડી જઇ રાજાના પગને સ્પર્શ કરી બોલ્યો, "મારા રાજા તમે ઘણું જીવો. અરેરે તમે મારે ઘેર પધાર્યા, પણ મારાથી તમારી કંઇપણ સેવા થઇ શકી નહિ."

રાજા બોલ્યો, "પટેલ! શામાટે આછું લાવોછો? જે વખતે સઘળા સ્વાર્થાંધ મનુષ્યો મારા દુશ્મન બન્યા છે, તે વખતે નાશી આવેલા તમારા રાજાને તમે તમારા ઘરમાં ઉતારો આપીને, તેને જમાડીને જે સારવાર કરી છે તે ભૂલી શકાય એવી નથી. કનકપુરના રાજા પરનો ઉપકાર અમૂલ્ય છે. આ ઉપકારનો બદલો સમય આવતાં તમને સારો મળશે."

પટેલ વિશેષ બોલી શકયો નહિ. રાજાએ તેને પાછો ફરવાનું સુચવ્યું. પટેલે હાથ જોડી કહ્યું, "મને કંઇ આજ્ઞા ?"

"આજ્ઞામાં એજ કે તમે તમારા માણસો સાથે તૈયાર રહેજો.

અમે રાજ્ય લેવા ટુંકમાંજ પાછા ફરીશું."

"હું અને મારા માણસો તૈયાર છીએ." કહી પટેલે હરીદાસનો હુકમ રાજાને સંભળાવ્યો.

વૃદ્ધ હરિદાસનું કાર્ય જાણી રાજા પ્રસન્ન થયો, અને વિજયે કહેલી વાત હરીદાસને જણાવવાનું વનવીરે ફરીથી પટેલને સુચન કર્યું.

વિજયે પટેલની રજા લઇ ઘોડો ચલાવ્યો. ગરીબ—માયાળુ પટેલ સઘળાં દેખાયાં ત્યાં સુધી પાછળ દૃષ્ટિ કરી રહ્યો. બાદ તે ઘોડેસ્વાર થઇ પોતાને ઘેર આવ્યો.

તે દિવસે વિજય વગેરેએ આખો દિવસ મુસાફરી કરી. જ્યાં સાંજ પડે ત્યાં મુકામ કરવો એવો સૌએ ઠરાવ કર્યો હતો. છેવટે સાંજ પડવા આવી. પટેલના ગામથી તેઓ ઘણે દૂર આવ્યાં હતાં. ચારે તરફ બીહામણું જંગલ આવેલું હતું. દૂર મોટા પ્હાડોની હારો જણાતી હતી.

સઘળાંની ઇચ્છા કોઇ ગામમાં પહોંચી જઇ રાતવાસો કરવાની હતી. ગામની શોધમાં તેઓ આગળ વધ્યાં પણ કોઇ ગામ જણાયું નહિ. અંધારૂં થવા આવ્યું હતું, રસ્તો પણ દેખાતો બંધ થતો હતો. આખા દિવસની મુસાફરીથી ઘોડાઓ પણ થાકી ગયા હતા. તેઓ વારંવાર ઠોકરાતા હતા. આવું જોઇ રાજાએ વિજય પ્રત્યે કહ્યું,

"આટલામાં કોઇ ગામ હોય એમ જણાતું નથી."

"મને પણ એવુંજ લાગે છે." વિજયે કહ્યું.

"અંધારૂં થયું છે. આગળનો માર્ગ પણ સૂઝતો નથી. આગળ વધવું હવે સલામત નથી." સીતાએ કહ્યું.

"ત્યારે અહિંજ મુકામ કરો." વસંતે કહ્યું.

"કોઇ સારી જગા મળી હોત તો ઠીક થાત." વિજયે કહ્યું.

"આપણે તો બધી જગા સારીજ સમજવી. પ્રભુની ઇચ્છા આપણને અહિંજ રાખવાની હશે." ભુપતે કહ્યું.

"અલ્યા! તું વળી પ્રભુપર શ્રદ્ધા ધરાવતાં ક્યારથી શીખ્યો ?" વિજયે હશીને પૂછ્યું.

"વસંતબા અને સીતાબાના સમાગમમાં આવ્યા પછી. બચારાં સીતાબ્હેનને પણ જગતનો અનુભવ થયો." ભુપત બોલ્યો.

"મને તો સઘળો અનુભવ થઇ ચૂકયો છે. મારો વનવીર સલામત છે જાણી હું આ વિકટ વનમાં જેટલી સુખી છું; તેટલી નગરમાં હોત નહિ. અમારાં પૂર્વનાં પુણ્ય યોગેજ તમારાં જેવાં બહાદુર અને પરોપકારી સજ્જનોનો સહવાસ થયો છે. આને માટે હું જગતકર્ત્તાની મહાન ઉપકારી છું."

"પણ તારા પ્રયાસથીજ મારો પ્રાણ બચ્યો છે." વનવીરે સીતાને કહ્યું.

"મારા પ્રયાસથી નહિ પણ આ ત્રિપુટીની સ્હાયથી." સીતાએ કહ્યું.

વિજય બોલ્યો, "સીતા બ્હેન! એમ ન બોલો; અમને તમે વચનથી બાંધી લીધા તેથીજ અમે વચન પાળવા સફળ થયા. ધન્યવાદ સઘળો તમને છે."

"હશે, ધન્યવાદના બદલામાં સીતા વનવીરની થશે અને વનવીર સીતાનો થશે એટલે બસ." વસંતે કહ્યું.

સઘળાં હસ્યાં. પુનઃ વસંત બોલી, "આપણે મૂળ વાતપરથી બીજી વાતપર ઉતરી પડયાં. બોલો, આ સ્થળે રાત્રિ ગાળવાનો વિચાર છે કે નહિ ?"

"આ સ્થળે રાત્રિ ગાળ્યા વિના છૂટકો નથી."

સઘળાંએ ઘોડેથી નીચે ઉતરી ત્યાં પડાવ નાંખ્યો. ભુપતે લાકડાં વીણી લાવી ચકમકથી અગ્નિ સળગાવ્યો. સઘળે અજવાળું ફેલાયું. સઘળાં અગ્નિની આસપાસ ગોળ કુંડાળું વળીને બેઠાં. ભુપત ઉભો થયો અને હાથમાં સળગતું લાકડું લઇ પાણીની શોધમાં નીકળ્યો. આસપાસ પુષ્કળ ઝાડી આવેલી હતી. ભુપત સીધે રસ્તે દૂર નીકળી

આવ્યો. પાણીનું સ્થળ હાથ લાગ્યું નહિ. તેને તરસ ઘણી લાગેલી હતી. પાણીને માટે ફાંફાં મારતો ભુપત વળી આગળ ચાલ્યો. લગભગ દોઢ માઇલ નીકળી આવતાં તેને એક જળાશય નજરે પડયું. ભુપતે પાણી પી તૃષા શાન્ત કરી અને સાથે રાખેલા પાત્રમાં પાણી ભરી લીધું.

ભુપત પાછો ફરવા લાગ્યો; પણ એકાએક તેની નજરે એક આશ્ચર્યકારક દૃશ્ય જણાયું. પોતે જે સ્થળે ઉભો હતો ત્યાંથી સામેની બાજુએ દૂર દીવા બળતા તેને જણાયા. ભુપતે વિચાર્યું કે ત્યાં કોઇ નાનું ગામ આવેલું હશે? સારૂં થયું કે ગામ જણાયું. નહિતો આખી રાત્રિ વગડામાંજ પૂરી કરવી પડત. પ્રભુ દયાળુ છે. ચાલ સૌને ખબર આપું. ભુપત ઉતાવળે પગે ચાલતો સૌની પાસે આવ્યો. સીતાને તૃષા લાગી હતી. ભુપતે તેને પાણી પાયું. ભુપતે તેના રોજના આનંદી સ્વભાવથી કહ્યું, "હવે આપણે ચાલીશું?"

"ક્યાં?" વિજયે આશ્ચર્ય પામીને પૂછ્યું.

"કોઇ ગામમાં?" ભુપતે કહ્યું.

"ગામની શોધમાં આપણે ઘણું રખડયા, પણ ગામ હાથ લાગ્યું નહિ. રાત્રિ પડી છે, ગામની માહિતી વિના ક્યાં જવું?"

"મેં એક ગામડું ખોળી કાઢયું છે."

"શું સાચું કહે છે?"

"હા."

"ક્યાં છે?"

"અહિંથી થોડેક દૂર."

"તેં બરાબર તપાસ કરી છે?"

"હાજી. ગામમાં બળતા દીવાઓ મેં જાતેજ જોયા છે અને તેથીજ ઝપાટાબંધ અહિં દોડી આવ્યો છું."

"ત્યારે ચાલો આપણે ત્યાં જઇએ." વસંતે કહ્યું.

સઘળાં ઘોડા ઉપર સ્વાર થયાં. ભુપતે ઘોડો આગળ કર્યો. જળાશય સમિપ આવતાં દીપકોનો પ્રકાશ દૂરથી નજરે પડયો. સઘળાં

ભુપતની વાત સત્ય માની આનંદ પામ્યાં અને એ તરફ જવા ઘોડા જોરથી દોડાવ્યા.

નજીક પહોંચતાં સૌના આશ્ચર્યની સીમા રહી નહિ. ગામને બદલે કોઈ મોટી છાવણી જણાઇ. અનેક નાના મોટા તંબુઓ લાંબે સુધી જણાતા હતા. નાની રાવઠીઓનો તો સુમાર ન્હોતો. રાવઠીઓમાં અને તંબુઓમાં દીપકો ઝગહળી રહ્યા હતા. મેદાનમાં મોટાં તાપણાં સળગતાં હતાં. વિજય વસંત અને તેની સાથેનાંઓને એક રાવઠી આગળ આવી અટકવું પડ્યું. છાવણીમાં જવાના માર્ગની વચ્ચે આ રાવઠી આવેલી હતી. રાવઠીની આગળ સળગતા તાપણાની આસપાસ બેસી ચાર સૈનિક સિપાહીઓ તાપતા હતા. ઘોડેસ્વાર થએલાં માણસોને નીકળી આવેલાં જોઇ તે સિપાહીઓ પોતપોતાનાં હથીઆર સંભાળી એકદમ ઉભા થઇ ગયા અને આવનારાંઓની સામે બંદુકો તાકી તેમાંના એકે કહ્યું. " ખબરદાર, આગળ વધશો નહિ."

સઘળાંએ ઘોડાઓની લગામો ખેંચી ઘોડાઓને આગળ વધતા અટકાવ્યા. બાદ વિજયે પૂછ્યું. " ભાઇ! અમારે કોઇ ગામમાં પહોંચવું છે. આટલામાં કોઇ ગામ હોય તો અમને જણાવો ? "

" અહિંથી દસ ગાઉ ફરતાં કોઇ પણ ગામ આવેલું નથી. તમે કોણ છો ? " સિપાહીએ પૂછ્યું.

" અમે મુસાફરો છીએ. " વિજયે કહ્યું.

" ક્યાંથી આવો છો ? "

" અમે ઘણે દૂરથી આવીએ છીએ. "

" ઠીક ત્યારે હવે અહિંથી પાછાં પધારી જાઓ." સિપાહીએ કહ્યું.

" કેમ વારૂ ? " ભુપતે પૂછ્યું.

" તમારાથી આગળ જઇ શકાશે નહિ. " સિપાહીએ કહ્યું.

" કારણ ? "

" જોતા નથી કે તમારી સામે શું છે ? " સિપાહીએ રૂવાબથી કહ્યું.

"અમે પરદેશીઓ છીએ, વળી આ રસ્તાથી અજાણ્યા છીએ. આ બધું શું છે તેની અમને ખબર નથી. ભલા ભાઇ! અમને જણાવો તો ખરા કે આ બધા તંબુઓ અને રાવઠીઓ શા કારણથી ઉભી કરવામાં આવી છે?" ભુપતે પૂછ્યું.

"આ છાવણી છે."

"શું લશ્કરી છાવણી છે?" પુનઃ ભુપતે પૂછ્યું.

"હા."

"તમારા સરદારનું શું નામ છે?" ભુપતે પૂછ્યું.

"તે જાણવાનું તમારે શું પ્રયોજન છે?"

"પ્રયોજન સિવાય કોઇ પૂછેજ નહિ." ભુપતે કહ્યું.

"તમે ઘણા વાચાળ છો." સિપાહીએ કહ્યું.

"સમયજ એવું શીખવે છે. ભાઇ! તમારા સરદારનું નામ જણાવવાથી તમને કંઇ નુકશાન થશે નહિ."

"અમે નુકશાન શબ્દને ઓળખતા નથી. સારા કાર્યમાં નુક· શાન હોયજ નહિ. અમારા સરદારનું નામ રણમલસિંહ છે."

વિજય વિચારમાં પડયો. રણમલસિંહ કોણ? કંઇ જાણી નહિ શકવાથી વિજયે પુનઃ સિપાહીને પૂછ્યું. "સરદાર રણમલસિંહ કયા રાજાની સેવામાં છે?"

"હાલ તો સ્વદેશની; પણ તેઓ સરદાર બહાદુર ભુજંગસિંહની આજ્ઞાઓ પાળે છે; અને રાજા પણ તેમનેજ ગણે છે."

વિજય સ્તબ્ધ બન્યો. રણમલને ઓળખ્યો. વિજયની આંખ્યોમાં હર્ષાશ્રુ આવ્યાં. તેણે પ્રભુનો ઉપકાર માન્યો. જેને ઘણે દૂર અને મળવું મુશ્કેલ માનતો, તેને નજીકમાં જાણી વિજય-વસંતના આનંદનો પાર રહ્યો નહિ. રણમલસિંહના વિજયપર અનેક ઉપકાર થયા હતા. નોત્ત- મનગરના કારાગૃહમાંથી; અને મ્હોતના મુખમાંથી રણમલજ તેને બચાવનાર હતો અને તે કારણથીજ રણમલને પોતાના વ્હાલા વત- નને છેલ્લીવારને માટે રામ રામ કરી સ્વદેશના ઉદ્ધારની ફકીરી લેવી

પડી હતી. રણમલસિંહ હાલ ભુજંગસિંહ સરદારના સૈન્યનો વડો સેનાપતિ છે. સિપાહીનું આવું બોલવું સાંભળતાં વિજય–વસંતના આનંદનો પાર રહ્યો નહિ. રણમલ આટલે નજીક હશે અને આવી રીતે અચાનક મેળાપ થઇ જશે એવો વિચાર પણ આવ્યો નહોતો દુ:ખમાં દુ:ખ અને સુખમાં સુખ આવી મળે છે. વિજયે ભવિષ્ય સારૂં કલ્પ્યું. તેણે અંતરથી પ્રભુનો પણ ઉપકાર માન્યો.

વસંતે કહ્યું, "જમાદાર! તમે સ્વદેશ ઉદ્ધારક સરદારના સેવક છો. જાણી અમને અતી આનંદ થાય છે. તમે તમારા માનવંતા સરદારને અમારા સંદેશો પહોંચાડશો એવી હું આશા રાખું છું."

સિપાહી વિચારમાં પડી બોલ્યો, "અમારા સરદાર દરેકને મુલાકાતનુ માન આપે છે. તમારે જે સંદેશો પહોંચાડવો હોય તે વિના વિલંબે જણાવો?"

તત્કાળ વિજય બોલ્યો, "તમારે મુખેથી કંઇ પણ કહેવાનું નથી. ફક્ત આ અંગુઠી લઇ જાવ અને તે તમારા સરદારને બતાવો." વિજયે આંગળીએથી અંગુઠી ઉતારી સિપાહીના હાથમાં મૂકી.

"પછી?" સિપાહીએ વીંટી તરફ જોતાં પૂછ્યું.

"પછી કાંઇ નહિ."

"તમે ઉભા રહો. હું સરદાર પાસે જઇ આવું." આમ કહી તે સિપાહી અંગુઠી લઇ ચાલતો થયો. બાકીના સિપાહીઓ વિજય–વસંત વગેરે તરફ જોઇ રહ્યા."

લગભગ અર્ધા કલાકે બે મશાલચીઓ સામેથી આવતા જણાયા. તેના પ્રકાશમાં સઘળાંને જણાયું કે નામવર સરદાર રણમલસિંહ પોતે જ આ તરફ આવે છે. પહેરેદારો ચંચળતાથી બાજુપર ઉભા રહ્યા. મસાલવાળા નજીક આવ્યા. વિજયે રણમલને ઓળખ્યો. રણમલે વિજયને જોતાંજ આલીંગન આપ્યું. રાજા વનવીર સીતા અને સિપાહીઓ આશ્ચર્ય પામ્યાં.

રણમલે વીંટી લાવનાર સિપાહી પ્રત્યે કહ્યું, "તને સારૂં ઇનામ

મળશે. સવારમાં મને મળજે." આટલું કહી રણમલ સૌને લઇ પોતાના તંબુમાં આવ્યો. તંબુના મધ્ય વિભાગે બે પીતળની દીવીઓમાં દીપકો પ્રકાશી રહ્યા હતા.

બીજા બે સરદારો પણ ત્યાં બેઠેલા હતા. આ બન્ને સરદારો બીજા કોઇ નહિ, પણ એકતો રણમલનો ખાસ જીગરજાન દોસ્ત સુંદરસિંહ હતો અને બીજો ભીલ સૈનિકોનો સરદાર રામજી હતો.

રણમલે તંબુમાં આવી સર્વનું કુશળ પૂછ્યું. આવેલાં માણસોની સુંદરસિંહ તથા રામજીને ઓળખાણ કરાવી. જે વિજય-વસંતને શોધવાને અનેક માણસો ફરતાં હતાં અને જેને માટે ભુજંગસિંહ વગેરે ચિંતા કરતાં હતાં; તે વિજય વસંતના એકાએક આગમનથી રામજી, સુંદરસિંહ અને રણમલના આનંદની સીમા રહી નહિ.

રણમલે ભોજનની વ્યવસ્થા કરાવી. સઘળાંએ જમી લીધું. બાદ નિવૃત્ત થતાં વિજયે પોતાની તમામ દુ:ખદાયક બીના સાથે કનકપુરની ઘટના પણ રણમલને વિદિત કરી. વિજયે વનવીર અને સિતાનો પરીચય કરાવ્યો. રણમલે આનંદથી વનવીર સાથે હાથ મેળવ્યો. આ પછી રણમલે પોતાની અને સરદાર ભુજંગસિંહ વગેરેની વાત જણાવી કહ્યું કે, "સરદાર બહાદૂરે તમામ દેશદ્રોહીઓ સાથે ખુલ્લી લઢાઇ જાહેર કરી છે."

આ સાંભળતાં વિજયના અચંબાનો પાર રહ્યો નહિ. તેણે પૂછ્યું, "નોત્તમનગરના દેશદ્રોહીઓ સાથે લઢાઇ જાહેર કરી છે?"

"નોત્તમનગરના એકલા દેશદ્રોહીયો નહિ; પણ તમામ પ્રજાપીડક રાજાઓ સાથે યુદ્ધ જાહેર થયું છે." રણમલે જણાવ્યું.

"યુદ્ધ જાહેર થયે કેટલા દિવસ વિત્યા?"

"લગભગ બેમાસ થયા હશે."

"ફતેહ કોની છે?"

"આપણી. પ્રભુ મદદે છે. એક પછી એક રાજ્ય આપણા તાબે થતાં જાય છે. પ્રથમ પેલા બાયલા રાજા વીરમદેનું રાજ્ય લઇ બીજાં

રાજ્ય તાબે કરવાની શરૂઆત કરી છે."

"એ તરફનો સેનાધ્યક્ષ કોણ છે?"

"પ્હાડસિંહ."

"કયો પ્હાડસિંહ?"

"પ્રથમનો દેશભક્તોનો કટ્ટો દુષ્મન અને નૌત્તમનગરનો માનીતો સરદાર."

"શું તે આપણા પક્ષમાં?"

"હા, તે હાલ સાચ્ચો સ્વદેશભક્ત બન્યો છે. તેણે આ બે માસમાં તો અપૂર્વ પરાક્રમ બતાવી ઘણાં રાજ્ય કબજે કર્યા છે."

"સરદાર બહાદુર પોતે કયાં છે?"

"મુકામે. ત્યાં રહી તેઓ સેનાપતિઓને સૂચનાઓ મોકલે છે અને જોઈતું તાજું સૈન્ય મોકલાવે છે."

"તમને શું હુકમ મળેલો છે?"

"પ્રથમ કનકપુરને તાબે કરી આવતી વિજયાદશમીને દિવસે નૌત્તમનગરને ઘેરવું. નૌત્તમનગરના ઘેરા વખતે સરદાર બહાદુર પોતે ત્યાં પધારશે."

"પ્રભુનો ઉપકાર માનું છું કે તમારો મેળાપ થઇ ગયો." વિજયે જણાવ્યું.

"ઘડી પછી શું થનાર છે એ માણસથી જાણી શકાતું નથી; પણ આપણી શરૂઆતનાં શુભ ચિહ્નથી આશા બંધાય છે કે આપણું ભાવી હવે ભાગ્યવંત છે."

"નૌત્તમનગરના કંઇ સમાચાર છે?"

"હા, યુદ્ધ જાહેર થતાંજ સરદાર દુર્જનસાલે ખોરાક અને રણસામગ્રી સાથે સૈનિકોની ભરતી કરી દીધી છે; પણ તેમના રાક્ષસી રાજ્ય અમલથી ફેલાએલી બેદિલીના કારણો જોઇએ તેટલાં માણસોની ભરતી થઇ નથી.

પ્રજામાં અતીશય અસંતોષ વ્યાપેલો છે. નિરંતર તોફાનો થાય છે. પ્રજાજનો ખુલ્લી રીતે અમલદારોનાં અપમાન કરે છે. રાજ્ય કોષ

પણ તદ્દન ખાલી જેવો થઇ ગયો છે. સૈનિકોના પગાર ચઢી ગયા છે; આથી તેઓમાં પણ અસંતોષ વ્યાપેલો છે. અનેક નિરપરાધિજનો કારાગૃહનિવાસી થયા છે!" રણમલે નૌત્તમનગરના રાજ્યતંત્રનું દીગદર્શન કરાવ્યું.

"જ્યારે આવી સ્થીતી છે, ત્યારે તો આપણે એકદમ નૌત્તમનગરપર હુમલો લઇ જવો." વિજયે કહ્યું.

"નૌત્તમનગરની અવ્યવસ્થાના પરીણામે આપણે જલ્દી વિજય મેળવીશું. નૌત્તમનગરનાં તાબાનાં અનેક નગરો અને ગામો આપણે પ્રાપ્ત કર્યાં છે. સરદાર દુર્જનસાલ અને રાણી કળાવતી અચાનક યુદ્ધ જાહેર થવાથી અને તેમના તાબાનાં રાજ્યો આપણે તાબે થવાથી ઘણાં ગભરાઇ ગયાં છે. તેમણે છેવટનો નિશ્ચય એ કર્યો છે કે કદાપિ લશ્કરની હાર થાય તોપણ નૌત્તમનગર છે એ સ્થિતિમાં શત્રુઓને તાબે થવું જોઇએ નહિ. આવા વિચારથી એ કાળાં કર્મોનાં કરનારાંઓએ નગરની ત્રણ બાજુએ ખાઇઓ ખોદી દારૂની સુરંગો પાથરેલી છે. કે જેથી સમય આવે તે સુરંગો સળગાવી આખા નગરને તારાજ કરી શકાય." રણમલે વિશેષ જણાવ્યું.

"ખરેખર દુષ્ટો તેમની દુષ્ટતા છેવટ સુધી છોડેજ નહિ. આપણે ઘણી સંભાળપૂર્વક કામ કરવાનું છે." વનવીરે કહ્યું.

"ગમે એમ થાઓ, પણ વિજયાદસમીના દિવસે નૌત્તમનગર સર કરવુંજ જોઇએ. તે દિવસે દેશભક્તોનું નિશાન ત્યાંના રાજમહેલપર ફરકવુંજ જોઇએ." વિજયે કહ્યું.

"હા, હું તે સમય જોવાને ઘણોજ આતુર છું." રણમલે કહ્યું,

"પ્રભુ આપણને ફતેહ અપાવશે." રામજી સરદારે ઉદ્‌ગાર કાઢ્યા.

"વિજયાદસમીના દિવસે નૌત્તમનગરપર વિજય વાવટો ફરકાવવાનું કાર્ય હું પોતેજ પ્રભુ કૃપાથી પૂર્ણ કરીશ." વસંત બોલી ઉઠી.

"કોણ તમે?" રણમલે વિસ્મયતાથી વસંતના સામે જોયું, સઘળાના આશ્ચર્યનો પાર રહ્યો નહિ.

પુનઃ વસંત બોલી, "હા, હું અને વિજયસિંહ જરૂર વિજય મેળવીશું. સરદાર! કાલે પ્રાતઃકાળમાં કનકપુર તરફ કુચ કરવી અને ત્યાંના દેશદ્રોહીઓને શિક્ષા કરી રાજ્યગાદી વનવીર કુમારને સોંપવી. આ પછી અમે નોત્તમનગર જઇશું અને અમારા કાર્યની શરૂઆત કરીશું." વસંતે જણાવ્યું.

"નોત્તમનગર તરફ આપણા સૈન્ય સાથે જઇશુંને?" રામજીએ પૂછયું.

"ના, પ્રથમ તો અમે બન્નેજ ત્યાં જઇશું. તે પછી આપણા સૈનિકોમાંના માણસોએ દસ–દસની ટુકડીઓ સાથે નોત્તમનગરમાં આવીને રહેવું. એ બાબતની કોઇને પણ ખબર પડવા દેવી નહિ. સઘળાએ દર આઠે દિવસે નોત્તમનગરથી માઇલ દૂર આવેલી ઝાડીમાં મળવું. બાદ યોગ્ય સમય પ્રાપ્ત થતાં અને અમારી સૂચના મળતાં હથીઆરો ઉંચકવાં." વસંતે જણાવ્યું.

"નગરની ત્રણ બાજુએ આવેલી સુરંગોનું શું કરશો?" રણમલે પૂછયું.

"તે સુરંગોને ગમે એ પ્રકારે તારાજ કરીશું." વિજયે કહ્યું.

"પણ શી રીતે?" રામજીએ પૂછયું.

"પૂર્વ બાજુની સુરંગ છે ત્યાંથી થોડેક દૂર એક તળાવ આવેલું છે. રાત્રિના વખતે તે તળાવના પાણીના બંધ તોડી નાખીશું કે જેથી તળાવનું પાણી સુરંગવાળી ખાઇઓમાં ફરી વળશે."

"તળાવ બહુ દૂર હશે તો?"

"ના, કિલ્લાની નજીકજ છે."

"પ્રભુ તમને તમારા કાર્યમાં મદદગાર થાવ. વિજયસિંહ! તમે વિજય મેળવો યા નહિ; પણ અમે તો વિજયાદશમીના દિવસે નોત્તમનગરપર હુમલો કરીશું." રણમલે કહ્યું.

"જરૂર; તમે ત્યાં આવશો કે તરતજ આપણો વાવટો ફરકતો જોશો." વસંતે જણાવ્યું.

વસંત–વિજયની હિંમતથી વનવીર–સીતા અને અન્યજનો વિસ્મય

પામ્યાં. રાત્રિ વિતતાં સૌ થોડીવારને માટે સૂતાં. મોટું મળસકું થતાં જ રામજી સરદારના રણુશીંગાના નાદથી સર્વે જાગૃત થયાં. કુચ કરવાની હોવાથી સૈનિકો રાવઠીઓ ઉપાડી તૈયાર થયા. સૂર્યોદયની સાથે જ કનકપૂર તરફ કુચ શરૂ થઇ.

પેલા મુખી પટેલના ગામમાં આવતાં ખબર મળી કે વૃદ્ધ હરીદાસે દેશભકતોના નાના સૈન્યની મદદથી યુદ્ધનો આરંભ બે દિવસથી કર્યો છે. ઘણા દેશભકતો માર્યા ગયા છે. વૃદ્ધ હરીદાસ અને તેમનું જીવતું રહેલું સૈન્ય શત્રુઓથી ઘેરાઇ ગયું છે.

આવા સમાચાર મળતાંજ રણુમલે જલ્દીથી કુચ શરૂ કરી. બાદ આખરે કનકપૂરની નજીક આવતાં માલમ પડયું કે હરીદાસનો આ વખતે છેલ્લો પ્રયત્ન છે. સઘળા કપાઇ જવાની અણી ઉપર છે. રણુમલે સૈનિકોને આજ્ઞા આપી દીધી. મરણીયા થઇ લઢતા હરીદાસને મદદ આવતાં હિંમત આવી. તુમુલ યુદ્ધ મચી રહ્યું. રણુમલના સૈનિકોએ રંગ રાખ્યો. વનવીરે અપૂર્વ વિરતા બતાવી.

બેવફા સૈન્યનો સેનાપતિ મરાયો. અમલદારો અને સરદારો ઘાયલ થયા; કેટલાક મરાયા. સાંજ પડતાંમાં તો નાશ ભાગ શરૂ થઇ. રણુમલના સૈનિકોએ તમામ દેશદ્રોહીયોને ઘેરી લઇ હથીઆર મુકાવી કેદ કર્યા; વનવીર મહારાજાના નામનો જયઘોષ થયો. પ્રજાએ તે જયનાદને વધાવ્યો. આનંદ વર્તાયો. બીજે દિવસે પ્રાતઃકાળમાં વનવીર પુનઃ રાજ્યાસને બિરાજ્યો. મોટો દરબાર ભરાયો. બહાદુરોને શીરપાવ મળ્યો. પ્રજાએ રાજાને નમન કર્યું. વનવીરે પ્રજાનું પુત્રવત પાલન કરવાનું વચન આપ્યું. આ આનંદના અવસરે પ્રજા અને વિજય વસંત–રણુમલ વગેરેના સૂચનથી વનવીરે સિતાસુંદરીનું પાણી ગ્રહણ કર્યું. વનવીરે સઘળા મિત્રોનો ઉપકાર માન્યો. વૃદ્ધ હરીદાસને રાજ્ય ઉદ્ધારક કહી રાજાએ ઉપકાર માન્યો. પેલા મુખી પટેલને પણ યોગ્ય શિરપાવ મળ્યો. આ શુભ પ્રસંગે સઘળા કેદીઓને મુક્તિ મળી.

વસંત–વિજય બે દિવસ ત્યાં રોકાઈ નૌત્તમનગર જવાને તરફ તૈયાર

થયાં. રણમલે તેમને યોગ્ય સૂચનાઓ આપી. વસંત વિજયના જવાથી વનવીર અને સીતાની આંખ્યોમાં ઝગઝગીયાં ભરાઇ આવ્યાં. હરીદાસે બન્નેને આશિષ આપી. દસ-દસ સૈનિકોને હમેશાં મોકલી આપવાનું વિજયે પુનઃ રણમલને સૂચન કર્યું. બાદ સર્વને મળી ભેટી વસંત-વિજય અને ભુપતે ઘોડેસ્વાર થઇ નોત્તમનગરના માર્ગે પ્રયાણ કર્યું.

## પ્રકરણ ૫ મું.

### બે નવીન યોદ્ધા.

આજે પ્રાતઃકાળના દ્વિતીય પ્રહરે સરદાર દુર્જનસાલ તેના મહાલયમાં વિચાર અને ચિંતાગ્રસ્ત મુખે બેઠેલો હતો. દેશભક્ત સરદાર ભુજંગસિંહે યુદ્ધ જાહેર કર્યું છે અને નોત્તમનગરના તાબાનાં ઘણાં નગરો જીતી લીધાં છે અને તે હવે ટુંકમાં નોત્તમનગર ઉપર ચઢી આવશે. આવા વિચારથી દુર્જનની દીલગીરીનો પાર નહોતો. તે મનમાં બોલતો હતો કે, માણસને પડતીમાં પડતીજ આવે છે. મારા સંબંધમાં પણ આમજ બને છે. હાથમાં આવેલાં દુશ્મનો છટકી જાય છે. વફાદાર માણસો દુશ્મનો બને છે. રાત્રિએ આવતાં ભયંકર સ્વપ્નાં પણ મને ગભરાવે છે. ચારે તરફ યુદ્ધનો પ્રચંડ જવાળામુખી ફાટી નીકળ્યો છે, છતાં રાણીને દરકાર નથી. તે તેના મનમાં એમજ સમજે છે કે તે નિર્ભય છે. દુશ્મનોનું જોર-પ્રયત્ન નકામો છે. પણ મને પરીણામ ખરાબ ભાસે છે. જો દેશભકતો ફાવ્યા તો અમારી કમબખ્તી થવાનીજ. અમારા..." દુર્જનના વિચાર અટકયા. સિપાહીએ તેની પાસે આવી રાણીના આગમનના સમાચાર આપ્યા.

દુર્જનસાલ વિચારનો ત્યાગ કરી સ્વસ્થ થઇ બેઠો. રાણીએ ત્યાં પ્રવેશ કરી દુર્જનની સામે આસન લઇ પૂછ્યું. " સરદાર ! શું વિચાર ચાલે છે ? "

"દુષ્ટ દેશભક્તોના તોફાનથી મારી ચિંતાનો પાર નથી." દુર્જને નિઃશ્વાસ નાખી જણાવ્યું.

"તેમાં ચિંતા કરવાનું કશું કારણ નથી. આપણા બળ આગળ તેમનું બળ નકામું છે."

"રાણી સાહેબ! તમે ભૂલો છો. આ વખતે શત્રુઓનું બળ વિશેષ છે."

"એ તો યુદ્ધ વખતે જણાશે."

"અરે અત્યારથીજ જણાઇ ચૂકયું છે."

"શું?"

"તેમણે આપણાં નગરો જીતી લીધાં છે. આપણા તાબાના રાજાઓને તાબે બનાવ્યા છે."

"ત્યાંના આપણા સૈન્યે શું કર્યું?"

"માર ખાધો. કેટલાક મૂઆ, અને કેટલાક નાશી છૂટયા."

"દુશ્મનો નૌત્તમનગરપર ક્યારે હુમલો લાવનાર છે?"

"સાંભળવા પ્રમાણે વિજયાદસમીને દિવસે."

"ફીકર નહિ. આપણે તેઓની બરાબર ભેટ લઇશું અને તેઓએ કરેલી ખરાબીનું સંપૂર્ણ વેર વાળીશું."

"આપણાથી કંઈ પણ બની શકશે નહિ."

"કેમ? તમે આમ નિરાશા સૂચક જવાબ કેમ આપો છો?"

"નામવર! હું શું કરૂં? આ યુદ્ધ જયારથી શરૂ થયું છે, ત્યારથીજ મારી હિંમત તુટી ગઇ છે. મને ભાવી ભયંકર ભાસે છે."

"આપણે ભવિષ્ય ઉપર આધાર રાખવાની જરૂર નથી. ભાવી ખોટું છે. વળી આપણી પાસે સૈનિકોનું બળ શસ્ત્રો વગેરે ક્યાં ઓછું છે?"

"તે લોકોના સૈન્ય આગળ આપણું સૈન્ય મુઠ્ઠીભર છે. આખો દેશ તેમની મદદે છે."

"અરે ભલેને આખું જગત તેમની મદદે રહ્યું? આપણે ફિકર કરવાની કંઇજ જરૂર નથી. કદાપિ તેઓ જીતશે; તોપણ નૌત્તમનગર

છે એવી સ્થિતિમાં તેઓના હાથમાં જઇ શકશે નહિ.”

“પણ આપણું શું થશે ?”

“મ્હોત.”

“તેમ થાય તો ઘણું સારૂં, પણ જો કેદ પકડાયાં તો રીબાઇ રીબાઇનેજ મરવાનાં!”

“એતો હું પણ જાણું છું.”

“સુરંગોનું કામ પૂરૂં થયું?” રાણીએ પૂછ્યું.

“હા, પૂર્વ–ઉત્તર અને દક્ષિણ બાજુએ જ્યાં કિલ્લાની દિવાલ આવેલી છે તેના મૂળમાંજ સુરંગો પાથરી દીધી છે.”

“તેને સળગાવવાનું ઠેકાણું કયાં રાખ્યું છે?”

“પૂર્વ તરફના તળાવના કિનારે કે જ્યાં પાણીને અટકાવવાનો દરવાજો આવેલો છે.”

“ત્યાં ચોકી–પહેરા મૂકયો છે ને?”

“હા, આપણા સૈનિકો રાત્રિ દિવસ ત્યાં દેખરેખ રાખે છે.”

આમ વાત ચાલી રહી હતી; તેવામાંજ એક સૈનિકે ત્યાં આવી નમન કરી જણાવ્યું કે, “દુષ્મનોએ વીરમદે ઠાકારનાર ાજ્યમાં નવો સરદાર નીમ્યો છે અને રાજાને બંધીખાને પૂર્યો છે.”

“ઠીક, બીજું કાંઇ?” રાણીએ પૂછ્યું.

“ચંદ્રાવતી અને રાજપૂર પણ જીતી લીધાં છે અને ત્યાંના તમામ સૈનિકો માર્યા ગયાં છે.”

“આ સમાચાર ભયંકર છે. ચંદ્રાવતી અને રાજપૂર જવાથી આપણું મ્હોત પાસે આવ્યું સમજવું. ચંદ્રાવતી અને રાજપૂર આપણે તાબે આવ્યાં ત્યારથીજ લઢાઇનું મૂળ રોપાયું છે. યુદ્ધના નિપુણ યોદ્ધાઓની માન્યતા છે કે ચંદ્રાવતી અને રાજપૂર જેના કબજામાં જશે, તે મોટા રાજ્યનો અધીપતિ થઇ શકશે.

આ બે જબરજસ્ત નગરો શત્રુઓએ જીતેલાં સાંભળી મારી

નિરાશાનો પાર રહ્યો નથી. કાળચક્ર નજદીક જણાય છે." સરદાર દુર્જનસાલે નિઃશ્વાસપર નિઃશ્વાસ નાખવા માંડયા.

રાણીએ સૈનિક તરફ જોઇ પૂછયું." એ તરફના શત્રુ સૈન્યના સેનાધિપતી કોણ છે?"

"સરદાર ભુજંગસિંહ અને પ્હાડસિંહ."

પ્હાડસિંહનું નામ સાંભળી રાણી અને દુર્જનસાલ તિરસ્કારથી હસ્યાં. પુનઃ રાણીએ પૂછયું.

"બીજું કંઇ જણાવવાનું છે?"

"હા નામવર."

"ચાલ જલદી કહી નાખ."

"કનકપુરમાં મોટો બળવો થયો હતો."

"તે હું જાણુંછું."

"નાશી છૂટેલા રાજા વનવીરને દેશભકતોની મદદ મળી છે."

"કયા દેશભકતોની?"

"સરદાર ભુજંગસિંહના માણસોની."

"કેટલાં માણસો છે?"

"હું ગણત્રી કરી શકયો નથી, પણ મોટું જબરજસ્ત સૈન્ય છે."

"સેનાપતી કોણ છે?"

"રણમલસિંહ–સુંદરસિંહ અને આપણો પેલો ભીલ સરદાર રામજી."

"અફસોસ. ઘર ફુટયેજ ઘર જાય, તે નિમકહરામોના કારણેજ શત્રુઓ ફત્તેહ પામે છે." દુર્જન પોકારી ઉઠયો.

"સરદાર! અફસોસ કરવો એ વૃથા છે. વખત આવ્યે નિમકહરામોને યોગ્ય બદલો મળી શકશે." રાણીએ સિપાહીને પુનઃ પૂછયું, "હવે કંઇ કહેવા જેવું છે?"

"હા."

"શું?"

"પેલાં વસંત–વિજય પણ તેઓની સાથે છે."

"શું તેઓ હજી જીવતાં છે ?"

"હા, તેમના પ્રયત્નથીજ રાજા વનવીર જીવતો રહી શકયો છે."

"ઠીક, તું જા."

સિપાહી ચાલતો થયો. તેના ગયા પછી રાણીએ દુર્જનસાલ પ્રત્યે કહ્યું, "સરદાર ! આપણે ભયંકર આફતને નજીકમાં ભેટવું પડશે. આ યુદ્ધમાં આપણા ઘણા શૂરવીરોનો નાશ થઇ ગયો છે. શું થશેના વિચાર મને ગભરાવી રહ્યા છે."

"રાણી સાહિબા ! મારા મનની સ્થિતિ પણ ઘણીજ દુઃખદ થઇ પડી છે. આ નવા સમાચાર સાંભળી મારાં ગાત્ર ગળી ગયાં છે. હું ચારે તરફ અંધકાર નિહાળું છું. શું કરવું અને શું નહિ, એનો નિર્ણય પણ કરી શકાતો નથી."

"આવા વખતે આપણી આવી સ્થિતિ થવી જોઇએ નહિ."

"એ હું પણ સમજું છું; પણ કરવું શું ?"

"હશે જવા દો બધી વાત. આજે મારી ઇચ્છા મલ્લયુદ્ધ અને પશુયુદ્ધ જોવાની થઇ છે."

"આવા વિકટ સમયે આપની ઇચ્છા અયોગ્ય છે."

"તે મારે જોવાનું છે."

"હું આપની આજ્ઞાને આધીન છું."

"ચાર વાગે સઘળી વ્યવસ્થા કરજો." કહી રાણી ત્યાંથી ચાલતી થઇ. દુર્જનસાલ તેની પીઠ પાછળ જોઇ રહ્યો. બાદ દુર્જનસાલે એક સીપાહીને મોકલી બે સરદારોને બોલાવ્યા.

આ બન્ને સરદારોનાં નામ શયતાનસિંહ અને વિરોધસિંહ હતાં. બન્ને બદમાસ હતા. દુર્જનની પાસે આવી તેમણે ઝુકીને સલામ કરી. દુર્જને તેમને બેસવાનું સૂચવી પૂછ્યું, "કેમ કંઈ નવા સમાચાર છે ?"

"ના, હાલમાં કંઇ જાણવા જેવા સમાચાર મળ્યા નથી."

"દુશ્મનો સામે લઢતા આપણા યોદ્ધાઓની કાંઇ ખબર છે કે ?"

"હા, તેઓ બહાદુરીથી દુશ્મનો સાથે લઢે છે." કંઇપણ નહિ જાણનારા બન્ને સરદારોએ ગપ હાંકવા માંડી.

"મને લાગે છે કે તમે કંઇ જાણતાજ નથી."

"કેમ ?"

"દુશ્મનોએ રાજપૂર અને ચંદ્રાવતી તાબે કર્યાં છે."

"તદ્દન જુઠી વાત."

"તમારા જેવા પ્રમાદી સરદારો જ્યાંસુધી અમારી સેવામાં છે, ત્યાં સુધી અમારી હાર નક્કીજ છે. તમે નૌતમનગરના સૈન્યના અધીકારીયો છો; છતાં દુશ્મનોની હિલચાલ તરફ ધ્યાન આપતા નથી જાણીને મને તમારી પ્રત્યે ધિક્કાર ઉત્પન્ન થાય છે. તમે જે જાણતા નથી; તે હું મહેલમાં બેસીને જાણું છું. તમે જે વાતને તદ્દન જુઠી માનો છો; તે વાત સાચી છે. આપણા સૈનિકોએ સખ્ત હાર ખાધો છે."

"તેમ કદાચ બન્યું હશે. નામદાર ! અમને આપ જેવા ધારોછો એવા અમે નથી. જ્યારથી યુદ્ધ જાહેર થયું છે, ત્યારથી અમે દરેક પળે તેનાજ વિચાર કરીએ છીએ. ખાતાં—પીતાં—સૂતાં—બેસતાં પણ એજ વિચાર થયા કરે છે. અમને કાલ સવાર સુધીની ખબર મળી હતી કે આપણા બહાદુરો ટક્કર ઝીલી રહ્યા છે, પણ સાંજના દુશ્મનોનું બળ વધતાં કદાચ બહાદુરીથી પાછા હઠયા હોય અગર નાશી છૂટયા હોય તો દુશ્મનોએ જીત પણ મેળવી હોય. પરંતુ શત્રુઓની જીત નકામી છે. કદાચ રાજપૂર અને ચંદ્રાવતી તેમના હાથમાં ગયાં હશે; તો અમે એકજ સપાટે પાછાં મેળવીશું. આપને કંઇ શોક કરવાની જરૂર નથી."

બન્ને સરદારોનું બોલવું સાંભળી દુર્જનને મનમાં ઘણોએ ક્રોધ ચઢયો. બન્નેની મૂર્ખાઈપર તેને ધિક્કાર વછુટયો. પણ તે ભાવ પ્રત્યક્ષ નહિ બતાવતાં દુર્જને વાત ફેરવી કહ્યું, "આજે કોટ વાળા મેદાનમાં સાંજના દરબાર ભરવાનો છે."

"શા માટે ?"

"મહારાણીની ઇચ્છા મલ્લયુદ્ધ અને પશુયુદ્ધ જોવાની થઇ છે."

"મહારાણીની ઇચ્છા પ્રશંસા પાત્ર છે. આ લઢાઇના વખતે લઢાઇની રમત જોવી એ વીરરાણીનુંજ કામ છે."

જમાનો ખાધેલા દુર્જનને હસવું આવ્યું. પુનઃ તેણે કહ્યું, "સઘળી વ્યવસ્થા તમારે કરવાની છે."

"બહુ સારૂં."

"સૈનિકોને રાત્રિ દિવસ હથીઆર સાથે તૈયાર રાખજો."

"એ વિશે આપ બેફિકર રહેશો."

બન્ને સરદારો ચાલતા થયા. દુર્જનના આંતરીક દુઃખનો પાર નહોતો, તેણે દુનિયાના ઘણા રંગ જોયા હતા. યુદ્ધનો રંગ જાણતાં તેની ખાત્રી વિનાશને માટે થઇ ચુકી હતી.

સાંજ પડવા આવી. લોકોનાં ટોળેટોળાં અખાડા તરફ જવા લાગ્યાં. જે સ્થળે અખાડો આવેલો હતો; ત્યાં મોટું મયદાન આવેલું હતું, તે મેદાનની આસપાસ ઉંચો કોટ બાંધેલો હતો. મેદાનમાં પ્રવેસવાને માટે ફક્ત એકજ દરવાજો આવેલો હતો.

જોવા આવનાર લોકો કોટપર ચઢીને બેસવા લાગ્યા. રાણી અને અન્ય દરબારી મંડળને બેસવાને માટે યોગ્ય સ્થાને આસનો ગોઠવી દેવામાં આવ્યાં હતાં. પહેરેગીરો બંદોબસ્ત જાળવી રહ્યા હતા. જોવા આવનાર લોકો જ્યાં જગા જોતા ત્યાં કોટપર જગા લેતા હતા. મેદાનમાં મલ્લો અને પશુઓના પાળનારાઓ હાથમાં લાંબા ભાલા લઇને ઉભેલા હતા. માણસોની મેદની પુશ્કળ મળી હતી. કોટ ચારે તરફથી ચીકાર ભરાઇ ગયો હતો. કોલાહલનો સુમાર નહોતો. લોકો જગા મેળવવાને માટે ધક્કામુક્કી કરતા હતા.

સમય થતાંજ રાણીની સ્વારી પૂર્ણ દબદબા સાથે આવી પહોંચી. તેની આસપાસ અંગરક્ષકો હતા. દુર્જનસાલ સાથે અન્ય સરદારો પણ હતા. રાણીએ આસનપર સ્થાન લીધા બાદ સૌ સૌએ પોતાની જગા લીધી.

અંગરક્ષકો રાણીની પાછળ ગોઠવાઇ ગયા. દુર્જને શરૂઆત કર-

વાની આજ્ઞા આપી. પ્રથમ બે હાથીને મેદાનમાં લાવવામાં આવ્યા. બન્ને હાથીઓને પુશ્કળ મદ્યપાન કરાવેલું હતું, બન્નેને છૂટા મૂકતાંજ એક બીજા તરફ દોડયા અને પરસ્પર જોરથી માથાં અફાળ્યાં. માથાં અથડાવાથી મોટો અવાજ ઉત્પન્ન થયો. બન્ને હાથીઓ ઉન્મત્ત થઇને લઢતા હતા. જોનારમાંના કોઇને કરૂણા તો કોઇને આનંદ ઉપજતો હતો. હાથીઓની લઢાઇ લગભગ એક કલાક ચાલી. છેવટે એક હાથીએ બીજા હાથીપર વિજય મેળવ્યો. પરાજય પામેલો હાથી આમથી તેમ નાસવા લાગ્યો. જીતેલો હાથી તેની પાછળ દોડવા લાગ્યો. પણ તત્કાળ ભાલાવાળાઓએ તેની આસપાસ ફરી વળી તેને દોડતો અટકાવ્યો.

રાણીએ તે હાથીના મ્હાવતને ઇનામ આપ્યું. મ્હાવત હાથીને લઈ ચાલતો થયો. આ પછી બે પાડાઓનો વારો આવ્યો. બન્ને પાડાઓ પ્રચંડ હતા. હાથીઓની માફક તેમને પણ મદીરા પાઇ ઉન્મત્ત બનાવ્યા હતા. છૂટા થતાંજ પરસ્પરની જીવલેણ લઢાઇ શરૂ થઇ. એક બીજાની સાથે સીંગડાં અથડાવાથી કાટકાની માફક અવાજ થવા લાગ્યા. અર્ધાકલાકમાં તો એક જબરા પાડાએ બીજા પાડાને લોહીલુહાણ કરી જમીનપર પાડયો. તત્કાળ રાણીએ બૂમ મારી નીચે પડેલા પાડાને બચાવવાની આજ્ઞા કરી. ભાલાવાળાઓ આસપાસ ફરી વળ્યા. પાડાઓને ત્યાંથી લઇ જવામાં આવ્યા. તેના પાલકને પણ યોગ્ય ઇનામ મળ્યું.

આ થઇ રહ્યા પછી કુસ્તીબાજ મલ્લોની વારી આવી. બે બળીષ્ટ બાંધાના મલ્લો એક બીજાની સાથે કુસ્તી ખેલી દાવપેચ બતાવવા લાગ્યા. જોનારાઓ પ્રતિક્ષણે તાલીયોના અવાજથી કુસ્તી તરફ આનંદ દર્શાવવા લાગ્યા. એક કુસ્તીબાજે બીજાને પટક્યો. નીચે પડનાર હાર ખાઈ દૂર બેઠો અને શરીરપરની ધૂળ ખંખેરવા લાગ્યો.

તત્કાળ બીજો ઉઠયો; અને પ્રથમના મલ્લની સાથે વળગ્યો. પ્રથમના મલ્લે તેને પહેલેજ સપાટે જમીનપર ફેંકયો. આવી રીતે પ્રથમના મલ્લે પાંચ મલ્લોપર વિજય મેળવ્યો, ચારે તરફથી શાહબાશના ધ્વની થઇ રહ્યા.

રાણી અને સરદારો પણ આનંદ પામ્યાં. મલ્લે રાણીને નમન કર્યું. આ પછીજ રાણીએ દુર્જનસાલને ધીમેથી કંઇ કહ્યું. આથી દુર્જનસાલે ઉભા થઇ મોટા અવાજે બોલવા માંડ્યું કે, "નોત્તમનગરની મહારાણી આ મલ્લપર ઘણાંજ પ્રસન્ન થયાં છે. આ મલ્લ આખા રાજસ્થાનમાં બહાદુર અને કુસ્તીબાજ ગણાય છે.

પણ કદાચ કોઇના મનમાં વ્હેમ રહી જતો હોય તો મહારાણી જોવા આવનારા લોકોને ફરમાવે છે કે જેની ઇચ્છા હોય તેણે આ મલ્લનો મુકાબલો કરવો.

દુર્જનસાલનું બોલવું પૂરું થતાંજ કોટના દૂરના ભાગમાંથી એક અવાજ આવ્યો કે, "મલ્લનો મુકાબલો કરી વિજય મેળવનારને શું ઇનામ મળશે?"

સઘળાં આશ્ચર્ય પામ્યાં. રાણીના કહેવાથી દુર્જને કહ્યું; "આ મલ્લને જીતનારનો સારો સત્કાર થશે અને અમૂલ્ય ઇનામ મળશે."

"હું તૈયાર છું." આમ બોલતો એક યુવક ઉભો થયો. સૌ તેની તરફ જોઇ રહ્યા; અને કેટલાક હસવા લાગ્યા.

આ યુવકનું શરીર બહુ જાડુ નહિ તેમ બહુ પાતળું પણ ન્હોતું. બાંધો મજબૂત જણાતો હતો. આંખોમાં વીરતા હતી. મુખનો રંગ કંઇક શ્યામ હતો. તેનો પોશાક સામાન્ય માણસના જેવો હતો.

મલ્લના શરીર અને એ ઉભા થનાર યુવાનના શરીર તરફ જોઇ રાણી અને અન્ય જનો પણ હસવા લાગ્યાં અને માનવા લાગ્યાં કે આ નાના છોકરાને બહાદુર મલ્લ પહેલેજ સપાટે જમીનપર પટકશે. જોવા આવનારા લોકોમાંથી કેટલાકે તેની બેસી જવાની સૂચના કરી; પણ તે યુવાન તેના વિચારમાં અડગ રહ્યો.

એક સિપાઇ તેને રાણીની સમિપ લઇ આવ્યો. યુવાને રાણીને નમન કર્યું. રાણીએ થોડીક ક્ષણ તેના મુખ સામે જોઇ પૂછ્યું, "તમે મારા મલ્લ સાથે લઢવાને ખુશી છો?"

"આપ નામવરની આજ્ઞા હોય તો હું તૈયારજ છું."

"મારા ધારવા મુજબ તમે પરાજય પામશો?"

"હાર જીતની બાજી હરીના હાથમાં છે."

"તમારૂં શરીર અમારા બળવાન મલ્લનો મુકાબલો કરી શકે એમ જણાતું નથી."

"મારા શરીરની પરીક્ષા તો યુદ્ધ વખતેજ થશે."

"તમને ઇજા થશે તો?"

"હું સહન કરીશ."

"હજી પણ કહું છું કે વિચાર કરો."

"હું વિચાર કરીનેજ ઉભો થયો છું."

"ત્યારે જાઓ મેદાનમાં."

યુવાન નીચે ઉતરી મેદાનમાં આવ્યો. વિજય મેળવનાર મલ્લ તેની તરફ જોઈ ગર્વથી હસ્યો અને મનમાં એમ માનવા લાગ્યો કે આ છોકરાને હું એક પળવારમાંજ જમીનપર સુવારીશ. મૂર્ખો શું જોઈ જાણીને મારી સાથે કુસ્તી ખેલવાને આવ્યો હશે?

વિજયે જરૂર જેટલાં કપડાં શરીરપર રાખી બાકીનાં દૂર મૂક્યાં; અને પછી મલ્લની છેક નજીક જઇ તેની સામે તિવ્ર નજરે જોયું. બળવાન મલ્લને તેની આંખ્યો વીરતા ભરેલી લાગી; પણ તેની તેણે ઝાઝી દરકાર કરી નહિ. આ પછી બન્નેએ એક બીજાની સાથે હાથ મેળવી એક બીજાને સલામ કરી.

રાણી અને અન્ય જનો કૌતુહલ પૂર્ણ નેત્રે બન્નેની કુસ્તી જોવા આતુર થઇ રહ્યાં.

કુસ્તીની શરૂઆત થઇ. કુસ્તી કરનારા બન્ને જણા એક બીજાને પોત પોતાનું અંગબળ અને દાવપેચ બતાવવા લાગ્યા. બળવાન મલ્લ તેના હરીફને નીર્બળ માનતો હતો; તે હવે તેને બળવાન જણાયો. યુવાનની પર વિજય મેળવવાને તેણે ઘણા દાવ પેચ અજમાવ્યા, પણ કુસ્તીબાજ યુવકે પોતાના દાવપેચથી સામા હરીફના સઘળા પ્રયત્નો નિષ્ફળ કર્યા. બન્નેનું યુદ્ધ એક કલાક પર્યંત ચાલ્યું. હજી પણ કોઇ વિજય

પ્રાપ્ત કરી શકયો નથી. તમાસગીરો અને રાણી જે યુવકને પહેલેજ સપાટે હારી જશે એમ માનતાં હતાં; તે યુવક બહાદુર અને કુસ્તી· બાજ જણાયો. સઘળાં જનો કરતલ ધ્વનીથી યુવકનો ઉત્સાહ વધારતાં હતાં, રાણીની વિસ્મયતાનો પાર નહોતો. તેના હૃદયમાં યુવક પ્રત્યે માન ઉત્પન્ન થયું. યુવક હારે કે જીતે, પણ તે એક બાહોસ પુરૂષ છે એમ રાણીની ખાત્રી થઇ ચૂકી. જગતમાં આવો યુવાન કોઇ હશેજ નહિ એમ તે માનવા લાગી. દુષ્ટા રાણીનું મન કંઇક ઓરજ અનુભવ કરવા લાગ્યું. સઘળાં જનો હારજીતનું પરીણામ જોવાને ઉત્સુક થઇ રહ્યાં. યુવાનની આગળ સઘળા પ્રયત્નો નિષ્ફળ જવાથી નોતમનગરનો બળવાન મલ્લ ગુસ્સે થયો. તેણે યુવાનને માર મારી બેશુદ્ધ કરવાનો અથવા તો જીવથી મારવાનો નિશ્ચય કર્યો. કુસ્તીના દાવમાં નહિ ફાવવાથી તેણે આવો અધમ નિશ્ચય કર્યો. તેની આંખ્યો ખુની થઇ. યુવાને તેનો નિશ્ચય જાણી લીધો. એટલામાંજ તે મલ્લે યુવકના મુખપર પ્રચંડ મુષ્ટી પ્રહાર કર્યો. યુવકે અજબ ચાલાકીથી નીચા નમી તેનો પ્રહાર ચૂકાવ્યો. દાવપેચ દૂર રહ્યા અને મારામારીની શરૂઆત થઇ. બન્ને જીવપર આવીને લઢવા લાગ્યા. મલ્લે યુવાનને અદ્ધર ઉપાડયો. પણ તરત યુવાને તેની ગરદન પકડી. ગરદન છોડાવવાને મલ્લ પ્રયત્ન કરવા લાગ્યો, પણ યુવકે તેની ગરદન સજ્જડ પકડેલી હોવાથી તે મૂક્ત થઇ શકયો નહિ. આથી તેણે યુવાનના હૃદયપર–પેટપર સખ્ત મુક્કા લગાવવા માંડયા. છેવટે યુવાને અકળાઇને મલ્લના લમણામાં એવા તો જોરથી મૂકકો લગાવ્યો કે જેથી મલ્લ તેને છોડી દઇને નીચે બેસી ગયો. યુવાન આ સમય ચૂકે એવો નહોતો. તત્કાળ તેણે છલંગ મારી મલ્લના લમણામાં એક બીજો મુકકો લગાવ્યો. યુવાનનો દેખાવ આ વખતે વિલક્ષણ થયો હતો. મલ્લનો માર પડેલો હોવાથી તેનો ગુસ્સો વધ્યો હતો. વાઘ બકરાને ફેંદે એ પ્રમાણે યુવાને મલ્લને ઘણો માર મારી છેવટે બેભાન બનાવ્યો. ચારે તરફથી તાલીયોના અવાજ સાથે શાબાશ–શાબાશના મોટા અવાજ સંભળાવા લાગ્યા.

યુવાને વિજય મેળવી રાણીની સમીપ આવી નમન કર્યું. રાણીના આનંદનો પાર નહોતો. તૈયાર રાખેલો એક પુષ્પનો હાર રાણીએ સ્વહસ્તે યુવાનના કંઠમાં પહેરાવ્યો. સરદારો આથી જો કે ઇર્ષાળુ બન્યા. પણ મહારાણીને પ્રસન્ન રાખવાને માટે ઉપરથી આનંદ દર્શાવવા લાગ્યા.

બેશુદ્ધ મલ્લને સેવકો ઉપાડી ગયા. રાણીએ પ્રસન્ન વદને સામે ઉભેલા યુવક પ્રત્યે કહ્યું, " તમે એક બળવાન મલ્લપર આજે વિજય મેળવી અમને બધાંને આનંદ અને આશ્ચર્યના સાગરમાં નાખ્યાં છે. તમે યુવાન છો, શરીરે પણ બહુ પુષ્ટ નથી; પરંતુ તમારૂં બળ અને યુક્તિ અપૂર્વ છે. મેં ઘણા મલ્લોની કુસ્તી જોઇ છે; પણ તમારા સમાન કુસ્તીબાજ આજપર્યંત જોવામાં આવ્યો નથી. આથી હું પ્રસન્ન થઇ આ સભા સમક્ષ તમને આ હીરા જડીત્ર મૂઠની તલવાર અને એક હજાર સોના મ્હોરોનું ઇનામ આપુંછું."

" આપનો ઉપકાર માનુંછું; પણ આપ પ્રત્યે મારી એક વિનંતિ છે ? " યુવાને કહ્યું.

" તમારી વિનંતિ વિના સંકોચે જાહેર કરો. " દર્જનસાલે કહ્યું.

" હું આપની આપેલી તલ્વારનો અતિ આનંદથી સ્વિકાર કરૂં છું; પણ હજાર મ્હોરો લેવાની સવિનય ના પાડું છું."

સઘળાંના આશ્ચર્યમાં વૃદ્ધિ થઇ. દુર્જને પૂછયું, " શા માટે ના પાડો છો ? "

" હું એક ગરીબ માણસ છું. વળી આ નગરથી તદ્દન અજાણ્યો છું. આથી હજાર મહોરો મારી પાસે સલામત રહી શકવાનો સંભવ નથી. બદલામાં મારી એક બીજીજ ઇચ્છા છે."

" તે શું ? " દુર્જને પૂછયું.

" મારી ઇચ્છા આપની સેવામાં રહેવાની છે. "

રાણીને આનંદ થયો. રાણી જવાબ આપે તે પહેલાંજ દુર્જન બોલી ઉઠયો, " હું તમને મારી પાસે નોકરી રાખું છું. દરમાસે તમને

પચાસ સોના મ્હોરો પગાર આપીશ અને તમારી બાહોશી જોતાં પગારમાં વધારો કરીશ."

"આપની આજ્ઞા ઉઠાવીશ અને તમને પૂર્ણ સંતોષ આપીશ."

રાણીની ઇચ્છા તે યુવાનને પોતાની પાસે રાખવાની હતી; પણ દુર્જને તેને રાખ્યો જાણી રાણી કંઇ બોલી નહિ. દુર્જને પુનઃ પૂછ્યું, "તમારૂં નામ ?"

"પુષ્પક." પ્રત્યુત્તર મળ્યો.

"જ્ઞાતિ ?" રાણીએ પૂછ્યું.

"રાજપૂત."

"રહેવાશી ?"

"મધ્ય હિંદુસ્થાન."

"આ તરફ આવવાનું કારણ ?"

"નોકરીને અર્થે."

"સાથે કોઇ છે ?"

"હા, મારો એક ભાઇ છે."

તેનો ભાઇ પણ તેના જેવોજ હશે ધારીને સઘળાં યુવાનના ભાઇને જોવા અધીરાં થઇ રહ્યા.

રાણીએ પૂછ્યું, "તમારો ભાઇ ક્યાં છે ?"

"અત્રેજ છે."

"તેને બોલાવો."

યુવાને લોકોની વચ્ચે બેઠેલા ભાઇને ઇસારતથી પાસે બોલાવ્યો. યુવાનનો ભાઈ યુવાનથી સ્હેજ નાનો હતો. દેખાવમાં અને શરીરે નાજુક હતો. રંગમાં યુવાન કરતાં કંઇક ઉત્રડતો હતો. અવયવો સ્ત્રીના સમાન નાજુક હતાં. સઘળાં તેની તરફ જોઇ રહ્યાં. તે યુવાનના ભાઇએ રાણીની નજીક આવી નમન કર્યું. રાણીએ હસ્તે વદને પૂછ્યું, "તમારૂં નામ ?"

"ચંપક."

" તમે મારી સેવામાં રહેશો ? " રાણીએ અજબ ભાવે પૂછ્યું.

" ઘણીજ ખુશીથી. "

રાણીએ ચંપકને પોતાની સેવામાં રાખ્યો. બાદ રાણી સરદાર મંડળ સાથે મહેલ તરફ વિદાય થઇ. જોવા આવનાર જનો પણ પોતપોતાનાં ઘર તરફ રવાને થઇ ગયાં.

## પ્રકરણ ૬ ઠું.

### કામાંધ કળાવતી.

પૂર્ણિમાની રાત્રિ હતી. પ્રથમ પ્રહર ચાલતો હતો. રોહિણીપતીએ પૃથ્વી પર્યટન કરવું શરૂ કર્યું હતું. શીતળ શ્વેત ચંદ્રિકા જગતને શોભાવી રહી હતી. દિવસની ધમાલ અને કોલાહલ શાન્ત થએલ હતો. નરનારીઓ રાત્રિના વાળુથી નિવૃત્ત થઇ આનંદમય વાર્તાલાપ કરી રહ્યાં હતાં. રાત્રિ રમણીય ભાસતી હતી.

નૌત્તમનગરની રાણી કળાવતી આવા સુરમ્ય સમયે ખુલ્લા બાગબામાં પડેલા એક વિરામાસનપર આડી પડી ચંદ્રિકા અવલોકી રહી હતી. મસ્ત વાઘણ પડી હોય એવો તેનો દેખાવ થઇ રહ્યો હતો. વાળ વિખરાએલા હતા. તેનું મુખ વિકારવશ અને વિચારવશ લાગતું હતું. તેનું હૃદય આ વખતે વ્યાકુળ હોય એમ અનુમાનથી જણાતું હતું. તે વારંવાર કંઇક બોલતી અને શાન્ત થતી હતી.

રાણીની વ્યાકુળતાનું અને વિચારનું કારણ ઘણીવાર સુધી છૂપું રહી શકશે નહિ, આથી સ્પષ્ટ જણાવી દેવું ઉચિત છે કે રાણીની વ્યાકુળતાનું કારણ પેલો પુષ્પક હતો.

પુષ્પકે જ્યારથી વિજય મેળવ્યો અને રાણીએ સ્વહસ્તે તેના કંઠમાં પુષ્પનો હાર પહેરાવ્યો: તેજ વખતથી પુષ્પકે રાણીના હૃદયમાં સ્થાન લીધું હતું. પુષ્પક દુર્જનની પાસે રહ્યો અને ચંપક પોતાની

સેવામાં આવ્યો; પણ પુષ્પક રાણીનું દિલ તેની સાથે લઇ ગયો. પુષ્પકને નૌત્તમનગરમાં નિવાસ કરે આજે આઠ દિવસ પૂરા થયા હતા. આટલા દિવસોમાં એવો એક પણ દિવસ નહિ ગયો હોય કે રાણી તેને યાદ કર્યા વિના રહી હોય! રાણી પુષ્પકના મનોહર વદનથી દિવાની બની હતી. પુષ્પકને પોતાનું સર્વસ્વમાની તેની સાથે રંગ માણવાને ઇચ્છતી હતી. તેની આ ઇચ્છા આજ પર્યંત ગુપ્ત રહી હતી. તે ગુપ્ત રાખી શકી હતી. પણ દિવસો વિતતાં પુષ્પકના રૂપે તેનું આકર્ષણ કરી અનંગને વશ કરી હતી. અનંગથી અકળાએલી અંગના વ્યાકુળ બની રહી હતી. શીતળ ચંદ્રિકા તેને આગ સમાન લાગતી હતી. ઘણા વિચારને અંતે તેણે પુષ્પક સાથે રંગ માણવાનો નિશ્ચય કર્યો. તેણે આસપાસ જોયું. શાન્તિ પ્રવર્તાએલી હતી. ચંદ્રિકા ઝગઝગી રહી હતી. સુરમ્ય રાત્રિએ એકાંતમાં બેઠેલી કામાંધ કામિની છેવટે નિશ્ચયપર આવી. સ્વસ્થ થઇ. તેણે વિરામાસનપર ટટાર બેસી બૂમ મારી, "અરે પહેરાપર કોણ છે?"

"સેવક હાજર છે." આમ બોલતો ચંપક ત્યાં દોડી આવ્યો અને રાણીની સમક્ષ ઉભો રહ્યો.

ચંપક રાણીની સેવામાં રહ્યો હતો તે આપણે જાણીએ છીએ. તેનું બોલવું અને ચાલવું બહુધા સ્ત્રીને મળતું આવતું હતું. તેનો અવાજ પણ કોમળ હતો. ઘાટ પણ નાજુક હતો. બેમાંઇમાં આ ફેરફારથી રાણીને અજબ અજાયબી ઉત્પન્ન થઇ હતી.

રાણીએ ચંપક તરફ જોયું. મનમાં ચાલતા વિચારથી શરમાઇ. આને શું કહું? પુષ્પકને બોલાવવા મોકલું કે કેમ? પણ ચંપક શું ધારશે? તે કદાચ એમ વિચારશે કે પુષ્પકનું અત્યારે શું કામ હશે? રખેને મારા મનની વાત ચંપક જાણી જાય.

ગમે એ થાય, પણ પુષ્પકને બોલાવવો તો ખરોજ. તેના વિના મારાથી જીવાશે નહિ. તેના ભુજ પિંજરમાં દબાયા શિવાય શરીરે શિતળતા થશે નહિ. રંગ માણ્યા વિના રજની જશે નહિ. અનં.

ગની આગ પુષ્પક વિના શાન્ત થનાર નથી. બસ તેને બોલાવવોજ, આમ નિશ્ચય કરી કુટિલાએ ચંપક પ્રત્યે કહ્યું, " ચંપક નીચે બેસ."

ચંપક રાણીની સામે નીચે બેઠો.

પુનઃ રાણીએ પૂછ્યું, " તું અને પુષ્પક સગા ભાઇ છો ? "

" અમારો પ્રેમ એવોજ છે." ચંપકે જવાબ આપ્યો.

" ત્યારે તારામાં અને એમનામાં આટલો બધો ફરક કેમ છે ? " રાણીએ હશીને પૂછ્યું.

ચંપક ચમકયો. તેણે પૂછ્યું, " રાણીજી ! અમારામાં આપને શું ફરક લાગે છે ? "

" ઘણોજ. "

" એટલે ? "

" શરીરમાં, બોલવામાં, ચાલવામાં બેહદ ફરક છે. તારૂં વર્તન અબળાના જેવું છે. "

" કદાચ આપને એવું લાગતું હશે." ચંપકે શરમાઇને કહ્યું.

" તું શરમાળ પણ બહુ છે ? " રાણીએ હશીને કહ્યું.

ચંપક મોન રહ્યો.

પુનઃ રાણી બોલી, " તારે મારાથી શરમાવું જોઇએ નહિ. મરદને વળી શરમ શી ? "

" મહારાણી ! હું તો આપનો સેવક છું. "

" પણ હું મારા સેવકોપર પૂર્ણ પ્રેમ રાખું છું. "

" એ આપની દયાની લાગણી દર્શાવે છે. "

" પોતાનાં સેવકોને જીવનપર્યંત સુખી કરવાં તે દરેક શ્રીમાન માણસોની મુખ્ય ફરજ છે. "

" પણ જગતમાં આપના જેવી લાગણીનાં શ્રીમાનો બહુજ ઓછાં જોવામાં આવે છે. "

" ચાલ જવા દે એ વાત; અને હું પૂછું એના સાચા જવાબ

આપ. કોણ જાણે કે શાથી તમે બન્ને ભાઇઓ પ્રત્યે મને આટલું વ્હાલ ઉપજે છે !"

"અમારાં પૂર્વનાં કાંઇક પૂણ્ય હશે કે જેથી એક મોટાં માનવંતા રાણીનાં કૃપાપાત્ર અમે થયા છીએ. રાણીશ્રી ! આપને જે પૂછવું હોય તે ખુશીથી પૂછો. હું આપના દરેક પ્રશ્નોનો યોગ્ય પ્રત્યુત્તર આપીશ."

"તમે બન્ને ભાઇ પરણેલા છો કે કુંવારા?" રાણીએ પૂછ્યું.

આ પ્રશ્નથી ચંપકના કૌતુહલમાં વૃદ્ધિ થઇ. તેણે કહ્યું, "અમે પરણેલા છીએ."

રાણીના હૃદયમાં આઘાત થયો. ચંપકના પરણવાથી નહિ પણ પુષ્પક પરણેલો છે જાણીને તેના હૃદયને કંઇક ધક્કો લાગ્યો. પણ તે ભાવ બહાર નહિ જણાવા દેતાં પુનઃ તે કારસ્થાની કામાંધ કામિનીએ પૂછ્યું, "તમારી વહુઓ હાલ કયાં રહે છે?"

"તેમના બાપને ઘેર."

"તમે બન્ને તમારી પત્નીઓને ચાહો છો?"

"હું તો જાણે જીગરથી ચાહું છું; પણ મારો પુષ્પક તેની વહુને પૂર્ણ પ્રેમથી ચાહતો ન હોય એમ મને તે જણાય છે."

રાણીને આ જવાબથી કંઇક સંતોષ થયો.

તેણે પૂછ્યું, "કેમ વારૂ?"

"એ તો પુષ્પકનું મન જાણે."

"તેની પત્ની કદરૂપી હશે?"

"ના, લોકો તેને વખાણે છે."

"ત્હેં જોઇ છે?"

"હા."

"ત્યારે તુંજ કહે કે તે કેવી છે?"

"મને તો તે ઘણી સુંદર જણાય છે."

"જ્યારે તે સુંદર છે, ત્યારે પુષ્પક તેને કેમ ચ્હાતો નથી?"

"એતો પ્રભુ જાણે."

"હું તેની ખાત્રી કરીશ."

"જરૂર કરજો. તે તેના મનની વાત કોઇને પણ કહેતો નથી. તમને ખરૂં જણાવશે."

રાણી થોડીકવાર મૌન રહી. ચંપક ચાલાક હતો. રાણીના પ્રશ્નો-પરથી તે રાણીનો મનોભાવ જાણી ગયો. તે મનમાંજ હસવા લાગ્યો.

તેણે થોડીવાર શાન્ત રહી કહ્યું. "મને જવાની આજ્ઞા છે?"

"કયાં જવું છે?" રાણીએ મૌન ત્યાગી પૂછ્યું.

"મારા પહેરાપર."

"ના, થોડીકવાર અહિંજ રહે. મારે તને એક કામ સોંપવું છે."

"આપની આજ્ઞા."

રાણી બોલી, "તું અત્યારે તારા ભાઇની પાસેજા."

"તૈયાર છું." ચંપક ઉભો થયો.

"તેને મારી પાસે બોલાવી લાવ."

"અત્યારે?"

"હા." રાણીના મુખપર સ્પષ્ટ વિકાર જણાયો. ચંપક કળી ગયો અને પુનઃ બોલ્યો, "સરદાર દુર્જનસાલ તેને આવવા દેશે?"

"મારૂં નામ દેજે."

"જાઉં છું."

"હા, જલ્દી આવજે."

"બહુ સારૂં."

ચંપક મનમાં હસતો ત્યાંથી ચાલતો થયો.

રાણી આતુરતાથી પુષ્પકના આવવાની રાહ જોઇ રહી.

વાંચકો! ચાલો આપણે પણ ચંપકની પહેલાંજ પુષ્પકની પાસે પહોંચી જઇએ.

એક સુશોભિત દિવાનખાનામાં નૌત્તમનગરનો મોટો સરદાર દુર્જનસાલ જમીનપર બીછાવેલી ગાદીપર બેઠો-બેઠો હુકકો પી રહ્યો હતો.

પુષ્પક ગાદીની નીચે તેની સમીપ બેઠો હતો. બન્ને વચ્ચે કંઇક વાતો ચાલતી હોય એમ સમજાતું હતું.

પુષ્પક સરદારની વાત ધ્યાન પૂર્વક સાંભળી રહ્યો હોય એમ જણાતું હતું.

હુક્કાની નળીમાંથી બેચાર ધૂમાડાના દમ ખેંચી દુર્જનસાલ બોલ્યો, "તું બહાદુર છે જાણીનેજ મેં સઘળી વાત તને જણાવી છે."

"મને જણાવેલી વાતથી આપ શ્રીમાન બેફિકર રહેજો. હું મારાથી બનતા પ્રકારે આ નગરનું ભલું કરીશ."

"પણ મને એક શંકા રહે છે." દુર્જનસાલે કહ્યું.

"શાની? શું મારીપર?" પુષ્પકે પૂછ્યું.

"ના, ના. તારીપર તો મારો સંપૂર્ણ ભરોસો છે. જો તેમ નહોત તો હું તને સઘળી વાત જણાવતજ નહિ, આખા નગરમાં બેદિલી ફેલાઇ છે. લોકો બંડ ઉઠાવવાની તૈયારીમાં છે. લોકોના આગેવાનોને કેદમાં ધોચી ઘાલેલા હોવાથી લોકો કકળી રહ્યા છે અને આગેવાનોના છૂટકારાની આતુરતા ધરાવી રહ્યા છે. એ લોકોમાં સૈનિકો અને અમલદારો પણ ભળેલા છે. કારણકે તેમને છ માસ થયાં પગાર મળ્યો નહિ. રાજ્યની તિજોરી હાલ ખાલી છે. નગરમાં આવી વ્યવસ્થા છે અને બહાર શત્રુઓની ધમાલ છે. આથી મને શંકા રહેછે કે આપણો પરાજય થશે અને નૌત્તમનગર શત્રુઓના હાથમાં જશે."

"આપણે જીવતાં સુધી નગરનો બચાવ કરીશું."

"આપણે બે જણા?" દુર્જને આંખ્યો વિકાશી પૂછ્યું.

"જો કોઇ આપણી સાથે રહેશે તો ઠીક છે, નહિ તો પછી આપણે બેતો છીએજ.

"પછીનું પરીણામ?"

"આપણું મ્હોત. બીજું શું?"

મ્હોતના નામથી દુર્જન ચમક્યો–ધ્રુજયો; અને બોલ્યો, "પુષ્પક તું સૂરો રાજપૂત છે. તારા મુખમાં આવાજ શબ્દો શોભે.

પણ આંધળીયાં કરીને અને જાણી જોઇને મરનારા તો મને મૂર્ખજ લાગે છે."

"આપને કદાચ એમ લાગતું હશે."

"પણ આપણા મરવાથી ફાયદો શો ?"

"ત્યારે જીવવાથી પણ લાભ શો ?" પુષ્પકે પૂછ્યું.

"જીવવાથી સુખ ભોગવી શકાય છે."

"પણ એ સુખ કલંકીત ગણાય છે."

"શાથી ?"

"જીવતા રહેવાથી."

"સ્પષ્ટ સમજાવ ?"

"શત્રુઓના ભયથી નાશી છૂટી જીવ બચાવવાથી આપણી ગણના નામર્દમાં ગણાય છે. એવું કલંકિત જીવન સુખમય હોય પણ બહાદુરને તો તે દુઃખમયજ છે."

"હું તારા વિચારને મળતો થતો નથી."

"ભલે, મારા વિચાર છે એવા આપને વિદિત કર્યા."

"પણ તારો ધર્મ છે કે મારી આજ્ઞા માનવી ?"

"આપની દરેક આજ્ઞા પાળવા હું તૈયાર છું."

"ત્યારે જો સાંભળ. આ નગરનું ગમે એ થાવ; તેની આપણને ઝાઝી દરકાર નથી. મેં અગાઉથી સર્વ વ્યવસ્થા કરી રાખી છે. જીવનપર્યંત ચાલે એટલું ધન પ્હાડની એક પોલાણમાં છૂપાવી રાખ્યું છે. શત્રુઓનો જે વખતે હુમલો થાય કે તરતજ આ નગરનો નાશ કરીને તારે, રાણીને અને મારે અહિંથી નાશી છૂટવાનું છે. તે વખતે તમારે બન્ને ભાઇઓએ શત્રુઓના સપાટાથી અમારૂં રક્ષણ કરવાનું છે. તમને જીવનપર્યંત અમે પાળીશું. પુષ્પક! આથીજ તારા જેવા વીર યોદ્ધાને મારી પાસે રાખવાનું પસંદ કર્યું છે. સમજ્યોને ?"

"આપ બેફિકર રહો, મારામાં અને મારા ભાઇમાં જીવ હશે ત્યાંસુધી શત્રુઓની આફતને વિદારીશું પણ મને સંશય રહે છે કે

એટલા ટુંક સમયમાં આપણે નગરનો નાશ કેવી રીતે કરી શકીશું?"

"તે હું તને જણાવું છું. વાત મનમાં રાખજે. વાતને પવન લઇ જાય છે માટે ઉઠ અને પ્રથમ આસપાસ તપાસ કરી આવ કે આપણી વાત કોઇ સાંભળતું તો નથીને? આવા વખતે ઘણીજ સાવધતા રાખવાની જરૂર છે."

પુષ્પક ઉભો થયો અને ચારે તરફ ફરી આવી પાછો આવ્યો.

"કેમ કોઇ છે?" દુર્જને પૂછ્યું.

"ના."

"નોકર ચાકરો ક્યાં છે?"

"સઘળા મહેલની બહાર છે."

"ઠીક ત્યારે સાંભળ. જાણે એમ છે કે આપણા નગરની આસપાસ ત્રણુ બાજુએ જ્યાં દિવાલ આવેલી છે તેના મુળમાં સુરંગ પાથરેલી છે. જામગ્રી સળગાવવાની જગા તળાવના નાળામાં છે. આપણે નાશી જતાં પહેલાં જામગ્રી ચેતાવશું કે જેથી સુરંગ સળગશે અને આ રમણીય નગરનાં મકાનો અને માણસો જમીનદોસ્ત થશે." દુર્જને વાત જણાવી હુક્કો પીવાનો આરંભ કર્યો. પુષ્પક ઉંડા વિચારમાં પડ્યો હોય એમ જણાયો. તેના મનમાં દુર્જન પ્રત્યે ક્રોધ ઉત્પન્ન થયો; પણ મનમાંનો ક્રોધ તેણે કળવા દીધો નહિ.

તેને ઉંડા વિચારમાં પડેલો જોઇ દુર્જને પુછ્યું? "મારી સઘળી વાત તારા સમજવામાં આવીને?"

"હા, પણ..." પુષ્પક બોલતાં અટક્યો.

"કેમ અચકી ગયો?" દુર્જને આતુરતાથી પૂછ્યું.

"મામલો ગંભીર છે."

"હા, એતો હું પણ જાણું છું."

"તમારા બચાવને અર્થે કદાચ અમારે પ્રાણ પણ આપવા પડશે."

"વફાદારોનો એજ ધર્મ છે." દુર્જને વફાદારીનો ઉપદેશ કર્યો.

"મારે સુરંગની તપાસ કરવી પડશે."

"બરાબર તપાસજો."

"ત્યાં કોનો પહેરો છે ?"

"સરદાર રામગુલામનો."

"ઠીક, મને એક ચિઠ્ઠી લખી આપો કે તે અને તેનાં માણસો મારી આજ્ઞા મુજબ વર્તે."

"હું આ પળેજ લખી આપું છું." દુર્જને પુષ્પકના કહેવા પ્રમાણે એક ચિઠ્ઠી લખી પુષ્પકને આપી.

પુષ્પકે ચિઠ્ઠીને ગજવામાં મૂકી.

આ વખતેજ એક સેવકે ત્યાં હાજર થઇ જણાવ્યું કે, "મહારાણીનો વફાદાર સેવક ચંપક આપની પાસે આવ્યો છે."

"આવવા દે." દુર્જને આજ્ઞા આપી.

પુષ્પકના આશ્ચર્યની સીમા રહી નહિ. ચંપક આટલી રાત્રિએ કેમ આવ્યો હશે એમ તેના મનમાં થઇ આવ્યું.

ચંપકે ત્યાં પ્રવેશ કરી સરદાર બહાદુરને ઝુકીને સલામ કરી.

દુર્જને પુછ્યું, "કેમ આવવું થયું ?"

"મહારાણીના હુકમથી."

"કંઇ કામ છે ?"

"હા."

"શું ?"

"નામવર રાણીશ્રી પુષ્પકરાયને તેમની હજુરમાં બોલાવે છે."

"શું કરવા ?"

"તેની મને ખબર નથી."

દુર્જન વિચારમાં પડયો અને આત્મગત્ બોલ્યો, "કદાચ રાણીની દશા પણ મારા જેવીજ હશે અને તેથી તેણે ચંપકને અહિ મોકલ્યો હશે. ભલે પુષ્પક જાય. તે આવશે એટલે જણાશે. આમ વિચારતા સરદારે પુષ્પકને જવાની રજા આપી.

પુષ્પક પણ વિચારમાં પડયો. રાણી મને શામાટે બોલાવતી

હશે? વળી તે પણુ આ મોડી રાત્રે? શી ખબર પડે?

આમ વિચારતો પુષ્પક ચંપકની સાથે ચાલ્યો. બન્ને દુર્જન-સાલના મહાલયમાંથી નીકળી રાણીના મહેલ તરફ જવા લાગ્યા.

થોડેક દૂર જઇ પુષ્પકે પુછ્યું, "ચંપક! રાણી મને શામાટે બોલાવે છે."

"રાત્રિના સમયે કદાચ કંઇ અગત્યનું કામ પણ હોય." ચંપકે મર્મમાં કહ્યું.

"તું જાણુતો નથી?"

"જેવું તેવું જાણું છું."

"ત્યારે મને જણાવતો કેમ નથી?"

"હું શું જણાવું?"

"તું જાણુતો હોય તે."

"મારા ધારવા પ્રમાણે રાણી તમને માન આપવાને માટેજ બોલાવે છે." ચંપકે હશીને કહ્યું.

"એટલે?"

"રાણી તમારી ઉપર ફીદા થઇ છે."

"તું આ શું બોલે છે? મશ્કરી જવા દે. તું આવો ક્યાં સુધી રહીશ?"

"હું મશ્કરી નથી કરતો; પણ ખરૂંજ કહું છું."

"શું ખરૂં કહે છે?"

"રાણીજી તમને જોયા છે ત્યારનાં દિવાનાં બન્યાં છે."

"હજી પણુ મશ્કરી?"

"ના, હું સાચુંજ કહું છું. મેં તેમના ઉદ્દગાર સાંભળ્યા છે. રાણી તમારી સાથે આનંદ ઉડાવવા ઇચ્છે છે."

"તું જુઠું કહે છે."

"હું કોઇ દિવસ જુઠું બોલ્યો છું?"

"કદાચ આ વખતે બોલતો પણુ હોય?"

"તમારા પગના સમખાઈને કહું છું કે હું સાચુંજ કહું છું."

"તેં કેવી રીતે જાણ્યું?"

ચંપકે રાણી સાથે થએલી તમામ વાત પુષ્પકને જણાવી. પુષ્પક આશ્ચર્ય પામ્યો. પુનઃ ચંપકે કહ્યું, "કેમ હવે તો બરાબર સમજ પડી ને? જો જો સંભાળજો. રાણી બડી ચાલાક છે. તમારી વહુની વાત કરતાં; એ કયાંક તમારી વહુ બની જાય નહિ એની પૂરતી સંભાળ રાખજો." ચંપક મોટેથી હશી પડયો. પુષ્પકને તેનું હસવું પસંદ પડયું નહિ. તે મહાન વિચારમાં ગમગીન થઈ ચંપકની સાથે રાણીના મહેલે આવ્યો. ચંપકે રાણીની પાસે જઈ પુષ્પકના આવવાના સમાચાર આપ્યા.

રાણી આનંદ પામી અને પુષ્પકને પોતાની પાસે મોકલવાની આજ્ઞા કરી જણાવ્યું કે, "તું મુખ્ય દ્વાર આગળ ઉભો રહેજે અને કોઈને અંદર આવવા દઈશ નહિ."

ચંપક હસ્તો હસ્તો ત્યાંથી ચાલતો થયો અને પુષ્પક પાસે આવી રાણીની પાસે જવાનું સૂચવ્યું. પુષ્પક ચાલ્યો. ચંપકથી ન રહેવાયું. પુનઃ તે બોલ્યો, "સંભાળજો. કયાંક રાણીના વરરાજા બની જવાય નહિ."

પુષ્પક હસ્યો અને રાણીના શયન મંદિરમાં આવી ઉભો.

રાણીએ તેને જોતાંજ સસ્નેહે કહ્યું, "પધારો પુષ્પકરાયજી. આ આસન પર બિરાજો."

પુષ્પક રાણીએ બતાવેલા આસન પર બેઠો. રાણીના શબ્દોમાં તેને વ્હેમ પડયો. રાણીનું હસવું તેને ભેદમય જણાયું. કંઈક વિચાર કરી તે બોલ્યો, "મહારાણીશ્રી! આટલી રાત્રે મને બોલાવવાનું શું કારણ છે?"

રાણીએ હસ્તા વદને કહ્યું, "કામ સિવાય કોઇ બોલાવતું હશે કે?"

"આપની આજ્ઞા ઉઠાવવા સેવક તૈયાર છે." પુષ્પકે જણાવ્યું.

"પુષ્પકરાય! કોણ જાણે કે શાથી તમને જોયા છે ત્યારથીજ

મારૂં દિલ તમારી તરફ ખેંચાય છે." રાણીએ શરૂઆત કરી.

"તેને માટે હું મને મહા ભાગ્યવાન્ સમજું છું. તમારાં જેવાં મોટાં રાજ્યનાં રાણીની કૃપા કોઇક ભાગ્યવાન્ પરજ ઉતરે છે."

"મેં તમારી સઘળી વાત ચંપક પાસેથી જાણી છે." રાણીએ કહ્યું.

"હા, ચંપક મારૂં હૃદય છે એટલે તે સર્વ વાત જાણેજ."

"તમને તમારા જેવી પત્ની નથી મળી જાણીને હું ઘણીજ દિલગીર છું."

પુષ્પક ચમક્યો. ચંપકે રાણીને ખોટું સમજાવ્યું છે એમ તરત સમજ્યો. ચંપકે મને બનાવવો ધાર્યો છે જાણી મનમાં હસ્યો અને કંઇ પણ નહિ બોલતાં મૌન રહ્યો.

પુનઃ રાણી બોલી, "કેમ બોલ્યા નહિ ? મારૂં કહેવું ખરૂં છે ને?"

"શું મહારાણી ?"

"તમને તમારી વહુ ગમતી નથી."

"કોણ કહે છે ?"

"ચંપક."

"તે જુઠ્ઠો છે."

"હું માનું નહિ. તેના જેવો નમ્ર–શાણો અને વિવેકી છોકરો બીજો કોઇ છેજ નહિ."

"હું પણ ચંપકને ગુણીયલ માનું છું."

"કેમ ત્યારે મારૂં કહેવું ખરૂં ને ?"

પુષ્પક બોલ્યો નહિ. રાણીએ કહ્યું, "તમારૂં સુંદર યૌવન વૃથા જાય છે જાણીને મને દુઃખ ઉત્પન્ન થાય છે."

પુષ્પકે શરમાઇને કહ્યું, "મહારાણી! મને શા માટે શરમાવો છો ?"

"આમાં શરમ શી ? હું તમને મારા પોતાનાજ માણસ સમજું છું."

પુષ્પક રાણીના હૃદયની કુટિલતા જાણી ગયો. તે બોલ્યો,

"મને આપના બોલવામાં સમજ પડતી નથી."

"સઘળી સમજ હમણાંજ પડશે. પુષ્પક! આજે તારા ભાગ્યનો સિતારો ચમકી ઉઠયો છે. હું તારા યૌવન પર—તારા રૂપ પર અને તારા બળવાન શરીર પર મોહાંધ થઇ છું. તું તારા મનમાંથી મારા પ્રત્યેનો રાણી ભાવ દૂર કર અને તેના સ્થાને તારી પ્રિયતમાનું સ્થાન આપ. પ્રિય! ચાલ જલ્દી કર. અનંગની આગથી હું બળી મરૂ છું." રાણીએ નિર્લજ્જતાથી કહેવાનું કહી દીધું.

પુષ્પક સમજ્યો હતો; છતાં અજાણ્યાનો ડોળ કરી બોલ્યો, "દેવી! હું આ શું સાંભળું છું!"

"સઘળું સત્ય."

"હું માની શકતો નથી."

"હું સોગન ખાઇને કહું છું કે હું તને ચાહું છું. તું મારો પ્રિયતમ છે; બસ તુંજ મારૂં સર્વસ્વ છે." આમ બોલતી રાણી ઉન્મત્તની માફક ઉભી થઇ પુષ્પકની નજીક ગઇ અને પુષ્પકનો હાથ પકડયો. પુષ્પકે રાણીના હાથમાંથી હાથ ખેંચી લેતાં કહ્યું, "રાણી! આ સાહસ થાય છે."

"નહિ; આપણા આનંદની શરૂઆત થાય છે."

"લોકો શું કહેશે?"

"મહારાણીને લોકોની પરવાહ નથી."

"મારો ધર્મ જાય છે."

"મારી આજ્ઞાને તાબે થવું એમાં તારૂં કલ્યાણ છે. ચાલ ઉઠ. આપણે પેલા પર્યંકપર સ્થાન લઇએ." રાણી પુષ્પકને ખેંચવા લાગી.

"દેવી! સબુર કરો." પુષ્પકે કહ્યું.

"કેમ શું છે?"

"મારે એક પ્રતિજ્ઞા છે?"

"શાની?"

"તમારા કલ્યાણની. સાંભળો, દુશ્મનો આપણા નગરને થોડા

દિવસમાં ઘેરો ઘાલશે. તે વખતે તમારી સ્થિતિ ભયંકર થઇ પડશે. એ વિપત્તિમાંથી તમારૂં રક્ષણુ કર્યા વિના મારે કોઇ પણુ અઘટીત પગલું ભરવું નહિએવો મેં મનમાં સંકલ્પ કર્યો છે.”

“તારી પ્રતિજ્ઞા તારી પાસે રહેવા દે. ગમે એમ થાવ; પણુ તારે મારી ઇચ્છાને આધિન થવુંજ પડશે. જો મારી ઇચ્છિા પૂર્ણુ કરીશ, તો ભવિષ્યમાં મારો અને નોત્તમનગરનો માલીક તુંજ થઇશ. મારા મનમોહન! ઉઠ અને તારા ભુજ પિંજરામાં દબાવી મને શાન્ત કર.”

રાણી અંધ બની. પુષ્પક સંકટમાં સપડાયો. આ ભયંકર બલામાંથી શી રીતે મૂક્ત થવું? આ પિશાચી મને છોડનાર નથી. હે પ્રભુ મારૂં રક્ષણુ કર. પુષ્પકની અંતર વેદનાનો પાર ન્હોતો. રાણીએ તેનો હાથ પકડી પલંગ તરફ ખેંચ્યો. પુષ્પક યંત્રના પુતળાની માફક ખેંચાયો; પણુ એજ પળે ચંપકે બહારથી અવાજ કર્યો. રાણીને ચંપકના આવવાની ખબર પડી. તેણે પુષ્પકનો હાથ મૂકી દીધો.

પુષ્પક ગભરાયો પણુ આ ઠીક થયું એમ સમજવા લાગ્યો. કામાંધ રાણીને ક્રોધ ચઢયો. ચંપકને શત્રુ સમજવા લાગી, પણુ તે પુષ્પકનો ભાઇ છે જાણી ક્રોધને અટકાવ્યો. ચંપકે ત્યાં આવી રાણીને નમન કર્યું.

રાણીએ રક્તનેત્રે તેના સામે નિહાળી પુછ્યું, “કેમ શું છે?”

“સરદાર બહાદુર દુર્જનસાલ આપની મુલાકાત ઇચ્છે છે.” ચંપકે કહ્યું.

“અત્યારે?” રાણીએ વિસ્મયતાથી પૂછ્યું.

“હા.”

“ક્યાં છે?”

“બહાર ઉભા છે.”

“જા, તેમને જલદી અંદર મોકલ.”

ચંપક પુષ્પકની તરફ કટાક્ષ ફેંકી આવતો થયો.

તેના ગયા પછી રાણીએ પુષ્પકને કહ્યું. "આપણા આનંદમાં ભંગ પડ્યો. ખરા સમયેજ દુર્જનસાલ આવી ચઢ્યો."

"એતો એમજ બને. રાણી! આપણા આનંદને માટે ઘણો સમય પડ્યો છે. પણ હાલ આપણે માથે જે આપત્તિ આવવાની છે તેનો પ્રથમ વિચાર કરવો ઘટે છે. એ આફ્ત દૂર થવાથીજ આપણાથી :આનંદમાં રહી શકાશે."

"હું તમારી વાતને સંમત છું."

"આફતને વિદારવા હું બનશે એટલા પ્રયત્ન કરીશ."

"હવે તમારેજ સર્વ કરવાનું છે. આ રાજ્ય અને રાણી હવે તમારીજ છે." રાણીએ મુખ મલકાવીને કહ્યું.

"હું જુદાઇ સમજતો નથી."

"તમે મને ચ્હાશો ?" રાણીએ આનંદથી પૂછ્યું.

"જરૂર."

"મારા માટે તમારા હૃદયમાં પ્રેમ છે ?"

"પ્રેમ વિના ચ્હાવું કેમ બને ?"

"તમે બહાદુર છો, તેવાજ પ્રેમ પ્રવિણ પણ છો."

"એ સૌ તમારા જેવી પ્રેમ પંડિતાનોજ પ્રભાવ છે." રાણી! સાવધ. દુર્જનસાલ આવી પહોંચ્યા."

રાણી સ્વસ્થ થઇ તેના આસનપર બેઠી. પુષ્પકે પણ આસનપર સ્થાન લીધું. એટલામાંજ દુર્જનસાલે ત્યાં હાજર થઇ રાણીને નમન કર્યું.

રાણીએ નમન પ્રતિકાર હસ્તે વદને વાળ્યો.

દુર્જને રાણી અને પુષ્પકના મુખ તરફ વારા ફરતી જોયું. તેને વ્હેમ પડ્યો છે એવું પુષ્પક તરત સમજી ગયો.

ચંપક નજીકમાં ઉભો રહી પુષ્પક સામે જોઇ મંદમંદ હસતો હતો. ચંપકની તરફ જોતાંજ પુષ્પક સમજી ગયો કે મારી અને રાણીની વાત ચંપક સમજી ગયો છે અને તેથીજ તે મારા તરફ જોઇ હસી

છે. આથી પુષ્પક શરમાયો. તેણે બીજી તરફ જોયું.

રાણીએ પૂછ્યું, " દુર્જનસાલજી ! અત્યારે એકાએક પધારવું શાથી થયું ? "

" આપ નામવરે પુષ્પકને એકદમ આપની હજુરમાં બોલાવ્યો, તેથી મને સંશય પડયો કે અચિંતું શું કામ આવી પડયું હશે કે જેથી પુષ્પકને બોલાવવાની જરૂર પડી ? વળી આ સમય ઉડાઉડનો હોવાથી મારાથી અસાવધ પણ કેમ રહેવાય ? આથી મારે અહિં આવવાની જરૂર પડી." દુર્જને જણાવ્યું.

" તમે આવા વ્હેમી હજી સુધી કયાં રહેશો ? " રાણીએ પૂછ્યું.

"મારો વ્હેમ સત્ય છે કે નહિ તેની થોડા સમયમાં ખબર પડશે."

" સઘળો બંદોબસ્ત કર્યો છે ને ? "

" હા, અને બાકીનો ભાર પુષ્પકને માથે છે." દુર્જને જણાવ્યું.

" પુષ્પક બહાદુર છે." રાણીએ કહ્યું.

" હા, બહાદુર સાથે બળવાન પણ છે. વળી વફાદાર તો પૂરો છે. આપણાં પુણ્યેજ તે આપણને આવા અણીના વખતે આવી મળ્યો છે."

" આ બહાદુરની કિંમત આપણે બરાબર આંકવી જોઇએ. અને તેથી હું પુષ્પકને સેવકમાંથી સરદારપદે સ્થાપું છું."

રાણીના ફરમાનથી દુર્જનને પણ આનંદ થયો. તેણે તેજ ક્ષણે પુષ્પકને સરદારનો પોશાક આપ્યો.

ચંપકને પણ સેવકમાંથી મૂક્ત કરી પુષ્પકના હાથ નીચેનું પદ મળ્યું. બન્નેએ આ માનને માટે રાણી અને દુર્જનસાલનો જીગરથી ઉપકાર માન્યો.

બન્નેને રહેવાને માટે રાજમહેલની નજીકમાંજ એક સુંદર મકાન મળ્યું.

આ પછી અન્ય વાતો ચાલી. મધ્યરાત્રિ વિતી ગઇ હતી. દુર્જન રાણીની રજા લઇ ચાલતો થયો.

દુર્જનના ગયા પછી પુષ્પક પણ જવાને ઉભો થયો. તત્કાળ રાણીએ તેનો હાથ પકડી કહ્યું, " તમે કેમ જાઓ છો ? "

" ત્યારે શું કરૂં ? " પુષ્પકે કહ્યું.

" મારી ઇચ્છા પૂર્ણ કરો. "

" આપની ઇચ્છા જરૂર પુરી થશે, પણ આ આફતના વાદળને પ્રથમ દૂર થવા દ્યો. "

" તે થશે. "

" નહિ. આનંદમાં મશગુલ રહેવાથીજ મહાન બળશાલી દિલ્હી-પતિ પૃથ્વીરાજે પરાજય મેળવ્યો હતો. અને રણ વખતે સ્ત્રીના સહવાસથીજ સર્વસ્વનો નાશ કરાવ્યો હતો આપણે સમજીને આવું કરવાની જરૂર નથી. શત્રુઓપર વિજય મેળવી આપણે નિશ્ચિંત મને આનંદ–રંગ–રાગ માણીશું. રાણી ! સાહસ કરવાની જરૂર નથી. આપણા શુભ કામની શરૂઆત વખતે તમારી અત્યારની ઇચ્છા અમંગળરૂપ છે. માટે શાન્ત થાવ. હું થોડા દિવસમાંજ સઘળું કામ પૂર્ણ કરીશ. " પુષ્પકે કહ્યું.

રાણીને તેની વાત પસંદ પડી. અંતે રાણીની રજા લઇ સરદાર બનેલો પુષ્પક બહાર નીકળ્યો. ચંપક તેની રાહ જોતો બહારજ ઉભો હતો.

બન્ને એક બીજાનો હાથ પકડી પોતાને સ્થાને આવી બનેલા બનાવની વાતો કરી હસવા લાગ્યા અને છેક પાછલી રાત્રે નિદ્રાને ખોળે પડયા.

---

## પ્રકરણ ૭ મું.

---

### વિચાર અને વાતો.

જ્યારે મહારાણી કળાવતીના મહેલમાં ગત પ્રકરણમાં વર્ણવ્યા પ્રમાણે ઘટના બની રહી હતી, ત્યારે નોત્તમનગરમાં અન્ય ઘટનાઓ બની રહી હતી. રાત્રિના બીજા પ્રહરે નોત્તમનગરના એક ગરીબ મહોલ્લામાં એક નાનકડું ઘર આવેલું હતું. આ ઘરની નીચેનાં દ્વાર

બંધ હતાં, પણ ઉપરના મજલામાં એક ઝાંખું દીવાનું કોડીયું પ્રકાશી રહ્યું હતું.

આ મહેલ્લામાં ગરીબ અને તોફાની લોકોનાં ઘર આવેલાં હતાં. રાજ્યરક્ષકોની દેખરેખ આ મહેલ્લાપર સારી રીતે રહેતી હતી.

આ સ્થળે ઘણાં મકાનો આવેલાં હતાં. ઘણા દિવસ સુધી તો આ મકાનો તદ્દન ખાલી પડયાં રહ્યાં હતાં. કારણ કે કોઇ શાહુકાર અગર સારો પ્રમાણીક માણસ આ નામચીન મહેલ્લામાં રહેવાનું પસંદ કરતોજ નહિ. પણ લગભગ એક માસથી આ મહેલ્લાનાં તમામ ઘર માણસોથી ભરચક ભરાઇ ગયાં છે. મોટું યુદ્ધ શરૂ થવાથી બહારગામનાં અનેક માણસો ઘર ભાડે લઇ આ સ્થળે આવીને રહ્યાં હતાં. ઉપર જણાવ્યા પ્રમાણેના ઘરમાં બળતા દીવા આગળ બે માણસો બેઠાં-બેઠાં ધીમેથી વાતો કરી રહ્યાં હતાં.

વાચકો ! તમે એ બન્નેને ઓળખ્યાં હશે ? તે અન્ય કોઇ નહિ પણ આપણાં પરીચિત કનક અને કમળા હતાં. તેઓને નોત્તમનગરમાં આવી આ સ્થળે નિવાસ કરે ઘણા દિવસો વિતી ગયા હતા. વિજય પાસેથી નીકળેલો મોહન કનકપુરમાંથી નીકળી નોત્તમનગર આવ્યો હતો, અને તેણે આ સ્થળે આવી ઘર ભાડે રાખ્યું હતું. આ પછી ભુપત પણ તેને આવી મળ્યો હતો. બન્ને નોત્તમનગરમાં રહી બારીકાઇથી સઘળી રાજ્ય ખટપટની માહિતી મેળવતા હતા. બાદ કેટલાક દિવસ પહેલાં તે બન્ને જંગલમાં ફરવા ગયા હતા. ત્યાંજ તેમને અચાનક કનક–કમળાની મુલાકાત થઇ હતી. કનક–કમળાની સાથે બીજા સોએક માણસો હતા. કનકની ઇચ્છા નોત્તમનગરમાં રહેવાની હતી. કનકે પોતાની ઇચ્છા ભુપત અને મોહનને જણાવી. બન્ને જણાઓ એ પોતે રહેતા હતા, તે સ્થળનાં તમામ ખાલી મકાનો ભાડે રાખ્યાં.

આ પછી કનક–કમળા અને તેની સાથેના માણસો ગરીબ–મજુરના વેશમાં નોત્તમનગરમાં પ્રવેશી આ ગરીબ મહેલ્લામાં આવીને રહ્યા હતા.

કનકનો વિચાર ગમે એ યુક્તિએ નોત્તમનગરની ત્રણ બાજુએ પાથરેલી સુરંગોનો નાશ કરવાનો હતો અને તે પછી ખુલ્લી લડાઇ જાહેર કરવાનો હતો. ઘણા દિવસ થવા આવ્યા હતા, છતાં કનકનો વિચાર પાર પડ્યો ન્હોતો.

આજે સમીસાંજના મોહન અને ભુપત બ્હાર ગયા હતા, તે હજી સુધી પાછા ફર્યા ન્હોતા. કનક–કમળા તેઓની રાહ જોઇ રહ્યાં હતાં.

ઘણો વખત વિત્યો. કનકે કહ્યું, "કમળા! મોહન–ભુપત હજી આવ્યા નથી; તેથી મને ફિકર થયા કરે છે."

"ફિકર કરવાની જરૂર નથી. બન્ને બાહોશ છે. કોઇ કામને અર્થેજ રોકાયા હશે." કમળાએ કહ્યું.

"સરદાર બહાદુર તરફના પણ કંઇ સમાચાર નથી."

"તે પણ મળશે."

"આવા વખતે વસંત–વિજયની ઘણી જરૂર છે." આપણા જાસુસોના કહેવા મુજબ તેઓ નોત્તમનગર તરફ આવવાને નીકળી ચૂક્યાં છે."

"મેં ઘણીએ તપાસ કરી પણ તેઓ આવ્યાં હોય એમ જણાતું નથી." કનકે કહ્યું.

"સમય થતાં તે પણ આવી મળશે. વારૂ હવે પેલી સુરંગો વિશે શું ધાર્યું?" કમળાએ પૂછ્યું.

"મારો વિચાર તો આજેજ એ તરફ જવાનો છે."

"તમે એકલા જશો?"

"હા."

"હું પણ સાથે આવીશ."

"ત્યાં બન્નેનું કામ નથી."

"છતાં આપણે બેઉ જઇશું."

"તું હઠ કરે છે."

" મને સાથે રાખવાથી કામ જલ્દી પૂરૂં થશે."

" કદાચ પકડાઇ જઇશું તો?"

" બન્ને સાથેજ મરીશું."

" ઠીક ત્યારે તું પણ સાથે આવજે."

" ચાલો ત્યારે." કમળાએ કહ્યું.

" હજી વાર છે."

" કેમ?"

" ભુપત—મોહનના આવ્યા પછી આપણે નીકળવું છે. મેં તેમને ત્યાંની ખબર લાવવાનું કહેલું છે."

આ અરસ્સામાંજ નીચેથી દ્વાર ખખડયાં. કનકે પૂછ્યું, " કોણ છે?"

" એ તો અમે. બારણાં ઉઘાડો."

" કનકે ભુપતનો અવાજ ઓળખ્યો. કમળાએ નીચે જઇ દ્વાર ઉઘાડયાં. ભુપત અને મોહન ઘરમાં પ્રવેશી ઉપર આવી કનકની પાસે બેઠા. કમળા પણ દ્વાર બંધ કરી ત્યાં આવી બેઠી.

કનકે પૂછ્યું " આજે આટલી વાર કેમ લાગી?"

" નવા મિત્રોની મિત્રાચારી કરવામાં."

" ક્યા મિત્રો?"

" સુરંગના રખેવાળો."

" તે કેટલા મિત્રો છે?"

" બધા મળીને બાર. તેમાં એક સરદાર છે."

" તેઓ ક્યાં ચોકી કરે છે?"

" નાળા આગળજ, કે જ્યાંથી આપણે કામની શરૂઆત કરવી ધારી છે ત્યાંજ."

" આપણું કામ ક્યારે પૂરૂં થશે?"

" કાલ રાત્રેજ. જુઓ સાંભળો. અમે તેઓની મિત્રાચારી બાંધી છે. બદલામાં અમારે કાલે તેમને મીજબાની આપવાની છે."

"મીજબાનીમાં શું આપશો ?" કમળાએ પૂછ્યું.

"મદિરા. પાપીઓ તેથીજ સંતુષ્ટ થાય છે."

"આપણું કામ કાલે પૂરૂં થવું જોઇએ." કનકે કહ્યું.

"પ્રભુ કૃપાએ જરૂર પૂર્ણ થશે." મોહને કહ્યું.

"વારૂ બીજી કંઇ નવા જુની છે ?" કનકે પુછ્યું.

"હા, પેલા ચંપક અને પુષ્પક રાણી અને દુર્જનસાલને ઘણાજ પ્રિતી પાત્ર થતા જાય છે." ભુપતે જણાવ્યું.

"એ બન્ને દેખાવમાં જો કે નિર્મળ જેવા જણાય છે; પણ ખરેખરા બહાદુર અને બળવાન છે." કનક બોલ્યો.

"મેં તો મલ્લયુદ્ધમાંજ પુષ્પકનું બળ અવલોક્યું છે." કમળા બોલી.

"આવા બહાદુરો દેશ ભકતો હોય તો કેવું સારૂં ?" કનકે ઉદ્ગાર કાઢ્યો.

"એ બન્ને પૂર્ણ દેશ ભકતો છે." ભુપત બોલી ઉઠયો.

"કોણ કહે છે ?"

"હું."

"હું માનતો નથી. જે દેશ ભકતો છે તેઓ તો કદી દુષ્ટોની ગુલામી સ્વીકારેજ નહિ."

"એ હું કબુલ કરૂં છું; પણ કદાચ સમયને પણ માન આપવું પડે."

કનક કંઇ બોલ્યો નહિ. પુનઃ ભુપતે કહ્યું, "તમે જ્યાં સુધી તે બહાદુરોથી પરીચિત નથી; ત્યાં સુધીજ તેમની પ્રત્યે શંકા ધરાવી શકશો. પણ તેમનો પરીચિય થતાંજ તમે તમારી ભૂલ કબુલ કરશો. આપના કરતાં હું તેમનાથી સારી રીતે પરીચીત છું." ભુપતે જણાવ્યું.

"શું તું તેઓનાથી પરિચિત છે ?" કનકે આશ્ચર્યતા દર્શાવતાં પૂછ્યું.

"અરે એ તો મારા ખાસ મિત્રો છે. અમારા દેહ જુદા છે પણ અમારા જીવ જુદા નથી. સમજ્યા મારા મહેરબાન ?" ભુપતે કહ્યું.

"તું મને બનાવે છે?" કનકે હશીને કહ્યું.

"આપના ચરણ પર હાથ મૂકીને હું સાચુંજ કહું છું."

"ત્યારે મને સઘળી વાત જણાવ. મને તે બન્ને ભાઇઓ પ્રત્યે કંઇક શંકા પણ છે."

"તમારી શંકા ખરી છે. તેઓ જે નામથી ઓળખાય છે; તે તેમનાં સત્ય નામ નથી." ભુપતે કહ્યું.

"ત્યારે તેમનાં ખરાં નામ શું છે?"

"તમે મનમાં રાખો તો જણાવું?"

"હું સઘળું છૂપુંજ રાખીશ."

"સાંભળો ત્યારે તેમનાં ખરાં નામ.........છે." ભુપતે ધીમેથી જણાવ્યું.

વિજળીના ચમકારાની માફક કનક–કમળાં ચોંકયાં, આશ્ચર્ય પામ્યાં અને સ્તબ્ધ પણ બન્યાં.

તેમણે બે હાથ જોડી પ્રભુની સ્તુતિ કરી. તેમના હૃદયમાં કંઇક શાન્તિ વળી હોય એમ જણાયું.

એવામાંજ ભુપતે પૂછ્યું, "કેમ હવે તો ખાત્રી થઇ ને?"

"ભુપત! તારી વાત સાંભળી આજે મને જેટલો આનંદ થયો છે; તેવો જીંદગીમાં પણ થયો નથી. તેં આ વાત જણાવી મારી ઉપર મોટો ઉપકાર કર્યો છે, મારા નિરાશ–હતાશ હૃદયને હિંમતવાન બનાવ્યું છે. ભુપત! હવે સમજજે કે નૌત્તમનગર આપણા હાથમાં આવતાં વાર લાગશે નહિ."

"વિજયાદશમીને દિવસેજ આપણો વિજય વાવટો રાજ મહેલ પર ફરકશે." ભુપતે જણાવ્યું,

"આપણાં કેટલાં માણસો શહેરમાં હશે?"

"ગઇ કાલ સુધીમાં આપણા માણસોની સંખ્યા લગભગ પાંચસોની થઇ છે."

"તેઓ સઘળા એકજ સ્થળે રહે છે?"

"ના, છૂટા–છવાયા."

"કોઇના જાણવામાં તો નથી ને ?"

"ના, હજી સુધી તો સઘળું અંધારામાંજ છે."

"પણ આપણા મહેલ્લાની ચોકી કંઇક કડક જણાય છે."

"ભલેને જણાય. આપણે શું ?"

"ઠીક ત્યારે તમે હવે આરામ લ્યો."

"અને તમે ?"

"હું અને કમળા બહાર ફરવા જવા ઇચ્છીએ છીએ."

"અત્યારે ?"

"હા."

"કઇ તરફ ?"

"તે હજી નિશ્ચય નથી; પણ પેલા મકાન સુધી ફરી આવું એમ ઇચ્છા છે."

"હું સાથે આવું ?" ભુપતે પૂછ્યું.

"ના, તમે આજે ઘણું રખડયા છો માટે આરામ લ્યો."

ભુપત અને મોહન તેમના શયન સ્થાને જઈ સૂતા.

કનક અને કમળા જવાને તૈયાર થયાં. કમળાએ પુરૂષ પોશાક પહેરી લીધો. બન્નેનો દેખાવ સાધારણ માણસોના જેવો થઇ રહ્યો.

રાત્રીના અગીઆર વાગવા આવ્યા હતા. સઘળે શૂન્યકાર જણાતું હતું. આ ગરીબ મહેલ્લાના એક મોટા મકાનમાં અત્યારે કેટલાક માણસો એકઠા થઇ મોટેથી વાતો કરી રહ્યા હતા. કનક-કમળા એ તરફ ચાલ્યાં.

તે મકાન બહુ દુર નહોતું. એ મકાન તરફ આપણે અત્યારે શા માટે જઇએ છીએ એમ કમળાએ પૂછ્યું.

પ્રત્યુત્તરમાં કનકે ધીમેથી વાત કરી કે જેથી કમળા મૌનતાથી તેની સાથે ચાલવા લાગી.

બન્ને જણાં થોડીવારે તે મકાન આગળ આવી ઉભાં. દ્વાર બંધ હતાં. કનકે બારણાંને ધક્કો માર્યો; પણ અંદરથી મજબુત રીતે બંધ કરેલાં બારણાં ઉઘડયાં નહિ.

## પ્રકરણ ૮ મું.

### ભેદી મકાનનો ભેદ.

કનકે ઘણીવાર સુધી બારણાંને ધકકેલ્યાં, પણ અંદરથી કોઇએ ઉઘાડયાં નહિ તેમ કોઇએ જવાબ પણ આપ્યો નહિ.

આથી કનકે ચિડાઇને બૂમ મારી કે, " અંદર કોણ છે ? "

તેના બુલંદ અવાજથી તરતજ અંદરથી જવાબ મળ્યો, " કોણ છે ? "

" કોઇ નહિ, એ તો હું. " કનકે જવાબ આપ્યો.

" હું તે કોણ ? " અંદરથી પ્રશ્ન થયો.

" હું અમીરસાહેબ. "

" માફ કરજો, ઉઘાડું છું. "

તરતજ દ્વાર ખુલ્લાં થયાં. બારણાં ઉઘાડવા આવનારે કનક–કમળાને જોતાંજ સલામ કરી અને પુનઃ બારણાં બંધ કર્યાં.

તે માણસના હાથમાં ફાનસ હતું. તેણે ખૂબ દારૂ પીધેલો હોય એમ જણાતું હતું. કનકે તેને આગળ ચાલવાની ઇસારત કરી. તે માણસ આગળ ચાલ્યો. કેટલાક ઓરડા વટાવી કનક–કમળા મકાનની ઉપરના ભાગમાં આવી ઉભાં.

તે સ્થળે લગભગ પચીસેક માણસો બેઠેલા હતા. તેમાંના અર્ધા માણસો દારૂડીયા અને લુચ્ચાઓ જેવા જણાતા હતા.

બાકીના અર્ધા ગરીબ અને શાન્ત-ગંભીર આકૃતિના જણાતા હતા. લુચ્ચા–જુગારી જેવા જણાતા બદમાસોએ ખૂબ દારૂ પીધેલો હતો. તેઓ જે સ્થળે બેઠા હતા, તે એક વિશાળ જગા હતી. એ જગાની આસપાસ બીજા અનેક ઓરડાઓ આવેલા હતા. આ ગરીબ મહોલ્લામાં આ મકાન ભેદી ગણાતું હતું. આ મકાનમાં અનેક છૂપા ઓરડાઓ આવેલા છે એમ લોકોની દંતકથા હતી.

પેલા બદમાસ જેવા જણાતા અને સારા જેવા જણાતા માણસો સામસામે બે લાઇનોમાં ખુરશીયોપર ગોઠવાએલા હતા. તેઓની વચમાં એક લાંબું ટેબલ આવેલું હતું. તે ટેબલનીપર જુગાર રમવાના પાસા, પાનાં અને રૂપીઆ–પૈસા પડેલા હતા. આ ઉપરાંત દારૂના બે શીશા અને ચારેક પ્યાલા પણ બાજુપર આવી રહેલા હતા.

કનક કમળાને જોતાંજ સઘળા મંડળે ઉભા થઇ સલામો ભરી. એક દારૂડીયાએ બે ખુરશીયો લાવી રજુ કરી. કનક કમળા ખુરશીઓપર બિરાજ્યાં.

નૌત્તમનગરના નિવાસ દરમિંયાન કનકે આ મકાનનો થોડોક ભેદ જાણી લીધો હતો. આ મકાનમાં ચોર અને જુગારીઓ એકત્ર થાય છે એવું પણ તે જાણી ચૂક્યો હતો. એ લોકોમાં ભળવાથી નૌત્તમનગરમાં ચાલતા બનાવોની માહીતી મળશે જાણીનેજ કનકે આ ટોળીમાં પ્રવેશ કર્યો હતો. આ ટોળીમાં દાખલ થતાં તેને ઘણા પૈસા ખરચવા પડયા હતા. બદમાસોની ટોળીમાં કનક અમીર સાહેબના નામથી ઓળખાતો હતો. સમય જતાં આ ટોળીમાં કનકે પોતાનાં માણસોની પણ ભરતી કરી હતી. કારણ કે કદાચ મારામારી જેવો પ્રસંગ ઉપસ્થિત થાય તો પોતાનાં માણસો ઉપયોગમાં આવી શકે. કનકે પોતાનાં દરેક માણસોને અગાઉથી સુચના આપી દીધી હતી કે આપણે એક બીજાને ઓળખતા નથી એવી રીતેજ વર્તવું.

આ વખતે સામસામી હારમાં બેઠેલાઓમાં જે સારા અને ખરાબ જણાતા હતા; તેમાંના સારા દેખાવના માણસો કનકના હતા.

કનક કમળાના બેઠા પછી એક દારૂડીયાએ પૂછ્યું, "અમીર સાબ! શરાબ લેશો કે ?"

"નહિ. હું તો મકાનેથીજ નક્કી કરીને આવ્યો છું."

"આજે આટલા મોડા કેમ આવ્યા ?"

"ગામ ગપાટા સાંભળવાને રોકાયો હતો ?"

"શું કંઇ નવા જુની છે ?"

" હા, થોડા રોજમાંજ નોત્તમનગર લુંટાવાનું છે."

"તમારા મુખમાં ગોળ. જો એમ થાય તો હું બહાદુરશાહ પીરને તરતજ એક નાળીએર વધેરૂં." દારૂડીએ કહ્યું.

"અરે તું તો એક કહે છે પણ હું તો પચીસ વધેરૂં." બીજો બોલ્યો.

"નોત્તમનગરમાં લુંટ પડે તેમાં તમને શું ફાયદો! ઉલટું તમારૂં હશે તે પણ લુંટાઇ જશે." કનકે કહ્યું.

"અમારા ઘરમાં તો પચીસ ગજનો વાંસ ફરે છે. લુંટ ચાલવાથી અમને સારો તડાકો પડે એમ છે. મેં મારા મહેલ્લામાં ચાર ઘર જોઇ રાખ્યાં છે. રાંડનાઓની પાસે ઘણા નાણું છે. લોકોનાં ગળાં કાપી; ગરીબોનો રોવરાવી તેઓ પૈસાદાર થએલા છે. લુંટ પડતાંજ અમે અમારી ટોળી સાથે તેઓના ઘેર પહોંચી જઇશું અને તે કાંધીયાઓનાં ઘર સળગાવી પૈસા-જણસોના ગાંસડા બાંધી લાવશું. બસ પછી અમે પૈસાદાર. ભગવાન કરેને એ સમો જલ્દી આવે."

એક દારૂડીયાએ પોતાના મનના વિચાર જણાવ્યા.

કનક હસ્યો અને બોલ્યો, "તમારા વિચાર તો જુદા છે. તમારા વિચાર દેશભકતોના જેવા નથી."

"દેશભકતોને તો અમે માણુસમાંજ ગણુતા નથી. તેઓ શૂરવીરતાનું કામ કરવાને બદલે મોટા રાગડા કાઢી ગાયનો ગાશે અને મોટાં ભાષણો આપશે. શું તેથી દેશનો દાડો વળશે? જ્યાં સુધી હાથમાં તલ્વારો પકડી રાજ્યના લુચ્ચા-સ્વાર્થાંધ સરદારો-અમલદારોનાં ગળાં કાપ્યાં નથી. ત્યાં સુધી બધું નકામું. બરાડા પાડે પ્રજાનું કંઇ પણ સારૂં થવાનું નથી. એ તો મારવું અને મરવું. તેમાંજ બહાદુરી અને દેશભક્તી. દેશભક્તીનો ઉપદેશ કરનાર એક બીચારો આજે કેટલાએ વખતથી કેદમાં સડે છે. તે જયારે ભાષણો કરતો ત્યારે લોકોનાં ટોળે ટોળાં હજારોની સંખ્યામાં એકઠાં થતાં અને તાળીયો પાડી પેલા ભાષણ કરતાને વધાવતાં. પણ જ્યારે તે બીચારાને પકડીને લઇ

જવામાં આવ્યો, ત્યારે એકઠા થએલા લોકો મુંગા જાનવરની માફક ઉભા રહ્યા અને તે બીચારા દેશ ભગતને લઈ જતો જોઇ રહ્યા. હું આવા દેશભક્તોને ધીક્કારૂં છું. આપણો તો વિચારજ જુદો. મરવું અને મારવું." એક ત્રીજા દારૂડીયાએ હાવે એમ બોલી નાખ્યું.

"લુંટ પડશે તે વખતે તમે તમારા દેશબંધુનું ઘર લુંટશો; તેમાં પાપ નહિ કે ?" કમળાએ પૂછ્યું.

"ના, એ કૃપણો તો ગરીબનાં લોહી ચૂસીનેજ પૈસાદાર થએલા છે. તેમને લુંટવામાં અને મારવામાં અમે પાપ માનવા કરતાં પુણ્ય વધારે માનીએ છીએ."

"વારૂં તમે જે ભાષણ કર્તાને કેદમાં લઇ જવાનું જણાવ્યું, તેનું નામ જાણો છો કે ?"

"હા."

"શું ?"

"જયમલ."

"શું તે રજપૂત છે ?"

"ના, બારોટ છે."

"આ નગરમાં તે એકજ દેશભક્ત છે ?"

"ના, ઘણા છે; પણ મેં કહ્યા તેવા."

એક શાન્ત બેસી રહેલો જુગારી એકાએક બોલી ઉઠયો, "અલ્યા ! તું તે બોલે છે કે બકે છે ? મને લાગે છે કે તેં આજે ખુબ પીધો છે."

"તારો બાપ બકતો હશે સાળા ચોર." વાત કરનાર દારૂડીયો મીજાજ ખોઇ મારવા દોડયો. તરત કનકે વચ્ચે પડી તેને અટકાવી કહ્યું, "તું આમ ગરમ શાને થઇ જાય છે ? આપણે દરેકનું સાંભળવું જોઇએ, કહે ભાઇ તારે શું કહેવું છે ?".

બીજો બોલ્યો, "એ જે કહે છે તે ખોટું છે. જયમલ સિવાય અનેક દેશભક્તો છે; પણ તેઓ સમયની રાહ જોઇ રહ્યા છે. દેશ

ભક્તોને દોરનાર બે બહાદુરો ઘણાજ બાહોશ છે. તે બે બહાદુરોના પ્રયત્નથીજ નોત્તમનગરની પ્રજા દેશભક્તી શીખી છે."

"તે બે બહાદુરો કોણ છે?"

"તેઓ પરદેશી જેવા જણાય છે; પણ ઘણા વખતથી નોત્તમ-નગરમાં આવીને રહેલા છે."

"તેમને રાજ્યના સરદારોએ કેમ કેદ કર્યા નથી?"

"તેઓની પાછળ અનેક દેશભકતો પ્રાણ આપે અને તોફાન મચાવે તેમ હોવાથી રાજ્યના અમલદારો આંખ્યો આડા કાન કરી રહ્યા હતા."

"પણ આવા વખતે તેમને છૂટા રાખવા સલામત નહિ."

"પણ કરે શું? ભુજંગસિંહે લડાઈ જાહેર કર્યાની વાત માલમ પડતાંજ અહિંના અમલદારોએ પ્રજામાંથી અનેક દેશ ભકતોને કેદમાં ખોશી ઘાલ્યા છે. કારણ કે જો તેઓ છૂટા રહે તો શત્રુઓની સાથે કાવત્રાં ચલાવે. આમાં બિચારાં અનેક નિરપરાધીયો પણ પકડાયાં છે."

"ત્યારે તો પેલા બે આગેવાનો પણ હાલ કેદમાં હશે?"

"અરે નહિરેજી." દારૂડીયાએ તાનમાં આવી આગળ કહેવા માંડ્યું, "તે બે બાહોશ બહાદુરો અહિંનાં રાંકડા અમલદારોને તાબે થાયજ નહિ. પકડા–પકડી શરૂ થતાંજ તેઓ બીજા અનેક દેશભકતો સાથે કયાંઇક અદ્રશ્ય થઇ ગયા છે. ઘણીએ તપાસ ચાલી પણ તેમનો હજી સુધી કંઇ પત્તોજ લાગ્યો નથી."

"તે બન્નેનાં નામની ખબર છે કે?"

"હા, તેમનાં નામ તો અહિંના દરેક માણસોની જીભના ટેરવે રમી રહ્યાં છે."

"શું?"

"બન્શી અને મોહનરાય."

"શું કહ્યું? ફરીથી કહે?" કનકે વિસ્મય થઇ પ્રશ્ન કર્યો. તે દારૂડીયાએ ફરીથી નામ ઉચ્ચાર્યા. કનક આનંદ પામ્યો.

મિત્રો નજીકમાંજ છે જાણી તેણે પ્રભુનો ઉપકાર માન્યો.

"કેમ સાહેબ નામ સાંભળીને ચૂપ થઇ ગયા?"

"સ્હેજ. હું તેવા બાહોશ માણસોને વખાણું છું."

"અરે તેઓની બાહોશી તો હજી હવે જણાશે. નગરમાં લુંટ પડવા દયોને. પછી જોઇ લેજો કે એક પણ શ્રીમંત અને અમલદારો જીવતા રહી શકે છે?"

"તમે બધા પૈસાદાર લોકો પર આટલા બધા ગુસ્સે કેમ છો?"

"સાહેબ! અમારા મનની અમારા મનમાંજ રાખવા દયો. જો ખરૂં પૂછાવો તો જેટલું અમલદારોએ દેશનું નુકશાન નથી કર્યું તેનાથી બમણું શ્રીમંતોએજ નુકશાન કર્યું છે. તેઓના પ્રતાપથીજ અમલદારોએ ગરીબોની ગરદનો પર છરીયો ફેરવી છે અને સામાન્ય માણસોને પાયમાલ કર્યા છે. બન્ને તરફ પગ રાખી તેઓએ અનેક દેશભકતોને ફસાવ્યા છે. હજારો ગરીબોનાં ઘર ભાગી તેઓ મોટા મહેલના માલીક થયા છે. બસ જ્યાં સુધી એ પૈસાદારો પાયમાલ થશે નહિ, જ્યાં સુધી તેઓની મુડીઓ વિખરાશે નહિ ત્યાં સુધી આખા દેશની પાયમાલી સમજવી. નોત્તમનગરમાં લુંટ પડતાંજ હું આગેવાનોને કહેવાનો કે પ્રથમ પૈસાવાળાઓને પાયમાલ કરો." આટલું બોલતાં તે દારૂડીયો ઉગ્ર દેખાવા લાગ્યો. કનકે તેને શાન્ત પાડયો.

થોડીવાર ચૂપકીદી પથરાઇ રહી. પુનઃ કનકે કહ્યું, "ભાઇઓ! મેં તમારી વાત સાંભળી. હવે તમે મારી વાત ધ્યાનથી સાંભળો."

"ખુશીથી બોલો." સઘળા શાન્ત થઇ કનકની વાત સાંભળવાને ઉત્સુકતા ધરાવી રહ્યા.

કનકે કહ્યું, "મારો વિચાર તમારા વિચારને મળતો છે. આપણે પણ બહાદુર દેશભકતો છીએ. પણ આપણા વિચાર જુદા છે. લુંટ પડતાંજ આપણે આપણી ટોળી સાથે પૈસાદારોને લુંટવા દોડી જવું. બોલો બધાને કબુલ છે?"

"હા, અમને કબુલ છે." સઘળાએ ઉત્તર આપ્યો.

"તમારા દરેકની પાસે હથીયારો છે?"

"હા."

"હવે એક બીજી વાત સાંભળો."

"જણાવો?"

"પ્રથમ આપણે પેલા જયમલ બારોટને છોડાવી આપણાં નામ બહાદુરીમાં ખપાવવાં જોઇએ."

"જરૂર." એકે કહ્યું.

"હું તમારી વાતને ટેકો આપું છું." બીજાએ કહ્યું.

"અમે સઘળા સંમત છીએ."

"તેને કયાં કેદ કરવામાં આવેલ છે તે કોઇ જાણો છો કે?" કનકે પૂછયું.

"હા, આ મકાનની પાછળની બાજુમાં એક નાનું મકાન આવેલું છે, તેમાં જયમલને રાખવામાં આવ્યો છે."

"ત્યાં જવાનો રસ્તો કયાં થઇને છે?"

"આ મકાનમાંથી પણ જવાનો એક રસ્તો છે. આ રસ્તાની માહિતી અમારા સિવાય બીજા કોઇને નથી."

"ત્યારે તો આપણું કામ જલ્દીથી પાર ઉતરશે." કમળાએ કહ્યું.

"ચાલો ત્યારે આપણે તેને છોડાવવા જઇએ." એકે કહ્યું.

"ના, આજે નહિ. આપણે આ કામ કાલની રાતપર મુલતવી રાખો."

"શું કરવા?"

"આપણે આપણું કામ ચાલાકીથીજ પૂર્ણ કરવું છે. આપણે પાંચ માણસો શરીરપર કાળા બુરખા ઓઢી કાલ રાત્રિના અગીઆર વાગતાના સૂમારે એ તરફ જઇશું અને કેદીને છોડાવી લાવીશું. પણ તે પહેલાં આપણે જાણી લેવું જોઇએ કે ત્યાં કેટલા ચોકીદારો રહે છે." કનકે જણાવ્યું.

"તેની પણ મને ખબર છે. કારણકે તેમાંનો એક ચોકીદાર મારો ભાઇબંધ છે અને તે કોઇ કોઇ વખતે પૈસા લઇને પાનાં ખેલવા અહિં પણ આવે છે." એક દારૂડીયાએ કહ્યું.

"કેટલા ચોકીદાર ત્યાં રહે છે?"

"બે."

"ઠીક, તમારે જવું હોય તો જાવ હવે." કનકે રજા આપી.

"કેટલા વાગ્યા હશે?" એક જણાએ પૂછ્યું.

"મધ્યરાત્રિ થવા આવી છે."

"આજે આમને આમ ખાલીજ પાછા જવું પડશે."

"એટલે?" કનકે પૂછ્યું.

"એકાદ બે દાવ ખેલ્યા હોત તો ઠીક થાત."

"કાલે સામટા ખેલીશું." કનકે કહ્યું.

"કનકના જવાબથી તે માણસ દિલગીર થયો. કનકે તેની દિલગીરી જોઇ પૂછ્યું, "કેમ ઉદાશ થયો?"

"કંઇ નહિ."

"તું જુઠું બોલે છે. ખરીવાત કહે?'

"આજે દાવ ખેલ્યા હોત તો ઠીક થાત."

"કેમ વારૂ?"

"સેવકના ગજવામાં રાતું દોઢીયું નથી. જો દાવ શરૂ હોત; તો ભાગ્ય કંઇક ફળત."

"ત્યારે એમ કહેતો કેમ નથી? પણ તારી પાસે તો દોઢીયુંએ નથી. તું દાવમાં મૂકીશ શું?"

"આ મેં પહેરેલો ગરમ ડગલો."

કનકને મનમાં હસવું આવ્યું. જુગારી લોકો રમવાને માટે કપડાં સુધી પણ નજર પહોંચાડે છે જાણી તેને જુગારની રમતપર ધિક્કાર પ્રકટયો.

એવામાંજ તે જુગારી બોલ્યો, "અમીરસાબ ! કેમ મૂંગા થઇ ગયા ?"

"તારા બોલવાથી."

"હું શું ખોટું બોલ્યો છું ?"

"ના, પણ તું પક્કો જુગારી છે જાણીને મને ખેદ થાય છે. જુગારમાં તેં તારૂં બધું ગૂમાવ્યું છે, છતાં એ બુરી આદતને તું હજી છોડતો નથી જાણીને મને ઘણો અફસોસ થાય છે. હું જો કે પૈસાવાળો છું અને તમે તદ્દન ભીખારી જેવા છો, પણ તમને હું મારા ભાઇઓ સમાન ગણું છું. મને તમારી દયા આવે છે. તમારૂં શરીર જ્યાં સુધી સશક્ત છે; ત્યાં સૂધી તમે ગમે એમ કરી શકશો. પણ કદાચ અશક્ત થયા; લાંબા વખત સૂધી માંદા રહ્યા તો તમારી શી ગતી થશે ? જો તમારી પાસે પૈસા હશે તો તમારી સારી સારવાર થઇ શકશે. પરંતુ પાસે પૈસા નહિ હોય તો તમારી ભયંકર દશા થશે. માટે હજી પણ સમજો અને તમારી બુરી આદત છોડી દઇ કોઇ ધંધે વળગી જાવ; કે જેથી પ્રભુ તમને સુખી કરશે." કનકે કહ્યું.

જુગારીયો તેની વાત ધ્યાન પૂર્વક સાંભળી રહ્યા. સર્વના મનમાં કનક પ્રત્યે પૂજ્યભાવ હતો. એકે કહ્યું. "અમીરસાબ ! આપની શીખામણ અમે માથે ચઢાવીએ છીએ. અમે આ ખરાબ ટેવને છોડવા ઘણાજ આતુર છીએ; પણ અમારા બાપદાદાનું ધન અમે આ રસ્તે ખોયેલું હોવાથી અમને આમાંથીજ મળશે એવી અમારી માન્યતા છે. અમે ખોયું છે, તેનાથી પા ભાગનું જો અમને આવી મળશે તો તરત આ દુષ્ટ ધંધાને અમે છેલ્લી સલામ કરી દઇશું."

"તમે આ ધંધામાંથી પૈસા મેળવી શકવાની આશા રાખશોજ નહિ. તમે કોઇ જુગારી પૈસાવાળો થએલો સાંભળ્યો છે ? ભાઇઓ ! આ હરામનું ધન છે. એકની ગરદન કાપી બીજાને ખુશી થવા જેવું છે ? જેટલો જીતનાર ખુશી થયો હશે, તેટલો અરે તેથી પણ વધારે ખોનાર દિલગીર થઇ રડતો હશે. તેની એ હાય તમને સુખી રાખી

શકેજ નહિ. માટે તમારા સુખને ખાતર આ ધંધો છોડો ?"

"પછી અમારે કરવું શું ?"

"તમે સદાને માટે આ ધંધો છોડી દેવાના સોગન ખાવ તો હું તમને રસ્તે ચઢાવવા તૈયાર છું."

"અમે આપના ઉપકારી છીએ. અમારીપર દયા કરીનેજ પ્રભુએ તમને અમારી પાસે મોકલી આપ્યા છે. અમે અમારી વ્હાલામાં વ્હાલી વસ્તુના સોગન ખાઇ આ ધંધો છોડી દઇએ છીએ. આપ જે કહેશો એ કરવાને અમે તૈયાર છીએ." સઘળાએ જણાવ્યું.

કનકે સઘળાના મુખ તરફ જોયું. જુગારીઓના મુખપર નિશ્ચય જણાયો; પણ રખેને આ લોકો દારૂની ઝુમમાં બકતા હોય એમ ધારીને કનકે વિશેષ ખાત્રી કરવાના ઇરાદે પૂછ્યું, "તમે દારૂની ઝુમમાં તો બકતા નથીને ?"

"નાજી; અમે પીધેલા છીએ; પણ પૂર્ણ ભાનમાં છીએ."

"નીસો ઉતરતાં તમારા સોગન પણ અદસ્ય થાય નહિ તેની સંભાળ રાખજો."

"અમે બેઇમાન કદીપણ નહિ થઇએ."

"ઠીક છે, એ તો આગળ ઉપર જોવાશે. ભાઇઓ! જો તમે તમારી બુરી આદતોનો સદાને માટે ત્યાગ કરશો તો મ્હારા આનંદનો પાર રહેશે નહિ. વળી તમે જાણો છો કે હું એક અમીર છું. મારી પાસે ઘણો પૈસો છે. રાજા–રજવાડામાં મારી સારી વગ છે. મને તમારા સારા વર્તનની ખાત્રી થતાંજ તમને કોઇ સારા રાજ્યમાં ઉંચા હોદ્દા અપાવીશ."

"આપનો ઉપકાર અમે જીંદગી સુધી ભૂલીશું નહિ. અમે તમારા તાબેદાર ગુલામ જેવા થઇ રહીશું. તમારે માટે અમે જીવ આપીશું."

"એતો વખત આવે જણાશે." કમળાએ કહ્યું.

"બોલો હવે કોઇને કાંઇ કહેવું છે ?"

"હા." એક જણુ બોલી ઉઠયો.

"શું કહેવું છે ?"

"જો કે કહેતાં શરમાઉં છું, પણ ન ચાલે કહું છું કે મારી પાસે એક રાતી દમડી પણ નથી. ઘરમાં મારી સ્ત્રીની પાસે પણ કંઇ નથી. તેની પાસે દાગીનામાં રહેલી ચુડીગો પણ મેં ગઇ કાલે વેચી ખાધી છે. આઠ દિવસથી ઘરમાં બીલ્કુલ અનાજ નથી; તેથી અમે ચણા ખાઇને ચલાવીએ છે. કદાચ જુગારમાં થોડાક પૈસા મળે છે તો અનાજ લાવીને રાંધીએ છીએ. અમીરસાહેબ ! મારી આ સ્થિતિ છે."

"ગભરાઇશ નહિ. તમારે પતી–પત્નીને એક માસ ચાલે એટલું અનાજ હું કાલે તારા ઘેર મોકલાવી આપીશ. ઉપરાંત પરચુરણ ખર્ચને માટે રોજના એક રૂપીઆ લેખે મહિનાના ત્રીસ રૂપીઆ તારી સ્ત્રીનીપર મોકલીશ. એમાંથી તમે સંભાળીને ખર્ચ કરજો." કનકે કહ્યું.

કનકની ઉદારતાથી તે જુગારી ગળગળો થઇ કનકના પગમાં પડયો. બીજાઓએ પણ પોતાને જે દુઃખ હતું તે કનકની આગળ જાહેર કર્યું. કનકે સોને મદદ કરી સઘળાનાં દિલ જીતી લીધાં.

આ પછી સઘળા જવાને તૈયાર થયા. એટલામાં કનકને કંઇક વિચાર આવતાં પૂછ્યું, "આ મકાન કોણે ભાડે રાખ્યું છે ?"

"અમે બધાએ મળીને."

"મકાન કોનું છે ?"

"સરકારી."

"શું ભાડું ઠરાવ્યું છે ?"

"મહિને પચાસ રૂપીઆ."

"ઠીક, હવે જાઓ અને કાલે આ વખતે આ જગાએજ ભેગા મળજો."

સઘળા એક પછી એક ચાલ્યા ગયા. મકાનમાં કનક–કમળા અને જુગારીઓ જેવા જણાતા કનકના પક્ષના માણસો રહ્યા.

જુગારીઓના ગયા પછી કનકે તે માણસોમાંના એકને ઉદ્દેશી

કહ્યું, "રામરાય ! જુગારીઓને પક્ષમાં લીધા તે ઠીક થયુંને ?"

"હા. વફાદાર સેવકો જેવું કામ કરે નહિ; તેનાથી વધારે કામ એ દારૂડીયા અને જુગારીયો કરી શકશે. તેમને પક્ષમાં લેવાથીજ આપણને જયમલ બારોટના કેદ થયાની ખબર પડી. વળી મોહનરાય અને બન્શીકુમારના કાર્યની પણ ખબર પડી." રામરાયે જણાવ્યું.

"કમળા ! મેં મોટી ભૂલ કરી ?" કનકે કંઇક વિચાર આવતાં કહ્યું.

"શું ?" કમળાએ પૂછયું.

"કાલે રાત્રે તો આપણે પેલી મીજબાનીમાં જવાનું છે."

"કઇ મીજબાનીમાં ?"

"ખબર નથી કે આપણા મોહન-ભુપતે પેલા સુરંગના ચોકી-દારોની દોસ્તી બાંધી છે ?"

"હા, હું ભુલી ગઇ. મોહન અને ભૂપત તે લોકોને કાલે મીજ-બાની આપનાર છે."

"આપણે કેમ કરીશું ?"

"આ કામ પૂરૂં કરીને તરત ત્યાં જઇશું."

"કંઇ વિઘ્ન આવી પડશે તો ?"

"વિઘ્નના વિચારની જરૂર નથી. વિઘ્નનો વિચારજ કરવો નહિ. આપણે તો સદા ફતેહનાજ વિચાર કરવા-વિદ્વાનો કહે છે કે ઉંચ્ચ વિચાર કરનારજ ઉંચ્ચ થઇ શકે છે." કમળાએ કહ્યું.

કનક હસ્યો. રામરાયે પૂછયું, "અમને કંઇ આજ્ઞા છે ?"

"હા, તમારે કાલે ત્રણ માણસો સાથે અહિં આવવું."

"બહુ સારૂં, અમે રજા લઇએ છીએ."

"જાઓ; અને મારૂં કહેવું સ્મરણમાં રાખજો."

રામરાય તેની સાથેના માણસો સાથે ચાલતો થયો.

તેના ગયા પછી કનક અને કમળા ખાલી મકાનને તાળું વાશી પોતાના નિવાસસ્થાને આવ્યાં.

પાછલી રાત્રિ થઈ હતી. મોહન–ભૂપત ઘસઘસાટ ઉંઘતા હતા. કનક–કમળાએ પણ રાત જવાથી નિદ્રાનું શરણ સ્વીકાર્યું.

## પ્રકરણ ૯ મું.

### કાર્યની સફળતા.

બીજા દિવસની રાત્રિ પડી. કનક કમળા મોહન ભુપત ધારેલા કાર્યને પૂર્ણ કરવાની તૈયારી કરવા લાગ્યાં. કનકે ભુપતને જણાવ્યું કે હું જયમલને છોડાવી ત્યાં આવીશ. એટલા વખતમાં તમે શત્રુઓને દારૂ પીવરાવી ચકચુર બનાવી દેજો. આ કામમાં કેટલી સાવચેતી રાખવાની છે એ તમારાથી અજાણ્યું નથી.”

આ પછી કનક અને કમળા ત્યાંથી નીકળી પેલા જુગારખાનામાં–ભેદી મકાનમાં આવ્યાં. ત્યાં પોતાના વફાદાર મિત્રોમાંના ચાર જણા રાહ જોઇ રહ્યા હતા. કનકે તેમાંના એકને કહ્યું, “ રામરાય ! આપણે આપણાં બન્ને કામ આ રાત્રિએજ પૂરાં કરવાનાં છે. ”

“ તે થશે. ફીકર કરવાની કંઇ જરૂર નથી. ”

“ જુગારીયોને સમજાવી આજે તેમને ઘેર વિદાય કરવા પડશે. ”

“ હા, તેમનાથી કદાચ કામ બગડે. પણ તેમાંના એકની તો આપણને ખાસ જરૂર પડશે. ”

“ શાને માટે ? ”

“ જયમલને છોડાવવા. કારણ કે જયમલને જે સ્થળે રાખવામાં આવેલ છે; તે સ્થળની માહિતી તેમાંના ત્રણેને છે. ”

“ હા, ઠીક યાદ દેવરાવ્યું. તે ત્રણે જણાને મારી સાથે રાખીશ. ”

“ અમારે શું કરવાનું છે ? ”

“ તમારે મોહન–ભુપતની સાથે મીજબાનીમાં જવાનું છે. ”

“ ઠીક, તમે ત્યાં આવશોને ? ”

"બનતા પ્રકારે તો અમે જરૂર ત્યાં આવીશું; પણ કદાચ અમારાથી આવી શકાય નહિ તો મેં તમને આપેલી સૂચના મુજબ પાણીના બંધ ખોલી નાખી સુરંગોનો નાશ કરી નાખજો."

"એ બાબતથી આપ બેફિકર રહેજો. અમે જઇએ છીએ."

"હા, જાઓ."

ચારે જણા ત્યાંથી ચાલતા થયા. તે મોટા મકાનમાં કનક અને કમળા એકલાં રહ્યાં. રાત્રિનું શાન્ત સામ્રાજ્ય સર્વત્ર વ્યાપેલું હતું. મહેલ્લામાં કુતરાં ભસતાં હતાં. થોડીવાર શાન્તિથી બેઠા પછી કમળાએ પૂછ્યું, "જયમલને આટલામાંજ કેદ કરેલો હોવો જોઇએ."

"જુગારીઓના કહેવા મુજબ એમ પણ હોય."

"જયમલના છૂટયા પછીજ આપણને બન્શી અને મોહનરાયની મુલાકાત થશે."

"હા, પણ આશ્ચર્ય જેવું છે કે બન્શી અને મોહનરાય ઘણા માણસો સાથે ફરે છે છતાં કોઇના જોવામાં અને જાણવામાં આવતા નથી."

"બન્ને કાર્યદક્ષ છે."

"હું પણ કબુલ કરૂં છું. બન્શીના પ્રયત્નેજ નોત્તમનગરના લોકો દેશભક્તોનો પાઠ શીખી શત્રુઓનો મુકાબલો કરવાને તૈયાર થયા છે."

વસંત કંઇ બોલે એ પહેલાંજ કોઇના આવવાનાં પગલાં સંભળાયાં. નીચેથી બારણું ઠોકાયું.

કનકે નીચે ઉતરી દ્વાર ઉઘાડયાં. લગભગ દસેક જુગારીયો દાખલ થયા. આજે તેઓ શાન્ત સાવધ હતા. તેઓએ દારૂ પીધેલો નહોતો. રોજની આદત પડેલી હોવા છતાં પણ આજે તેમણે દારૂ પીધો નહોતો. આથી તેમના ચ્હેરા સુસ્ત જેવા જણાતા હતા, પણ તેઓનાં હૃદય સ્વસ્થ હતાં. અંદર પ્રવેશ થતાંજ સઘળાઓએ કનકને સલામ કરી. કનક બધાને લઇ ઉપર આવ્યો; અને પૂછ્યું; "આજે કોઇએ દારૂ પીધો છે કે?"

" ના; અમે હવે કોઈ પણ દિવસ દારૂ પીનાર નથી. "

" પ્રભુ તમારી બુદ્ધિ શુદ્ધ કરો. "

" કેમ હવે આપણે આપણા કામની તૈયારી કરીશું ? "

" હા, પણ તે સ્થળે આપણને બધાને જવાની શી જરૂર છે ?"

" કંઇ નહિં; ત્યાં પાંચજ માણસોની જરૂર છે. અમે ત્રણ જણ અને તમે બે. અમે ત્યાંના ચોકીદારોને દબાવી દઇશું. તમો જેમલને છૂટો કરજો. " એક જણે જણાવ્યું.

" બરાબર છે; બાકીના ભાઇઓ ઘેર જાવ અને મારા ઘેરે કાલે સમી સાંજે આવજો. "

" અમને તો કંઇ કામ સોંપો ? " બીજાઓએ કહ્યું.

" તમને કાલના દિવસ પછી કામ સોંપવામાં આવશે. જાઓ; કાલનો દિવસ આનંદ કરો. "

ત્રણ માણસો સિવાય બાકીના ચાલતા થયા. તેમના ગયા પછી કનકે પૂછ્યું, " તમારી પાસે હથીઆર છે ? "

" હથીઆરમાં આ લાંબાં છૂરા સિવાય બીજું કાંઈ નથી. "

" છૂરા બસ છે. લ્યો; આ કાળી કફનીયો ધારણ કરી લ્યો. "

સૌએ કાળી કફનીયો પહેરી લીધી. આખું શરીર ઢંકાઇ જવાથી ભૂતના જેવો દેખાવ થઇ રહ્યો. કફનીમાં આંખો આગળના ભાગમાં બે કાણાં પાડેલાં હતાં. એક જણે હાથમાં ફાનસ ઉપાડયું જે માણસ બરાબર ભોમીયો હતો તે આગળ ચાલ્યો. તે આગળ ચાલનારે એક ઓરડામાં આવી જમીન પર જોરથી પગ પછડાયો. નીચે પોલાણ હોય એવો અવાજથી ભાસ થયો. બાદ તે માણસે નીચે બેસી જમીનમાં આવેલું ઢાંકણુ શોધી કાઢી દૂર કર્યું. નીચે ઉતરવાનાં પગથીયાં જણાયાં. બધા અંદર ઉતર્યા. તેમની સામેજ એક લાંબી ચાલ આવેલી હતી. તેમાં થઇને બધા આગળ ચાલવા લાગ્યા. ફાનસના અજવાળે કનક–કમળા આ ભેદી મકાનનું અવલોકન કરતાં ચાલતાં હતાં.

આગળ ચાલનાર માણસ જે સઘળા મકાનનો ભોમીયો હતો

તેનું નામ ત્રીભોવન હતું. ત્રીભોવન મહા કારસ્થાની અને ભલભલાઓને પણ એકવાર પાણી પીવરાવે એવો હતો. આવા અઠંગ ઉડાઉગીરને કનકે યોગ્ય વખતેજ પોતાનો મદદગાર બનાવી લીધો હતો. ત્રીભુવનની પણ ખાત્રી થઇ ચૂકી હતી કે પોતાનું ભલું કનકના હાથે જ થશે. આથી તે કનકને ખરા દિલથી મદદ આપવાને તૈયાર થયો હતો.

ચાલ પૂરી કરી સઘળા એક છોબંધ ચોકમા આવ્યાં. ત્યાં એક સીડી આવેલી હતી. એ સીડી વાટે તેમને હવે વળી પાછું ઉપર ચઢવાનું હતું. સઘળા ઉપર ચઢી એક માળપર આવી ઉભા. આવી રીતે ચાલવામાં લગભગ એક કલાક થયો. આ મકાન બહુ લાંબું અને ઘણાં મકાનો મળીને થએલું હોવું જોઇએ એમ તરતજ કનકની ખાત્રી થઇ.

કમળા આમથી તેમ ચાલવાથી અને ચઢવા ઉતરવાથી કંટાળી હતી. તેણે પુછ્યું, "ત્રીભુવન હવે કેટલે દૂર જવાનું છે ?"

"કેમ એટલીજવારમાં થાકી ગયા કે ?" ત્રીભુવને પૂછ્યું.

આ સ્થળે એટલું જણાવવાની જરૂર છે કે કમળા કનકની સાથે પુરૂષ પોશાકમાંજ રહેતી, અત્યારે પણ તે પુરૂષના પોશાકમાંજ હતી. કમળા અબળા છે એવું ફકત મોહન અને ભુપત જાણતા હતા.

બરોબર જવાબ નહિ મળવાથી પુનઃ કમળાએ પૂછ્યું. "કહુને ભાઈ હવે કેટલે જવાનું છે ?"

"હવે બહુ દુર નથી. જુઓ, આ સામે એક મોટો ઓરડો જણાય છે. તેને અમે ભૂતીયા ઓરડાનું નામ આપેલું છે. તે ઓરડાની બીજી બાજુએ આવેલા ઓરડામાં જયમલને પૂરેલો છે." ત્રીભુવને જણાવ્યું.

"એ ઓરડાનું નામ ભૂતીયો કેમ રાખ્યું છે ?" કમળાએ પૂછ્યું.

"તેમાં ભૂત રહે છે ?"

"તમે જોયાં છે ?"

"જોયાં તો નથી પણ બોલતાં તો સાંભળ્યાં છે."

"ક્યારે?"

"ઘણી વખતે. ત્યાં ભૂતાવળ રહે છે એવું અમે દરેક જણ જાણીએ છીએ."

"ત્યારે એ ભુતાવળને જોવાની કોઇએ હિંમત કરી નહિ?"

"મેં હિંમત કરી હતી. ભુતાવળને વાતો કરતાં સાંભળી હું તેમને નજરે જોવાની ઇચ્છાથી મારા એક દોસ્તને લઇ આ તરફ આવ્યો હતો અને હિંમતથી આ સામેના ઓરડામાં ગયો હતો; પણ ભુતાવળ મારા જોવામાં આવ્યાં નહિ. મને આશ્ચર્ય લાગ્યું. કારણ કે મેં તેમની વાતો બરાબર સાંભળી હતી. ઓરડામાં જતાં એક ઓલવાઇ ગએલી મીણબત્તી મારી નજરે પડી હતી. વળી વધારે આશ્ચર્ય પામવા જેવું તો એ હતું કે મીણબતી તાજીજ ઓલવાએલી હતી."

ત્રીભુવનની વાતથી કનક વિચારમાં પડયો. વિચારને અંતે તેણે પૂછ્યું, "એ સ્થળે આવવાનો કોઇ બીજો રસ્તો છે કે?"

"હા, બહારની બાજુએથી એક રસ્તો છે; પણ તે રસ્તો નૌત્તમનગરના કોટવાળ સાહેબના મકાનમાં થઇને છે અને તે રસ્તાનું બારણું સદાકાળ બંધ રહે છે."

કનકને કંઇક સમજ પડી હોય એમ જણાયું. તે બોલ્યો, "ત્રીભુવન! જયારે તું મારો મિત્ર થયો છેત્યારે મારી ફરજ છે કે તને સત્ય સમજાવવું. તું જેને ભૂત માને છે, તેને હું ભૂત નહિ પણ મનુષ્ય ધારૂં છું. મારા સમજવા પ્રમાણે આ રાજ્યના કાવત્રાબાજ અમલદારો કંઇક સલાહ-મસલત કરવાના કારણે એ ઓરડાનો લાભ લેતા હશે; અને તેથી તમને ભુતનો ભાસ થતો હશે."

"કદાચ એમ પણ હોય." ત્રીભુવને શંકાશીલ વદને કહ્યું.

"ઠીક ચાલો આગળ."

પુનઃ આગળ પ્રયાણ શરૂ થયું. સઘળા ભૂતીયા ઓરડામાં આવી

ઉભા. તેમને એ ઓરડામાં પગ મૂકે પૂરી બે મિનીટ પણ થઈ નહોતી એટલામાં તો તે ઓરડાની બીજી બાજુના એક ઓરડાનાં બારણાં જોરથી ઉઘડવાનો અવાજ સંભળાયો અને સાથેજ કોઇના બોલવાનો પણ અવાજ પણ સંભળાયો.

ત્રીભુવન જડ જેવો બની ઉભો હતો ત્યાંજ ઠરી ગયો. બાકીના જુગારીયોનાં પણ હાંજા ગગડી ગયાં. કનકે હિંમતથી પૂછ્યું, "શું છે ?"

"ભૂત." ત્રીભુવને ધીમાસ્વરે ધ્રુજતા અવાજે જવાબ આપ્યો.

"ગભરાવ છો શામાટે ? હું ભૂતને પણ વશ કરી શકીશ."

"ભૂત ભયંકર છે."

"આપણે ક્યાં ઓછા ભયંકર છીએ."

"આપણે નાશી છૂટીએ તો સારૂં." ત્રીભુવને કહ્યું.

"છટ્ એવા બાયલા વિચાર તારા મનમાંથી કાઢી નાખ."

"આપણે હવે શું કરીશું ?"

"આપણે આટલામાં છૂપાઇએ અને જોઇએ કે ભૂતાવળ શું કરે છે ?"

કનક–કમળા તેમની સાથેના માણસો સાથે એક એવી જગાએ છૂપાઇ ઉભાં કે તેઓ બધું જોઇ શકે; પણ બીજા આવનારા તેમને જોઇ શકે નહિ.

થોડીવારમાંતો તે ભુતીયા ઓરડાનું બારણું ઉઘડ્યું. એક હાનસવાળો માણસ અંદર આવ્યો અને તેની પાછળ બીજા બે માણસો આવીને ઉભા. આ ઓરડામાં ચાર ખુરશીયો એક ગોળ ટેબલની આસપાસ પડેલી હતી. મદ્યના શીશા પણ ટેબલપર નજરે પડતા હતા. આવનાર બન્ને માણસો બળીષ્ટ કાય અને પહેલવાન જેવા જણાતા હતા. તેમની આંખ્યો પ્હોળી અને ક્રૂર દેખાતી હતી. મૂછોના થોભીયા તેમની ભયંકરતામાં વધારો કરતા હતા. બન્નેનાં માથાં ખુલ્લાં હતાં. કમ્મરે તલ્વારો લટકતી હતી. તે બન્નેએ ટેબલ આગળ પડેલી ખુરશીયોપર સ્થાન લીધું.

થોડીવાર બેઠા પછી તેમાંના એકે પેલા ફાનસવાળાને કહ્યું, "તું જા અને જ્યારે ઘંટ વાગે ત્યારે હાજર થજે."

ફાનસવાળો ચાલ્યો ગયો. ટેબલની નજીકમાં આવેલા એક થાંભલા સાથે દોરડી બાંધેલી હતી. અનેક વિચારોને અંતે કનકે અનુમાન કરી જાણી લીધું કે એ દોરડી ખેંચવાથી ઘંટ વાગતો હશે? પણ આ બન્ને બદમાસો કોણ હશે અને તેઓ આ જગ્યાએ અત્યારે કેમ આવ્યા હશે?...કનકની વિચારમાળા ચાલતી હતી એવામાંજ તેની નજીકમાં ઉભેલા ત્રીભુવને ધીમેથી કનકના કાનમાં કહ્યું કે, "હવે ભય નથી."

"શેનો?" કનકે ધીમા સ્વરથી પૂછ્યું.

"ભુતનો."

"હું તો ભૂતનો ભય રાખતોજ નથી."

"પણ આ બિરાજેલા ભૂત નથી."

"તેની ખાત્રી?"

"હું તેમને ઓળખું છું."

"તેઓ કોણ છે?"

"ભયંકર માણસો છે."

"પણ તેઓ છે કોણ?"

"મોટા અમલદારો?"

"ક્યાંના?" કનકે કંટાળીને પૂછ્યું.

"આ રાજ્યના."

"તેમનાં નામ?"

"શયતાનસિંહ અને વિરોધસિંહ."

"કેમ હવે તો તારી ખાત્રી થઇને કે આ ઓરડામાં ભૂત આવતાં નથી પણ માણસોજ આવે છે?"

"હા, આજે બરાબર ખાત્રી થઇ. પણ આ નામજાદા અહિં કેમ આવ્યા હશે? જયમલને પકડી કેદમાં નાખનાર અને બન્ની

તથા મોહનરાયને પકડવાને ઇચ્છનાર આ બે જણાજ છે. તેઓનું અત્રે આવવું મને તો ભયકારક ભાસે છે." ત્રીભુવને કહ્યું.

"તું છાનોમાનો ઉભો રહી જોયા કર. જે હશે તે હમણાંજ ખબર પડશે."

કનક અને તેની સાથેનાઓ મૌનધારી ઉભા રહ્યા.

ખુરશીઓપર બેઠેલા સફેતશાહુકારોમાંથી એકે બોલવાની શરૂઆત કરતાં કહ્યું, "શયતાનસિંહ! યાદ રાખજો કે આપણે માથે મોટી જોખમદારી છે. આ લઢાઇમાં આપણે પહેલાજ મરવાના છીએ. રાણી અને દુર્જનસાલે તો તેમને માટે ક્યારનીએ ગોઠવણો કરી રાખી હશે. વળી આપણને જો કે સઘળી લશ્કરી સત્તા આપી છે; પણ આપણી ઉપર તેઓને પૂરતો વિશ્વાસ નથી."

"સઘળી બાબતોથી હું અજાણ નથી; પણ આપણે કરવું શું?" શયતાનસિંહે જણાવ્યું.

"તે વિચારવાનેજ આપણે આ એકાન્ત સ્થળે આવ્યા છીએ. વારૂ બીજી કંઇ વાત જાણી?" વિરોધસિંહે પૂછ્યું.

"ના, તે વળી શું છે?"

"પેલા બે પરદેશીયો હાલ સોનાના શીખરે ચઢયા છે."

"ક્યા પરદેશીયો?"

"પેલા પુષ્પક અને ચંપક."

"તેમને શું છે?"

"તેઓ પ્રથમ પંક્તિના સરદારો થઇ ચૂકયા છે."

"એમ કે?"

"હા, અને મારા સાંભળવા પ્રમાણે રાણીએ અને સરદારે તેમના હાથમાં બધી સત્તા સોંપી છે."

"એમ થાય તો ઘણું ખોટું."

"હા, પછી આપણે તો મુઆજ સમજવા. યુદ્ધની શરૂઆત વખતે અગર નગરમાં કદાચ એકાએક તોફાન થાય તે વખતે આપ-

ણુને તો તેઓની આજ્ઞાથી આગળજ રહી મરવાનું."

"તે અજાણ્યા પરદેશીયોને તમામ સત્તા આપતાં રાણી અને સરદારને ખૂબ વિચાર કરવાની જરૂર હતી."

"પણ તેઓતો તે પરદેશીઓને જોઇ દિવાનાં બની ગયાં છે. એક મલ્લને હરાવ્યો તેથી રાણી સાહિબા પુષ્પક ઉપર ફિદા થઇ ગયાં છે. વળી મને તો બીજો પણ વ્હેમ પડે છે."

"શું ?"

"રાણી પુષ્પક પર આશક પડી છે."

"એમ પણ બને. મારો બેટો એ પરદેશી છે પણ રૂપાળો અને પહેલવાન જેવો."

"તે સાથે બદમાસ પણ પૂરો છે. આપણને હરોલમાં રહેવાનો જે હુકમ રાણી તરફથી મળ્યો છે. તે તેના પ્રતાપથીજ."

"હા, અને તેણેજ આપણને આજે આજ્ઞાપત્ર મોકલાવ્યું છે કે જેટલા દેશભકતોને કેદ કર્યા છે તેમને છોડી મૂકવા."

"તમે હુકમનો અમલ કર્યો ?" શયતાને પૂછ્યું.

"ના, સવારમાં બધાને છોડી મૂકીશ પણ પેલા જયમલને તો જીવતો છોડવો નથી."

"કેમ વારૂ ?"

"તેણે ભરી સભામાં મારૂં હડહડતું અપમાન કર્યું છે. વળી મારાં કેટલાંક નહિ જાણવાનાં કામ પણ તે જાણે છે. તે જો જીવતો રહે તો મારે મરવું પડે."

"ત્યારે એને જલ્દીથી જમપુરીમાં મોકલી આપોને ?"

"ના, હજી વાર છે. મારે તેને સમજાવી પેલા બન્શી અને મોહનરાયને પકડવા છે. તેઓની પાસે મારો એક દસ્તાવેજ છે. તે દસ્તાવેજ મેં ખોટો બનાવી એક નિર્દોષને પાયમાલ કર્યો છે. મારે ગમે એ યુક્તિએ તે દસ્તાવેજ પાછો મેળવવો છે. એ દસ્તાવેજ હાથમાં આવ્યા પછી તરતજ જયમલને અને બન્શી મોહનને સ્વર્ગ તરફ વિદાય કરીશ."

" તમારા પ્રશ્નના જવાબમાં જયમલ શું કહે છે ? "

" એતો કહે છે કે હું કંઇ પણ જાણતોજ નથી. "

" આજે તેને ખૂબ સમજાવી–લાલચ આપી પૂછી જુવો. "

" હું એ કામને વાસ્તે પણ અહિં આવવાનો હતો. આપણે પ્રથમની બાબતનો વિચાર કરી તે જયમલની બાબત હાથ ધરીશું. "

" ત્યારે હવે શું કરવું ધાર્યું છે ? "

" જો તમે મદદ કરો; તો આપણે રાણી અને પેલા પરદેશીનો ઘાટ ઘડી નાખીએ. "

" રાણીનો ઘાટ ઘડવાની શી જરૂર છે ? "

" રાણીજ બધી આફતનું મૂળ છે. રાણીના મરણ પછી આપણે સરદાર ભુજંગસિંહ સાથે મળી જઇ તેમને નૌતમનગર સ્વાધિન કરીશું. વગર મહેનતે નગર હાથમાં આવવાથી સરદાર બહાદુર પ્રસન્ન થશે અને આપણને કોઇ સારા નગરના અધીકારી બનાવશે. "

" પણ આ બાબતનો બંદોબસ્ત અગાઉથી કરવાની જરૂર છે. "

" મેં સઘળો બંદોબસ્ત એક સરદારની માર્ફતે કરી રાખ્યો છે. રાણીનો નાશ થતાંજ આપણે મોટા અધીકારી થવાના. "

" પણ દુર્જનસાલ ? "

" તેને પકડી ભુજંગસિંહને સ્વાધીન કરવો. "

" એ તો બધું જાણે ખરૂં; પણ ભુજંગસિંહ આપણને દગો દે તો ? " શયતાને શંકાશિલ વદને પૂછ્યું.

" તે બહાદુર છે, એક વચની છે. તે એવું પાપકર્મ કરેજ નહિ. "

" પણ આપણે દેશદ્રોહીયો અને પાપીયો છીએ એવું તે જાણતો હશે ? "

" હા, પણ તેનામાં દયાનો ગુણ સદાને માટે આવી રહેલો છે. તુંજ વિચારી જોને કે આપણો સરદાર પ્હાડસિંહ તેઓનો કેવો કટ્ટો દુશ્મન હતો ? પણ જ્યારે તે ભુજંગસિંહના શરણમાં ગયો, ત્યારે તરત તે દાના–દયાળુ સરદારે પ્હાડસિંહના તમામ ગુન્હા માફ કરી

ત્યાં આશ્રય આપ્યો અને તેને મોટા સૈન્યનો સરદાર બનાવ્યો."

"સમજી લ્યો કે જાણે આપણને ભુજંગસિંહે શરણમાં રાખ્યા અને આ નગર ભુજંગસિંહના તાબે થયું અને પછી આપણને કોઇ રાજ્યના રાજ્યકર્ત્તા નીમ્યા, પણ પ્રજા આપણને કેમ કબુલ રાખશે ?"

"પ્રજાને અને આપણે શું ?"

"પ્રજા આપણને તેમના કટ્ટા શત્રુ સમાન સમજે છે. કારણ કે આપણા હાથે આજસુધી પ્રજાનું એક પણ ભલું કામ થયું નથી."

"ભલેને નથી થયું ? પ્રજાની આપણને શું દરકાર છે ? સત્તાની આગળ પ્રજા પશુ સમાન છે સત્તાધિશોએ પ્રજાની દરકાર રાખવાની કંઇ જરૂર નથી; પણ પ્રજાએ અધીકારીઓની દરકાર કરવાની જરૂર છે."

"એમ કરવાથી નિરંતર તોફાનો અને બળવાજ થવાના."

"તેથી શું ? સૈનિકોનાં શસ્ત્રો આગળ પ્રજાનું તોફાન અને બળવો નકામો છે."

"કનકપુરમાં થયું હતું તે સાંભળ્યું હતું ને ?"

"હા, પણ પછી રાજાનું બળ જાણી પ્રજાને તાબે થવું પડયું હતું."

"ત્યારે તમારી મરજી. હું તો તમારા તમામ વિચારને મળતો છું. તમારા સિવાય મારો હિતકર્ત્તા મિત્ર આ જગતમાં બીજો કોઇ છેજ નહિ."

"શયતાન! મારી પર પૂરતો વિશ્વાસ રાખજો. તમે તો મારા સગા ભાઇ જેવા છો."

"બોલો ત્યારે પ્રથમ શું કરવાનું છે ?"

"પ્રથમ પેલા પુષ્પકને દૂર કરવો છે, અને રાણીનું ખૂન કરવું છે."

"રાણીના ખૂનની વાત મને જાવે છે."

"પણ પછીના સુખની મને ખબર પડતાં આપણે સારૂંજ કામ કર્યું છે એવી તમારી ખાત્રી થશે."

" રાણીનું ખૂન કેવી રીતે કરી શકાશે ? "

" તે બધી યુક્તિ મેં કરી રાખી છે. "

" મને સમજાવો તો ખરા ? "

" જુઓ સાંભળો, રાણીની મોટી દાસીને મેં પાંચસો રૂપીઆ આપી મારા વિચારને મળતી બનાવી છે. રાણી જ્યારે ઉંઘી જશે એટલે એ દાસી તરત મને બોલાવા આવી ત્યાં લઇ જશે; બાદ હું રાણીને જહન્નમમાં મોકલી આપીશ. "

" પેલો પુષ્પક કદાચ ત્યાં હશે તો ? "

" કાંઇ ફીકર નહિ. તે વખતે ઉંઘતો હશે અને જાગૃત થતાંજ તે ખૂની તરીકે પકડાશે. "

" તેને ખૂની તરીકે કોણ પકડાવશે ? "

" હું પોતે. "

" તમારો પૂરાવો ? "

" દાશી. "

" ઠીક, કામ તો બરાબર પાર ઉતરશે. પણ સંભાળ ઘણી રાખવી પડશે. "

" અરે આવાં તો કેટલાંએ કામ કરી નાંખ્યાં. "

" તેથીજ તમારૂં હૃદય પત્થર જેવું બન્યું છે નહિ વારૂ ? " શચતાને હશીને પૂછ્યું.

" આ જમાનો પત્થર જેવા થવાનોજ છે. બાકી નરમ હૃદયનાને ઘણું વેઠવું પડે છે. "

" રાણી ઉપર આટલા દ્વેશનું કારણ ? "

" જો સાંભળ આ વાત મેં હજી સુધી કોઇને જણાવી નથી. તે વાત આજે હું તને જણાવું છું. જે વખતે રાણી કળાવતી રાણી થએલી નહોતી તે વખતે અમે એક બીજાને પ્રેમથી ચ્હાતાં હતાં. તેણે મને વચન આપ્યું હતું કે હું તને જીંદગી સુધી ચાહીશ. પણ અફસોસ. રાણી થયા પછી તેણે તેનું વચન પાળ્યું નથી. તેણે મને

સરદાર પદ સુધી ચઢાવ્યો છે; પણ પ્રથમની માફક તેના યોવનનો સરદાર બનાવ્યો નથી. આથી જો કે મને કંઈ લાગતું નથી; પણ તે કુલટાએ મને ત્યાગી પેલા દુર્જનસાલ સાથે પ્રેમ બાંધ્યો છે. મેં એક વખતે ખાનગીમાં તેને ઠપકો આપ્યો, ત્યારે તે રંડાએ મારો તિરસ્કાર કરી મને બતરફ કરવાની ધમકી આપી. નોકરી જવાના ભયે અને તેની સત્તા પ્રબળ થએલી જાણી હું કંઇ પણ બોલ્યો નહિ; પણ મેં તેજ ક્ષણે મનમાં પ્રતિજ્ઞા કરી છે કે કોઇક દિવસ પણ બદલો લેવો. આ પ્રસંગ મને હાલ મળી ચુકયો છે. વૈર પણ વળાશે અને સાથે મોટો લાભ પણ મળશે." વિરોધસિંહે તેના હૃદયની વેદના શયતાનને વિદીત કરી. શયતાનસિંહ વિચારમાં પડયો.

વિરોધસિંહે ઉભા થઇ દારૂનો શીશો નજીક આણ્યો અને તેમાંથી એક પ્યાલો મદીરાથી ભરપૂર ભરી શયતાનને આપતાં બોલ્યો, " લે દોસ્ત આ પી જા."

" લાવો, આપણી ફત્તેહ ઇચ્છીને પી જાઉં છું." શયતાનસિંહ પ્યાલો ગટગટાવી ગયો. અને પછી પોતાને હાથે ભરી તે પ્યાલો વિરોધસિંહના હાથમાં આપ્યો. વિરોધસિંહે તરતજ પ્યાલો ખાલી કર્યો. બન્ને બદમાસોએ બબ્બે પ્યાલાઓને ઉદરમાં સ્થાન આપ્યું.

જ્યારે વિરોધસિંહ અને શયતાનસિંહ આ પ્રમાણે મદીરા દેવીની પૂજામાં પ્રવૃત્ત થએલા હતા, ત્યારે કનક તેની સાથેના માણસોને સમજાવી રહ્યો હતો કે આપણે આ બન્ને લુચ્ચા સરદારો શું કરે છે એ આખર સુધી જોવું અને પછી આપણે ભુત સ્વરૂપે તેમની નજીક જવું. આપણને જોતાંજ તેઓ ભય પામી પલાયન કરી જશે અને પછી જયમલને મુક્ત કરવામાં આપણને પૂર્ણ સગવડતા મળશે.

કનકની સૂચનાને સઘળા સંમત થયા, અને ગૂપચૂપ ઉભા રહ્યા.

પેલી તરફ મદીરાતું યથેચ્છ પાન કરી બન્ને પાપાત્માઓ અનેક પ્રકારનાં ગપ્પાં હાંકવા લાગ્યા. અંતે વિરોધસિંહે કહ્યું, " કેમ આપણે ધારેલું પૂર્ણ કરવું ને ? "

" અવશ્ય. એમ કરવાથીજ આપણે સુવર્ણના શીખરે ચઢીશું." શયતાનસિંહે જણાવ્યું.

" ત્યારે હવે પેલાને અહિં બોલાવીશું ? "

" કોને ? "

" પેલા પિંજરામાં પૂરાએલા પંખી જયમલને."

" હા, તેનો પણ નિર્ણય કરી નાંખવો જોઇએ. "

તરત વિરોધસિંહે નજીકમાં આવેલી દોરી ખેંચી. દૂર ઘંટ વાગવાનો અવાજ સંભળાયો. થોડીવારેજ એક સિપાહી હાજર થયો અને બન્નેની આગળ શિર ઝુકાવીને ઉભો રહ્યો.

મદિરાથી ઉન્મત્ત બનેલા વિરોધસિંહે તેને કહ્યું, " જા પેલા કેદીને અહિં લઇ આવ. "

સિપાહી ચાલતો થયો; અને થોડી વારે એક કેદીને લઇ આવતો જણાયો. આ કેદી જયમલ હતો. તે ઉમ્મરે યુવાન હતો. ઘણી સભાઓમાં તેણે ભાષણો આપ્યાં હતાં. તેથી તે પ્રજાનો માનીતો અને રાજ્યકર્મચારીઓનો શત્રુ થયો હતો. રાજદ્રોહના આરોપથી તે ઘણા વખતથી કેદમાં પૂરાયો હતો. જો તે બન્સી અને મોહનરાયને પકડાવે તો તરત મુક્તિ મેળવે. એ સંબંધમાં તેને ઘણી વખત કહેવામાં આવ્યું હતું અનેક લાલચોથી તેને સમજાવવામાં આવ્યો હતો પણ માતૃભક્ત જયમલ તેના નિશ્ચયમાં અડગ રહ્યો હતો. દેશભકતોને પકડાવી સુખ ભોગવવા કરતાં ફાંસીને માંચડે ચઢી મરવાને તે તૈયાર હતો. માતૃભૂમિની સેવામાં ભાગ્યવાનનાજ શરીરનો નાશ થાય છે એવું તે સમજતો હતો. આવા સાચા દેશભકતને સિપાહીએ ત્યાં લાવી બન્ને સરદારોના સામે ઉભો રાખ્યો. જયમલના હાથે પગે બેડીઓ નાખેલી હતી. તેને કેદખાનામાં પૂરાયે ઘણા દિવસો વિત્યા હતા; છતાં તેના મુખપર ભય કે શોકનું એકપણ ચિન્હ જણાતું નહોતું. જે દેશભક્ત માતૃભક્ત છે તે તો કદી દુઃખથી ડરતોજ નથી. દેશભકતોને જેલખાનું એ સ્વર્ગભુવન સમજવાનું છે. લોહની બેડીઓ સુવર્ણના દાગીના

સમ માનવાની છે. દેશભક્તોનો મહામંત્ર એજ કે, જાલીમોથી દેશનો ઉદ્ધાર કરવો અગર મરવું. બસ આ વીરમંત્ર અદ્દ્ભુત છે. તેના જાપથી દેશભક્તોનાં જીવન અચળ–અમર રહી ગયાં છે. જયમલ પણ આજ મંત્રનો જપનાર હતો. તેણે વિરોધસિંહ અને શયતાનસિંહ તરફ શાન્ત અને દયાની નજરે જોયું. વિરોધસિંહે તેના દેખાવની મશ્કરી કરતાં કહ્યું. " કેમ આનંદ છે ને ? "

" દેશભક્તોને સર્વદા આનંદજ હોય છે; પરંતુ તમારા જેવા મોટા સરદારોથી આનંદ તો હજારો કોસ દૂર રહે છે. "

" એટલે શું અમે દુ:ખી છીએ ? " શયતાને પૂછ્યું.

" હા, મને તો તમે પૂરેપૂરા દુ:ખીજ જણાવ છો. જો એમ ન હોત તો તમારાં પગલાં આ મધ્યનિશાએ અત્રે થાતજ નહિ. "

" તારાં ટાયલાં અમે બહુ સાંભળ્યાં છે. તું મોટો ભાષણકર્તા છે એ અમે જાણીએ છીએ. જયમલ ! અત્યારે તને છેવટને માટેજ બોલાવ્યો છે. જો તારે જીવતા રહેવું હોય તો બતાવી દે કે મોહનરાય અને બન્શી ક્યાં છે ? "

" મેં અનેક વખત તમને જણાવ્યું છે કે બહાદૂર દેશભક્તો કદી છૂપાઇ રહેતાજ નથી. તેઓ હમ્મેશાં સત્ય અને નિડરતાથી તેમનાં કાર્યો કરે છે હજી પણ કહું છું કે તે બહાદુરો નોત્તમનગરની સરહદમાંજ છે. તેઓ હવે ટુંકમાંજ તમારૂં અવસાન આણવાના છે. તમે રાજ્યના સરદારો છો. તમારામાં હિમ્મત અને મર્દાનગી હોય તો તેમને શોધી કાઢી બહાદુરીથી પકડો. મોહનરાય અને બન્શી એકલા નથી કે તેઓ છૂપા રહી શકે. તેઓની સાથે સેંકડો દેશભક્તો છે. તમે કાયર અને નામર્દ હોવાથીજ તેઓની ભેટ લેતાં કાંપો છો–ડરો છો–હું..."

જયમલના શબ્દો વિરોધસિંહ સહન કરી શક્યો નહિ. તેણે જયમલને વધુ બોલતો અટકાવી ક્રોધથી કહ્યું, " ચૂપ કર અને આ પળેજ સ્વર્ગે જવાની તૈયારી કર." વિરોધસિંહની તલ્વાર જયમલની

ગરદનપર પડે એ પહેલાં તો તેની અને શયતાનસિંહની ખુરશીની પાછળ ભૂતાવળ આવીને ઉભાં અને તેમાંનાં બે ભુતાવળના હાથ વિરોધ અને શયતાનની ગરદનપર પડયા.

આવું જોતાંજ વિરોધસિંહ અને શયતાનસિંહના રામ રમી ગયા. વિરોધસિંહના હાથમાંની તલ્વાર નીચે પડી ગઇ. બન્નેનાં શરીર પસીનાથી ભીંજાયાં. ઝાડનાં પાંદડાંની માફક બન્ને ધ્રુજવા લાગ્યા.

આ અરસ્સામાંજ તેઓની ગરદન પર હાથ મુકનારાઓએ તે બન્ને પાપાત્માઓને જોરથી દૂર હડસેલ્યા. બન્ને પાપીઓ દૂર જઇ પડયા અને તત્કાળ ઉભા થઇ જીવ બચાવવા વિજળી વેગે દોડયા. પળવારમાં તો તેઓ પડતા–આખડતા નિર્ભય સ્થાને તેમના મકાને આવ્યા. જયમલને લઇ આવનાર સિપાહીનો તો પત્તોજ હતો નહિ. આ પછી કનકે અને બીજાઓએ જયમલની બેડીયો તોડી નાખી. અત્યાર સુધી જયમલ આશ્ચર્યતાથી જોઇ રહ્યો હતો. જ્યારે કનકે અને બીજાઓએ કાળા જબ્બા દૂર કર્યા ત્યારે તે તરત સમજી ગયો કે આ લોકો મારા મદદગારો છે. જયમલે સઘળાનો ઉપકાર માન્યો. કનકે તેને પોતાની ઓળખાણ કરાવી જણાવ્યું કે કાર્ય પૂર્ણ થતાં સુધી મને અજાણ્યોજ રાખજો. કનકને ઓળખતાં જયમલને અપાર આનંદ થયો. તેણે તેજ વખતે કનકની આગળ ઘુંટણે પડી તેને રાજા તરીકેનું માન આપ્યું. કનકે તેને સ્વહસ્તે ઉભો કરી એક ભાઇની માફક આલીંગન આપ્યું. કનક–કમળાની સાથેના માણસોને આમાં કંઇ સમજ પડી નહિ. તેઓ તો એમજ સમજ્યા કે અમીર સાહેબ પૈસાવાળા હોવાથીજ જયમલે ઘુંટણે પડી તેને માન આપ્યું. આ પછી આ સ્થળે વધુવાર નહિ રોકાતાં સઘળા બહાર નીકળ્યા. કનકે પોતાની સાથેનાઓને કાલે મળજો કહી વિદાય કર્યા અને પછી પોતે કમળા અને જયમલ તળાવના નાળા તરફ જવા લાગ્યા.

## પ્રકરણ ૧૦ મું.

### અદ્ભુત ઘટના.

મધ્યરાત્રિ વીતિ ચૂકી હતી. નક્ષત્રો હિરાની માફક ઝગઝગી રહ્યાં હતાં. નૌત્તમનગરના મોટા અને નાના રસ્તાઓ શૂન્યકાર જણાતા હતા. તારાઓનો ઝાંખો પ્રકાશ ગાઢ અંધકારમાં કંઇક નહિ જેવો પ્રકાશ આપતો હતો. રસ્તાઓપર રાજ્યરક્ષકોનું પણ નામ નીશાન જણાતું નહોતું. ઘણી રાત વિતેલી હોવાથી રસ્તાઓપરનાં ફાનસો પણ ઓલવાઇ ગયાં હતાં.

આવા વખતે કનક–કમળા અને જયમલ તળાવ તરફ ઉતાવળે પગલે જતા હતા. ત્રણેનો દેખાવ આ વખતે બહુધા ભૂત–પિશાચને મળતો આવતો હતો. જો કોઇ જોનાર આ વખતે તેમને જુવે તો ખરેખાત તે ભૂતજ માને.

આ ભુત જેવી જણાતી ત્રિપુટીને જોઈ કુતરાંઓ પણ મોટેથી ભશી ભાગવા લાગ્યાં.

થોડેક દૂર જતાં જયમલે પૂછ્યું, " આપ આ નગરમાં કયારના પધાર્યા છો ? "

" અમે ઘણા દિવસથી આવીને રહ્યા છીએ. " કનકે જણાવ્યું.

" આપની સાથેના આ યુવાન કોણ છે ? " જયમલે કમળાને ઉદ્દેશીને પૂછ્યું.

કનકે કમળાની ઓળખાણ કરાવી. જયમલ આનંદ પામ્યો. કનકે સઘળી વાતથી જયમલને વાકેફ કર્યો. જયમલ બોલ્યો, " આ વખતે પાપીઓનો પરાજયજ છે. દુષ્ટાત્માઓપર પ્રભુ કોપ્યો છે. ગરીબ પ્રજાએ આજ સુધી ઘણુંજ સહન કર્યું છે. પ્રભુ હવે જરૂર દુઃખી પ્રજાને સુખની પરીસીમાએ પહોંચાડશે. "

જયાં સુધી દુઃખ ભોગવવાનું નિર્માણ થએલું હોય છે ત્યાં સુધી ભોગવવુંજ પડે છે. " કમળાએ કહ્યું.

" એ તો ખરૂં; પણ પ્રજાના કુસંપથીજ રાજકર્ત્તાઓ અને અમલદારો ફાવે એમ વર્તી શકે છે. જો પ્રજા પરસ્પરમાં સંપીને રહે—ન્યાયથી વર્તે તો જુલ્મીઓનું રાજ્ય વધુ વખત ચાલી શકે નહિ. જુલ્મી રાજ્યસત્તા ચલાવવામાં મદદરૂપ પણ પ્રજાજનોજ હોય છે. આમાં ઘણા ખરા પૈસાપાત્રોનો સમાવેશ થાય છે. પરીણામે સામાન્ય અને ગરીબ પ્રજાને ઘણું સહન કરવું પડે છે."

" તમારૂં કહેવું સત્ય છે; પણ તમારા પ્રયાસથી નૌત્તમનગરની પ્રજા ઘણી કેળવાઈ છે."

" તેમને સત્ય રસ્તો બતાવનાર તો પ્રભુજ છે. અમે તો કાંઇએ કર્યું નથી. પ્રભુએ અર્પેલી બુદ્ધિ પ્રમાણે કાર્ય અમે કર્યું છે, આમાં એ અમને ઘણું સહન કરવું પડયું છે. અમારામાંના અનેક જનો હજી કારાગૃહમાં પૂરાએલા છે. હું પણ આ ચોથીવાર કારાગૃહમાં જઇ આવ્યો છું. જ્યારે અમે દુ:ખને સુખ માન્યું ત્યારેજ આ વખત આવ્યો છે."

" નૌત્તમનગરની પ્રજાને કેળવતાં પણ બહુ મુશીબતો પડી હશે?"

" એમાં તો પૂછવુંજ શું? પ્રથમ તો પ્રજાજનો સભાનું નામ સાંભળતાંજ ભડકતાં, અમલદારની વિરૂદ્ધ બોલવું એ તો મ્હોતને આમંત્રણ કર્યા બરાબરજ સમજતા; પછી પણ સત્ય સમજતાં તેઓનો ભય દૂર થયો. ઘણીએ વખત અમલદારોએ અમારી ભરેલી સભાઓમાં ભંગ પાડયો હતો; પણ અમે ડર્યા વિના અમારૂં કાર્ય ચાલુ રાખ્યું. એ બધો પ્રતાપ બન્શીકુમાર અને મોહનરાયનો છે."

" તેઓ હાલ કયાં છે?"

" નૌત્તમનગરની આસપાસની ઝાડીઓમાં."

" આપણો મેળાપ તેમની સાથે થશે?"

" જરૂર. પણ આપણે અત્યારે કઇ તરફ જઇએ છીએ?"

કનકે સુરંગ વિશેની વાતથી જયમલને જાણીતો કર્યો. બાદ તેઓ ઉતાવળે પગલે તળાવ તરફ જવા લાગ્યા.

આખરે તેઓ તળાવની નજીક આવ્યા પણ ત્યાં આવતાંજ તેમણે અદ્ભુત દ્રશ્ય જોયું. જે સ્થળે ચોકીદારો રહેતા હતા, ત્યાં કોઇપણ જણાયું નહિ. પોતાના માણસો પૈકીના મોહન ભુપત વગેરે કોઇપણ ત્યાં જોવામાં આવ્યા નહિ.

કનક—કમળા વિસ્મયતાથી ચાંરે તરફ જોવા લાગ્યાં.

જયમલે પૂછ્યું, "અહિં તો કોઇ જણાતું નથી ?"

"ના, મારી વિસ્મયતાનો પાર નથી."

ત્રિપુટી પાણીના નાળા આગળ આવી તો તેમને તેમની અજાયબીની અંદર માલમ પડયું કે પાણીનો બંધ ખુલ્લો છે અને તેથી નાળું છલાછલ ભરાઇ રહ્યું છે. કનક આનંદથી બોલી ઉઠયો, "આપણું કામ પૂરૂં થયું છે, સુરંગોનો નાશ થઇ ગયો છે."

"હું ધારૂં છું કે આપણા માણસોએજ આ કામ પૂરૂં કર્યું હશે ?" જયમલે પૂછ્યું.

"હું પણ એમજ ધારૂં છું. આપણા માણસો કામ પૂરૂં કરી ચાલ્યા ગયા છે."

"ત્યારે આપણે હવે અહિં શા માટે રોકાવું જોઇએ ?"

"ચાલો આપણે આપણા મુકામે જઇએ."

"મુકામે જતાં સર્વ બાબતની ખબર પડશે."

"સુરગના નાશની ખબર પ્રાતઃકાળે પડશે અને તેથી દુષ્ટાત્માઓ પોક મૂકીને રડશે."

"પાપીઓને હવે રડવાનુંજ છે."

"આપણે હવે ચાલીશું ?"

"હા, પણ સબુર કરો અને જુઓ પણે સામેથી કોઇક ચાલ્યું આવતું હોય એમ જણાય છે." જયમલે તળાવની બીજી બાજુએ હાથ લંબાવી બતાવતાં કહ્યું.

કનકે એ તરફ જોયું. તેને અત્યંત અજાયબીની અંદર માલમ પડ્યું કે એક કાળો ઓળો ઉતાવળે પગલે પોતાની તરફ ચાલ્યો આવે

છે. આ સાથે કનકના મનમાં એમ પણ વિચાર ઉત્પન્ન થયો કે રખેને એ માણસ અમારામાંનો કોઇ ન હોય ? તેમ સમાચાર જણાવવા ગુપતે કદાચ અહિં રાખ્યો પણ હોય !

કમળા–કનક અને જયમલ આગંતુક તરફ જોઇ રહ્યાં.

આવનાર માણસ ઉતાવળે પગલે ચાલ્યો આવતો હતો. તે થોડી વારમાં છેક નજીક આવી ઉભો રહ્યો. તેનું સર્વાંગ કાળાં કપડાથી ઢંકાએલું હતું. આથી તે મિત્ર છે કે શત્રુ તે પણ સમજવું મુશ્કેલ થઇ પડ્યું.

આવનારે કંઇક ગુસ્સા ભરેલા અવાજથી ત્રીપુટીને ઉદ્દેશી પૂછ્યું. “ તમે કોણ છો અને અત્યારે આ તળાવપર કેમ આવ્યા છો ? ”

તેના પ્રશ્નથી લગીર પણ ગભરાયા વિના કનકે જવાબ આપ્યો, “ તમે કોણ છો એ પ્રથમ અમને જણાવો ? ”

“ તે જાણવાનું તમારે શું કારણ છે ? હું મારૂં ઓળખાણ આપવા અહિં નથી આવ્યો; પણ તમને ઓળખવા આવ્યો છું. માટે જલ્દીથી જણાવો કે તમે કોણ છો ? ”

આ માણસ કોણ હશે એમ સૌના મનમાં થવા લાગ્યું.

પુનઃ તે માણસે મોટા અવાજથી પૂછ્યું, “ કેમ સાંભળતા નથી ? જલ્દી જવાબ આપો કે તમે કોણ છો ?”

“ અમને પૂછનારને ઓળખ્યા સિવાય અમે એક પણ જવાબ આપનાર નથી. ” કનકે જણાવી દીધું.

“ ખરેખર તમે કોઇ હરામખોરોજ જણાવ છો. ” તે આવનારે આટલું બોલી ફરીથી પૂછ્યું.

“ હજી પણ કહું છું કે જવાબ આપો ? ”

“ અમે બિલ્કુલ જવાબ આપીશું નહિ. ” જયમલે રોકડું પરખાવી દીધું.

“ એમ તો જોયા કરો. ” આમ બોલી તે માણસે જોરથી શીયાળના જેવો અવાજ કર્યો.

તેના એ વિચિત્ર અવાજથી કનક–કમળા અને જયમલ આશ્ચર્ય પામ્યાં. તે માણસનો અવાજ જંગલમાં લાંબે સુધી ફેલાઇ રહ્યો. પરીણામે એકાએક મશાલોનું અજવાળું જણાયું. તે અજવાળામાં અનેક કાળા વસ્ત્રધારીયો દોડી આવતા જણાયા. કનક વગેરેએ જાણી લીધું કે નક્કી તેઓ દુશ્મનોજ છે. હવે બચાવ શી રીતે કરવો ? શી રીતે સામે થવું ? હથીઆર પણ પાસે નથી.

કનક–કમળા અને જયમલ વિચારમાં પડયાં. દોડી આવતા માણસો જોત જોતામાં નજીક આવી ઉભા. પ્રથમ આવનાર માણસે તેઓને આજ્ઞા આપી કે આ લોકોને પકડી આપણા મુકામે લઇ ચાલો. આજ્ઞાનો અમલ તરતજ થયો. સઘળા માણસો ત્રિપુટીની આસપાસ ફરી વળ્યા. પ્રથમના માણસે સત્તાધિશના અવાજે કનક વગેરેને કહ્યું, " જો તમને તમારો જીવ વ્હાલો હોય તો અમે લઇ જઇએ ત્યાં ચાલો. "

કનક–કમળા અને જયમલ વિચાર કરીને તેઓની સાથે ચાલ્યાં. તળાવની બીજી બાજુએ આવેલી ઝાડીમાં થઇ તેઓ સઘળા એક મય-દાનમાં આવ્યા. પેલા સરદાર જેવા જણતા માણસે સઘળાને મેદાનમાં ઉભા રહેવાનું કહી બે માણસોના કાનમાં કંઇક વાત કરી વિદાય કર્યા.

તે બે માણસો ત્યાંથી દોડી ગયા; અને લગભગ એક કલાકે તેઓ પાછા આવતા માલમ પડયા. આ વખતે તેઓની સાથે બીજા બે માણસો હતા. તેમાં એક મશાલચી અને બીજો એક યુવાન હતો કે જે મશાલવાળાની પાછળ ચાલતો હતો.

એ ચારે જણા મેદાનમાં આવ્યા. મશાલોનો પ્રકાશ સર્વત્ર પથ-રાઇ રહ્યો હતો. મશાલચીની પાછળ ચાલનાર યુવાન જ્યાં નજીક આવ્યો કે સઘળા માણસોએ ઉભા થઇ નમન કર્યું. ગોરવણના અને મોહક મુખના તે યુવાને હસ્તાવદને પૂછ્યું," કરીમ ! મને કેમ બોલાવવો પડયો ? "

કનક વગેરેને લઇ આવનાર માણસ કે જે સરદાર જેવો

જાણીતો હતો, તેનું નામ કરીમબખ્સ હતું. તે ઘણો સૂરવીર અને નીતિવાન હતો. આ આવનાર યુવાનનો તે મિત્ર હતો. યુવાનના પ્રશ્નથી કરીમે હસીને કહ્યું, " ત્રણ દુશ્મનોને પકડી લાવ્યો છું. "

" ક્યાંથી ? " યુવાને પૂછ્યું.

" તળાવપરથી. "

" ક્યાં છે તેઓ ? "

યુવાનના પ્રશ્નની સાથેજ ઘેરો ઘાલી ઉભેલા માણસો દૂર ખસી ગયા, કે તરતજ યુવાનની અને ત્રિપુટીની નજર એક થઇ. જયમલની સાથે તે યુવાનની નજર મળતાંજ તે યુવાન આશ્ચર્ય પામી એકાએક બોલી ઉઠ્યો, " કોણ જયમલ ? "

" હા, મારા આત્મ સ્વરૂપ બન્શીકુમાર ! હું તમારો જયમલ " જયમલ બન્શીના ગળે વળગી રહ્યો. આ અપૂર્વ મિલન હતું. જયમલે કનક–કમળાની ઓળખાણ કરાવી. બન્શી કનકને ભેટ્યો અને કમળાને આશિષ આપી. બન્શીના આનંદનો પાર રહ્યો નહિ. તેણે આનંદી વદને કહ્યું, કરીમ ! આ શત્રુઓ નથી પણ આપણા મિત્રો છે. આ મિત્રોને તું અહિં પકડી લાવ્યો તેને માટે હું તારો ઉપકારી છું. "

" જો તમારો કરીમ અમને પકડી લાવ્યો ન હોત, તો અમે અહિં આવત જ નહિ. "

સઘળા હસ્યા. કનકે પૂછ્યું, " કૃપા કરીને જણાવો કે સુરંગનો નાશ કોણે કર્યો ? "

" અમે. " બન્શીએ કહ્યું.

" બસ મારે એજ જાણવું હતું. નૌત્તમનગરમાં હું એજ કારણે આવીને રહ્યો છું. બન્શીકુમાર ! આ કાર્યને માટે તમને અનેક ધન્યવાદ ઘટે છે. "

" સઘળો ધન્યવાદ રાજ્યાસને બિરાજ્યા પછી આપજો. " બન્શીએ હસીને પ્રત્યુત્તર વાળ્યો.

આ પછી બન્સી સઘળાને લઇ પોતાના ગુપ્ત નિવાસ સ્થાને આવ્યો. ત્યાં તેણે કનક આદીનું સારી રીતે સ્વાગત કર્યું. મોહન-ભુપત અને કનકના બીજા માણસો પણ ત્યાં હતા. કનકે ભુપતને પૂછતાં ભુપતે જણાવ્યું કે અમે અમારા ચોકીદાર મિત્રોને મીજબાની આપવાને જે વખતે તળાવપર આવ્યા તે વખતે ત્યાં અમારા ચોકીદાર મિત્રો સિવાય કોઇ હતું નહિ. અમે અતિ આનંદથી અમારા તે મિત્રોને દારૂ પીવરાવવા લાગ્યા. બાદ એકાએક અમારા આનંદમાં ભંગ પડયો. અમારી આસપાસ અનેક માણસો ખુલ્લી તલ્વારે ફરી વળ્યા અને અમને કંઇપણ જણાવ્યા વિના ત્યાંથી બંદીવાન બનાવી અહિં લાવીને રાખવામાં આવ્યા."

કનક બધી બાબત સમજી ગયો. બાદ બન્સીની સાથે ખાનગી મસલત કરી તે નોત્તમનગર જવાને તૈયાર થયો.

બન્શી કનક-કમળાને વળાવવા ઘણે સુધી ગયો અને પછી હાથ મેળવી છૂટો પડયો.

કનક કમળા અને ભુપત-મોહન આદી માણસો નોત્તમનગરના પંથે પળ્યા. જ્યારે તેઓ દેખાતાં બંધ પડ્યાં ત્યારેજ બન્શીકુમાર પાછો ફરી તેના ગુપ્ત નિવાસ સ્થાને આવ્યો.

## પ્રકરણ ૧૧ મું.

### ચંપક અને પુષ્પક.

મતલબકે બન્દે કયું તું કહેતા હએ મેરા ?
આંખે મીટ ગઇ જગમેં અંધેરા, ફીરતો યહાંપે કુછ નહિ તેરા.
તું કહે મય રાજા હું, તું તખ્ત કહાંસે લાયા ?
બીન સાહેબકી ફીરપાસે, યુંહી કયા તુને હએ પાયા ?
કઓડી કઓડી જોડ કે જીસને જોડે લાખ કરોડ,
આખીરમે કુછ સાથ ન આયા દિયા કફન એક જોડ.

રા. મુન્શી.

આ પ્રમાણે ચંપક ગાન ગાઇ રહ્યો હતો. પુષ્પક બહાર ગએલો હોવાથી મકાનમાં ચંપક એકલો હતો. ચંપકનો સૂર મીઠો અને મોહક હોવાથી સેવકજનો પણ કામ છોડી ચંપકનું ગાન સાંભળી રહ્યા હતા. પુષ્પક હવે સામાન્ય નોકર નહોતો; પણ નૌત્તમનગરનો મોટો સરદાર હતો.

રાણી કળાવતી અને સરદાર દુર્જનસાલ તેની હાએ હા ભણતાં. પુષ્પકને રહેવાને માટે મોટું મકાન મળેલું હતું. એ મકાનમાં પુષ્પકે પોતાના ભાઇ ચંપક સાથે નિવાસ કર્યો હતો. સેવામાં અનેક નોકર ચાકરો હાજર રહેતા.

આજે પ્રભાતકાળે પુષ્પક અશ્વારૂઢ થઇ નગરમાં ફરવા ગયો હતો. ચંપક સેવા-પૂજાથી પરવારી એક ગાદીપર પડી ઉપર પ્રમાણે ગાન લલકારી રહ્યો હતો. ગાવામાં તે એટલો બધો તલ્લીન બની ગયો હતો કે તેને બહાર શું થાય છે તેનું પણ ભાન હતું નહિ.

આ સમયેજ પુષ્પક મકાન આગળ આવ્યો; અને સેવકને અશ્વ સ્વાધિન કરી મકાનમાં પ્રવેશ્યો. ચંપકનું ગાન સંભળાયું. પુષ્પક ધીમે પગલે ચંપકની પાસે આવ્યો. ચંપક ગાન પૂરૂં કરી ઉભો થયો અને બોલ્યો; " આજે આટલા જલ્દી કેમ પધાર્યા ? "

" તારૂં ગાન સાંભળવા. હું તારી પાસે રહું છું ત્યારે તું કંઇ પણ ગાતો નથી અને જ્યારે હું બહાર જાઉં છું ત્યારે તું ગાય છે. આવું જાણીને હું આજે વ્હેલો આવ્યો અને તારૂં ગાન સાંભળ્યું.'

" આપના જેવા મોટા સરદારને મારૂં ગાન ભાગ્યેજ પસંદ પડે. તમારે તો ઉસ્તાદ ગવૈયાનાં અને નિપુણ ગણીકાઓનાંજ ગાન સાંભળવાં જોઇએ. મારા ગાનમાંતો વૈરાગ્ય વિના બીજું કાંઇજ નથી." ચંપકે જવાબ આપ્યો.

" ચંપક ! તારા શબ્દો અને તારૂં ગાન અનુપમ છે. તેની આગળ મને ઉસ્તાદોનાં ગાન પણ તુચ્છ લાગે છે. તારા વૈરાગ્યમય

ગાનમાં પ્રભુતા છે. આજે ત્હેં ગાએલા ગાનથી મને અપાર આનંદ થયો છે.”

“એ તો જાણે સમજ્યા; પણ હવે કહો કે શી નવાજુની છે?” ચંપકે પૂછ્યું.

“આપણું કામ વિજળીની ઝડપે આગળ વધે છે. આપણે ચિંતા કરવા જેવું નથી.”

“બન્શી અને મોહનરાય નામક દેશભકતોનો પત્તો મળ્યો?”

“મળી ગએલોજ છે. તે દિવસે તેઓ વગર બોલે હાજર થશે. ચંપક! વળી તને એક બીજી વાત જણાવું. તે એકે, આ રાજ્યનો ખરો ગાદીવારસ કનક પણ આ વખતે આ નગરમાંજ છે.”

“શું કહો છો?”

“હું ખરૂંજ કહું છું. મને પાકે પાયે ખબર મળી છે.”

“ત્યારે તેને પકડી કેદ કરો.”

પુષ્પક હસ્યો. કંઇ બોલ્યો નહિ. ચંપકને પુષ્પકનું હસવું ભેદમય ભાસ્યું. પુનઃ ચંપકે પૂછ્યું.

“આ સઘળા સમાચાર રાણીને જણાવ્યા?”

“ના, કંઇ જરૂર નથી.”

“તમે બેવફા છો.” ચંપકે હશીને કહ્યું.

“તારા વિના મને બેવફા કોણ કહી શકે?” પુષ્પકે હશીને પૂછ્યું.

“બીજા કંઇ સમાચાર છે?”

“હા.”

“શું?”

“પેલી સુરંગો જળશાયી થઇ છે.” પુષ્પકે જણાવ્યું.

“એ મહાન કામ કોણે પૂર્ણ કરી યશ મેળવ્યો?” ચંપકે પૂછ્યું.

“મહાન દેશભક્ત બન્શીકુમારે.”

“શું તે અહિં છે?” ચંપકે કંઇક આનંદના આવેશથી પૂછ્યું.

" હા, તે અને મોહનરાય અત્રેજ છે."

" તમારૂં મિલન તેમની સાથે થયું છે ? "

" ના, પણ આ એક બે દિવસમાં તેમને મળીશ. "

" તેઓ ક્યાં રહે છે ? "

" તેની કોઇને ખબર નથી."

" ત્યારે ક્યાં જઇને તેમને મળશો ? "

" તેમને મળવાની મારી પ્રબળ ઇચ્છા છે; તો હું ગમે એ પ્રકારે તેમને મળીશ. "

" પણ સ્થળની તો માહિતી નથી ?"

" અંતરયામી સ્થાન જરૂર બતાવશે. "

" ચંપકે થોડીકવાર વિચારવશ રહી પૂછયું, " સુરંગના નાશના સમાચારથી રાણી અને દુર્જનશાલના શોકની સીમા રહી હશે નહિ."

" તેમની દિલગીરી અને શોકનો પારજ નથી."

" સુરંગોનો નાશ કરનાર બન્શી અને મોહનરાય છે એવી તેમને ખબર છે ? "

" હા, ત્યાંના ચોકીદારોમાંના એકે નાશી આવી સર્વ સમાચાર જણાવ્યા છે. "

" ત્યારે તો તે દેશભક્તોને પકડવાને અનેક સૈનિકો છૂટયા હશે ?"

" ના, એવું કાંઇ નથી. તેઓને પકડવાને અનેક સૈનિકો ઘણા દિવસથી ફરે છે; પણ કાંઇ પત્તો લાગતો નથી. આથી તેઓને પકડવાનું કાર્ય મારા માથે આવ્યું છે. "

" શું રાણીએ તમને આજ્ઞા કરી છે ? "

" હા. "

" તમે શું કરશો ? "

" હું જરૂર તેમને પકડીશ. "

" અને પછી ? "

" પ્રથમ તો આનંદથી ભેટીશ. "

"બાદ."

"અહિં લાવી તેમનું સ્વાગત કરીશ."

"પછી ?" ચંપકે પૂછવાજ માંડયું.

"શું પછી ? તેમને પકડવાની ફરજ પૂરી થઇ."

"પણ તેમને રાણીની પાસે લઇ જશો કે નહિ ?"

"શું કરવા ?"

"ન્યાય અપાવવા."

"તેમનો ન્યાય કરનાર ઇશ્વર સિવાય કોઇ નથી."

"તમે આ રાજ્યના નોકર છો એનો કંઇ ખ્યાલ છે ?"

"હા, છે, રાજ્યનું શ્રેય કરવું એ મારો ધર્મ છે."

"અને તમારા માલીકોનું ?"

"કોણ માલીક ?"

"જેઓએ તમને સરદારપદે સ્થાપ્યા છે તેઓ."

"છટ્, પુણ્યવાનનો માલીક પુણ્યવાનજ હોય છે. મારો માલીક મારી પાસેજ છે; અરે સર્વત્ર છે."

"દુનીયાંની નજરે નિમકહરામ કહેવાશો."

"અત્યાચારીયોના ત્રાસથી પ્રજા સત્યાસત્યનો નિર્ણય શીખી છે. કોણ રાજ્યભક્ત છે અને કોણ નિમકહરામ છે તેનું તેને સારી રીતે જ્ઞાન છે."

"પણ તમને સરદારપદ આપનારા શું વિચારશે ?"

"તેમને ગમે ત્યારે વિચારવાનું તો છેજ; પછી ભલેને અત્યારથીજ વિચારે."

"તમારા શબ્દોથી મને ઘણું લાગી આવે છે. તમારૂં હૃદય પત્થરનું છે."

"એટલે ?"

"એજ કે તમે એક પ્રેમી અબળાને પોતાની પ્રિયતમા બનાવી તેની સાથે દગો કરવા ધારો છો. અરે જરીક તો વિચાર કરો કે તેણે તમારે માટે કેટલું કર્યું છે ?"

"ચંપક ! તું કોને માટે આ દલીલ કરે છે ?"

"તમારી પ્રાણ પ્રીયા માટે ?"

"કઇ મારી પ્રાણ પ્રિયા ?"

"અરે વાહરે ! એટલામાંજ ભુલી ગયા કે ? ખરેખર પુરૂષોને સ્વાર્થી કહ્યા છે તે અમસ્તા નહિ. પાષાણ હ્રદયના પુરૂષો સ્વાર્થ સમયે પોતાની પ્રાણ પ્રિયાને કેટલાં વચનો આપે છે; કેવા હાવ ભાવથી બોલાવે છે અને છેવટે ગુલામ જેવો બની રહે છે, પણ સ્વાર્થ પૂર્ણ થતાંજ તેનો પ્રેમ–સુખ–હાવભાવ અદશ્ય થાય છે અને તે ગુલામ બનનારો પુરૂષ પાષાણમય થાય છે. મારો પુષ્પક પણ એવો થાય એમ લાગે છે. અરેરે તે ગરીબ રાણીના કયાં ભોગ લાગ્યા કે તમારા જેવા સખ્ત હૈયાના માણસની પ્રેમ પ્રતિમા બની."

"ચંપક ! તું આજે આ શું બોલે છે ? મને લાગે છે કે તું આજે વાયરે ચઢયો છે."

"તમને ખરેખાત એવું લાગેજ અને હજી પણ લાગશે. હા ! બીચારી રાણી તારી શી દશા !" ચંપકે ઉદ્દગાર કાઢયા.

"હું અજબ થાઉં છું કે દુષ્ટ રાણીની તને દયા આવે છે ?"

"અને હું પણ આશ્ચર્ય પામું છું કે જે રાણી તમને પ્રેમથી બોલાવે છે; તેનેજ તમે દુષ્ટા શબ્દોથી સંબોધો છો."

"તે મારી પર પ્રેમ ધરાવે છે; પણ હું કયાં તેને જીગરથી ચાહું છું ?" પુષ્પકે અકળાઇને પૂછ્યું.

"એ જાણીનેજ હું કહું છું કે તમે તેની સાથે દગાના દાવ ખેલો છો."

"મેં શું દાવ ખેલ્યો ?"

"એક રંક અબળાને મોહાંધ બનાવી."

"મેં તો તેને મોહાંધ બનાવી નથી. પણ તેજ મારે ગળે પડી છે."

"તો તમારી ફરજ છે કે તેને તમારા ગળે વળગાડવી. રંક અબળાને નિરાશ કરવી તે ધર્મ વિરૂદ્ધની વાત છે."

"ચંપક! આજે તું ખૂબ ખીલ્યો છે. મને બનાવવો ધાર્યો છે કે શું?"

"હું શું બનાવું? પ્રભુએજ તમને જોઇએ એવા બનાવી મુક્યા છે." ચંપકે ગંભીરતાથી જણાવ્યું.

"તારી વાત નકામી છે."

"ભલે મારી વાત નકામી છે. પણ મહેરબાન! યાદ રાખજો કે ગરીબ અબળાની હાય જરૂર લાગશે."

"કાને?"

"તમને?"

"શાથી?"

"પ્રેમઘેલીને આશા આપી નિરાશ કરવાથી."

"હું તેની આશા પૂરી કરી શકું એવી સ્થિતિમાં નથી."

"કારણ?"

"હું મારી હૃદય દેવી સાથે પ્રેમની સજ્જડ ગાંઠથી બંધાઇ ચૂકેલો છું." પુષ્પકે હશીને કહ્યું.

"પણ તમારી હૃદયદેવી તમને તેમ વર્તવાની રજા આપે તો?"

"તે આપે જ નહિ. હું તેનું હૃદય બરાબર ઓળખું છું."

"અને કદાચ ધારો કે તેણે રજા આપી તો?"

"ચંપક! આ અગત્યના સમયે આવી વાતો કરી શા માટે સમય વ્યર્થ વિતાવે છે."

"અરે આતો મોંધા મૂલની વાતો છે. એક આશકને તેની માશુકનો પૂર્ણ પ્રેમી બનાવવાનો ઉપદેશ છે. મારો ઉપદેશ સફળ થશે તો મારી ફરજ પણ પૂર્ણ થશે."

"તારી ફરજ?"

"હા, હું રાણીનો સેવક છું; એટલે મારે રાણીને માટે શુભજ કરવું જોઇએ."

"અરે વાહરે મારા ચંપક." આમ બોલતા પુષ્પકે આનંદના

આવેશમાં આવી ચંપકને આલીંગન આપી તેના મુખનું ચુંબન કર્યું.

ચંપકે રોષ દર્શક ભાવથી કહ્યું: "આ શું ? હું ક્યાં તમારી પ્રેમ પ્રતિમા છું કે જેથી મને બાથમાં દબાવો છો અને મને ચૂમો છો ? બીચારી રાણીને આલીંગન આપો કે જેથી કંઇક શાન્ત થાય."

"ચંપક! તુંજ મારૂં સર્વસ્વ છે."

"એટલે હું પણ તમારી પ્રાણ પ્યારી છું ?"

"હા, હું તો એમ જ માનું છું."

"તમને વાયુ તો નથી થયો ને ?"

"તું ગમે એમ માન."

"બાપરે! તમે તો દિવાના થયા ? મને પુરૂષને સ્ત્રી ધારી; ખરેખર આતો ભારે ભયંકર અજાયબીની વાત છે. સરદાર! શરમાવ, કોઇ સાંભળશે તો દિવાના બનાવશે."

"કોને મને ?"

"હાજી, આપ સરદાર બહાદુરને જ."

"ચાલ જવા દે એ વાત."

"કબુલ કરો કે હું હાર્યો ને તું જીત્યો ?"

"જા; એમ પછી કાંઇ ?"

"ચાલો, ત્યારે હું હવે તમને એકવાર આલીંગન આપું." ચંપકે પુષ્પકને પ્રેમથી હૃદય સાથે દબાવ્યો.

બાદ પુનઃ કંઇક વિચાર આવતાં પૂછ્યું; "અરે એતો જણાવો કે પેલા રાજદ્વારી કેદીયોને પેલા પાપાત્માઓએ છોડી મૂક્યા કે નહિ ?"

"આજ સવારમાં સઘળા છૂટયા છે; પણ પેલો જયમલ તો રાત્રેજ પસાર થયો છે."

"કેવી રીતે ?"

"તેના વિશે લોકોમાં અનેક પ્રકારની વાતો ચર્ચાય છે. વિરોધસિંહ અને શયતાનસિંહ જણાવે છે કે જ્યાં જયમલને રાખવામાં આવ્યો હતો; ત્યાં ભૂત લોકો રહે છે અને તેઓએજ જયમલને બંધન મુક્ત કર્યો છે."

" આ વાત માની શકાય એવી નથી."

" મને પણ તેમાં ભેદ લાગે છે."

" વિરોધસિંહ અને શયતાનસિંહ પ્રપંચી અને પાપાચરણી છે."

" મારી અજાણની બહાર નથી."

" તે બન્ને આપણીપર ગુસ્સે છે. આપણું અહિત ઇચ્છે છે."

" તે પણ હું જાણું છું."

" તેમનામાં વિશ્વાસ મુકતાં વિચારવાનું છે."

" હું તેમનાથી સદા સાવધ છું."

" પ્રજાજનો પણ તેઓને ધિક્કારે છે."

" ધિક્કારેજ. પ્રજાને પાયમાલ કરવામાં કારણ ભૂત એજ છે."

" જયમલ તેમનો કટ્ટો શત્રુ છે."

" તે હવે છૂટી ગયો છે." પુષ્પકે જણાવ્યું.

" તેના છૂટવાથી વિરોધ અને શયતાનને દલગીરીનો પાર હશે નહિ."

" એમજ. જયમલને ફરીથી તાબે કરવાને તે પાપીઓએ દોડધામ કરી મુકી છે."

" તેનો બેલી પ્રભુ છે. આપણા ભજવાતા નાટકના બે અંક પૂરા થયા છે; હવે ત્રીજો પૂરો થાય એટલે પત્યું."

" તે પણ નિર્વિઘ્ને પૂરો થશે."

ચંપક અને પુષ્પક આ પ્રમાણે વાર્તાલાપ કરી રહ્યા હતા, એવામાં એક સેવકે તેમની પાસે આવી જણાવ્યું કે; " કોઇ એક વ્યક્તિ આપને મળવા માગે છે."

" તે કોણ છે?"

" અપરીચિત છે."

" આવવા દે."

સેવક ચાલતો થયો. થોડીવારે એક ગૌરવર્ણનો યુવાન ત્યાં આવી ઉભો. આ યુવાને જોકે પુરૂષ પોશાક ધારણ કરેલો હતો; પણ તેની

મુખાકૃતિ બહુધા સ્ત્રીની આકૃતિને મળતી આવતી હતી. ચંપક અને પુષ્પક ધ્યાનપૂર્વક તેને અવલોકી રહ્યા.

આવનાર યુવકે લશ્કરી ઢબે સલામ કરી પૂછ્યું, "આપ બન્નેમાં પુષ્પકરાય કોણ છે?"

"હું પોતે." પુષ્પકે જવાબ આપ્યો.

"આપને એક પત્ર આપવાનો છે."

"કોણે મોકલાવ્યો છે?

"તમારા શુભેચ્છકે."

"નામ?"

"તેનું નામજ શુભેચ્છક છે."

"એવા નામધારી સાથે મારે પરીચય નથી."

"આપને નથી; પણ તેને છે. વળી આપે આપનું......છે તે પણ સારી રીતે જાણે છે." આવનારે હાસ્ય કર્યું.

પુષ્પકને તેના હાસ્યમાં ગંભીર ભેદ ભાસ્યો.

પુનઃ પુષ્પકે પૂછ્યું, "તમારૂં નામ?"

"મારૂં નામ શુભાકાંક્ષી."

"અરે વાહરે! એકનું નામ શુભેચ્છક અને બીજાનું નામ શુભાકાંક્ષી. બન્નેનાં અજબ નામ." ચંપકે કહ્યું.

"જેવાં આપ બન્નેનાં નામ છે એવાં અમારાં પણ છે. એમાં નવાઇ જેવું શું છે?"

"તમે બન્ને શું સગા થાવ છો!"

"તમારા બન્નેને જે સંબંધ છે એવો અમારે પણ છે."

તેના આવા જવાબથી પુષ્પકે અને ચંપકે એક બીજાના સામે જોયું. આવનારે હસી દીધું. પુષ્પક રહેજ ચીઢાઇને બોલ્યો, "તમારૂં વર્તન વિનયશીલ નથી."

"શાથી?"

તમારા હસવાપરથી. એક સરદાર આગળ કેમ વર્તવું જોઇએ

એ તમારે શીખીને અહિં આવવાની જરૂર હતી."

"પણુ અમે તમને સરદાર તરીકે ઓળખતા નથી."

"શું હું સરદાર નથી ?"

"ના, પણુ ઠગ છો વિશ્વાસઘાતક છો."

"ચૂપ બેઅદબ! હમણાંજ તને કેદ કરાવું છું." પુષ્પકે ગુસ્સે થઇ કહ્યું.

"મને કેદ કરતાં યા કરાવતાં આપ પોતેજ તેવી દશાને પાત્ર થાવ નહિ તેની સંભાળ રાખજો. મારીપર આફત આવતાં; તમારી-પરજ આવી સમજજો. હું તમારો દરેક ભેદ–કાર્ય જાણું છું."

"શું જાણે છે ?" પુષ્પકે અકળાઇને પૂછ્યું.

"ધીમેથી કહું કે મોટેથી ?"

ચંપક વિચારવશ હતો. તે તરત સમજી ગયો કે આ પણુ કોઇ ભેદી માણુસ છે. તેણે તેને ધીમેથી કહેવાનું કહ્યું.

તે માણુસે પુષ્પકના કાનમાં ધીમેથી વાત કરી કે જેથી પુષ્પક ચોંકયો. ચંપકના આશ્ચર્યની પણુ સીમા રહી નહિ.

એટલામાંજ તે આગંતુકે કહ્યું; "લ્યો આ પત્ર, હું રજા લઉં છું." કહી તેણે એક નાનો કાગળ પુષ્પકના હાથમાં મુકયો.

પુષ્પકે કાગળ લઇ પૂછ્યું, "તમે કોણુ છો એ તો જણાવો ?"

"મેં મારૂં નામ જણાયું છે. વળી સમય આવે વધુ જણાવીશ. લ્યો રામરામ." આટલું કહી તે માણુસ વિજળીની ઝડપે ત્યાંથી પસાર થયો. ચંપક અને પુષ્પક અજાયબીથી તેની પાછળ જોઇ રહ્યા.

થોડીવારે પુષ્પકે પૂછ્યું, "ચંપક! તે કોણુ હશે ?"

"કોઇક ભેદી માણુસ છે."

"મિત્ર હશે કે શત્રુ ?"

"મિત્ર."

"ત્યારે તેણે તેની ઓળખાણુ કેમ કરાવી નહિ ?"

"કંઇક કારણુસરજ. વારૂ તમે બીજું કાંઈ જાણ્યું ?"

"શું?"

"તે આવનાર પુરૂષ ન્હોતો પણ સ્ત્રી હતી."

"શું કહે છે?"

"સત્ય કહું છું. મેં તેની પૂર્ણ ધ્યાનથી પરીક્ષા કરી હતી. માથે બાંધેલા મોટા સાફામાં તેના વાળ છૂપાયા હતા. વળી ચાલી જતાં ડાબો પગ વેગથી ઉપડયો હતો."

"અજબ! એ બલા કોણ હશે?"

"વળી કોઈ તમારીપર ઘેલી થઇ હશે. ચાલો હવે તેણે આપેલો પત્ર વાંચો." ચંપકે કહ્યું.

## પ્રકરણ ૧૨ મું.

### રાણીનું મ્હોત અને નિર્દોષપર આફત.

પુષ્પકે પત્ર વાંચવા માંડયો. તેમાં આ પ્રમાણે લખેલું હતું.

નૌત્તમનગરના માનનીય નવા સરદાર.

આ પત્રથી તને ગંભીર ચેતવણી આપવામાં આવે છે કે, તારી ઉપર ટુંકમાં ભયંકર આફત આવનાર છે. વળી રાણી કળાવતીનું જીવન પણ જોખમમાં છે. સંભાળ રાખજે, ગફલતમાં રહીશ તો જીતી બાજી હારીશ અને સાથે પ્રાણ પણ ગુમાવીશ. આ પત્રથી તને આશ્ચર્ય થશે. પણ આ પત્રની ચેતવણીને સત્ય સમજજે.

તારા દુષ્મનોએ ભયાનક પ્રપંચજાળ પાથરેલી છે માટે સાવધ રહેજે.

લી.

તારૂં શુભ ઇચ્છનાર.

પુષ્પક પત્ર વાંચી વિચારમાં પડયો. ચંપકની પણ એવીજ અવસ્થા થઇ રહી. થોડીવારે ચંપકે પૂછયું, "કેમ શું વિચાર થાય છે?"

આ પત્રથી આપણને આ ચેતવણી આપનાર કોણ હશે?"

"કોઇ હિતેષીજ હોવું જોઇએ."

" આ નગરમાં આપણું શુભ ઇચ્છનાર કોઇ નથી. "

" કદાચ કોઇ હશે. "

" ચંપક ! આપણા દુષ્મનો કોણ હશે ? "

" તમેજ વિચારી જુઓ એટલે તરત ખબર પડશે. "

" મને તો કંઇએ સમજાતું નથી. "

" સ્વસ્થ થઈ વિચારો. "

" મારી શંકા વિરોધસિંહ અને શયતાનસિંહ પ્રત્યે છે. "

" હું પણ એમજ માનું છું. તેઓ આપણા સુખના દ્વેષી બન્યા છે. આપણી પ્રત્યેની તેઓની નજરમાં ઝેર જણાય છે. "

" ઠીક છે. તેઓનું કાવત્રું હું ધૂળમાં મેળવીશ. પ્રભુ મદદગાર છે, પણ આ પત્ર આપી જનારે આપણી પર મોટો ઉપકાર કર્યો છે."

" તે અત્યારે કહી શકાય નહિ. "

" કેમ ? "

" તે પણ કદાચ શત્રુ હોય. તેના લખવા મુજબ જો કંઈ થાય તો તે જરૂર ભલું ઇચ્છનાર મનાય. બાકી ત્યાં સુધી તેના વિશે કંઇ પણ કહી શકાય નહિ. "

" પત્ર આપી જનારજ પત્ર લખનાર હશે કે કોઇ બીજો ? "

" પત્ર લખનાર બીજો છે પણ આપવા આવનાર સ્ત્રી હતી. "

" એ બન્નેને ખોળી કાઢવાનો પ્રયત્ન કરવો પડશે. "

" વગર પ્રયત્નેજ ખબર પડશે. વારૂં હવે સંભાળજો. તમારી સાથે તમારી પ્રાણપ્યારીનો જીવ પણ જોખમમાં છે. "

" ચંપક ! તું મને શામાટે બનાવે છે ? "

" હું ક્યાં બનાવું છું ? પ્રભુએજ તમને બનાવી મુકયા છે. "

" તું આનો ક્યાં સુધી રહીશ ? "

" જીંદગી સુધી. "

આવી રીતના વાર્તાલાપમાં દિવસ પૂર્ણ થવા આવ્યો. સાયંકાળે બન્ને જણા ઘોડેસ્વાર થઈ નગર બહાર ફરી આવ્યા. ચંપક અને

પુષ્પકને નોત્તમનગરમાં આવી રહે જો કે ઘણા દિવસો થયા નહોતા, પરંતુ તેમણે તેમના મિલનસાર સ્વભાવથી અને પ્રેમથી ઘણા સરદારો અને પ્રજાજનોનાં દિલ જીતી લીધાં હતાં. બન્નેના સહવાસથી સરદારો અને અમલદારો પણ કંઇક સુધર્યા હતા. આથી પ્રજાપરનો જુલ્મ દિવસે ઓછો થતો હતો. ગરીબ–રાંકડી પ્રજા આ બન્નેને દેવરૂપ માનતી.

ચંપક અને પુષ્પક વિરોધસિંહ અને શયતાનસિંહને કંટકરૂપ ભાસતા. એ બન્ને જણાજ ચંપક પુષ્પકના ભયંકર વિરોધીઓ હતા.

રાત્રિ પડી. ગૃહે ગૃહે દીપકો પ્રકાશ્યા. ઘોંઘાટ શાન્ત થવા લાગ્યો. તારાઓ ચળકવા લાગ્યા. દિવસના પરિશ્રમથી શ્રમીત થએલાં જનો આશાએશ મેળવવા લાગ્યાં.

ચંપક અને પુષ્પક રાત્રિના ભોજનથી પરવારી હિંચકાપર હીંચતા હતા. એક સેવક તાંબુલની તાસક લઇ નજીકમાં ઉભો હતો. બન્નેએ પાન સોપારી ખાઇ સેવકને વિદાય કર્યો.

આ અરસ્સામાંજ એક સેવક અંદર આવ્યો. આ સેવક રાણી તરફથી આવેલો હતો. ચંપકે તેને ઓળખી પુછ્યું, " ગણપત ! કેમ આવ્યો ? "

" ભાઇ સાહેબને બોલાવવા."

" રાણીશ્રી બોલાવે છે ને ? " ચંપકે હસતાં હસતાં પૂછ્યું.

" હા."

" રાણીશ્રી શું કરે છે ? " પુષ્પકે પૂછ્યું.

" તમારી જપમાળ જપે છે. " ગણપત જવાબ આપે તે પહેલાં ચંપકે હશીને જવાબ આપ્યો.

પુષ્પકે હસતા વદને ચંપક સામે જોયું, અને પછી રાણીની પાસે જવાને ઉભો થયો. ચંપકે પણ તેની સાથે જવાની તૈયારી કરી. આથી પુષ્પકે પૂછ્યું, " તું કયાં જાય છે ? "

" તમે જાઓ છો ત્યાં. "

" હું તો રાણીજી પાસે જાઉં છું. "

" હું પણ ત્યાં આવું છું."

" શું કરવા ? "

" જાણુતા નથી કે દર ત્રીજે દિવસે રાત્રિએ મારે રાણીના મહેલે રહેવું પડે છે ?"

" હા, બરાબર. ચાલ ત્યારે આપણે સાથેજ જઇએ."

ચંપક અને પુષ્પક ગણુપતની સાથે રાણીના મહેલે આવ્યા. પુષ્પકે ગણુપતને વિદાય કર્યો અને પછી ચંપકથી જુદા પડતાં કહ્યું, " ચંપક ! હું જાઉં છું. "

" પધારો અને સંભાળજો કે ઝેરનો પ્યાલો પી જવાય નહિ. "

" એટલે ? "

" પ્રેમપંખાણી પંખીને પ્રેમમાં ફસાવે નહિ."

" શું હું ફસાઉં એવો છું ? શું તને મારી ખાત્રી નથી ? "

" તમારી ખાત્રી પૂરેપૂરી છે. પણ કામ આંધળો છે. રાણી અનંગથી અકળાએલી છે, સ્વરૂપવંતી છે, વળી રાત્રિ છે. એકાન્ત છે, માટે સંભાળની ઘણી જરૂર છે. "

" પુષ્પકના હૃદયથી તું સંપૂર્ણ પરીચીત છે, છતાં તારૂં બોલવું વિચિત્ર છે. ચંપક ! હું સૃષ્ટિની તમામ સુંદરતા મારી હૃદય દેવીમાંજ જોઉં છું. તેના સિવાય અન્ય અબળાઓને માતા અને ભગીની સમાન સમજું છું. "

" તે સઘળું હું જાણું છું, પણ ફરજ સમજીનેજ ચેતાવું છું. જાવ સુખેથી પધારો. "

" તું કયાં હોઇશ ? "

" રાણીના શયન ભુવનની જમણી બાજુએ આવેલા ઓરડામાં."

પુષ્પક ચાલતો થયો. ચંપક પણ તેના સ્થાન તરફ જવા રવાના થયો.

મહેલમાં થોડે થોડે અંતરે દીવાઓ સળગતા હતા. પુષ્પક રાજ-મહેલના ઉપરના ભાગમાં આવેલા રાણીના શયન મંદિર તરફ ચાલ્યો.

ઉપર આવેલા એક મોટા ઓરડામાં થઇને રાણીના શયન ભુવનમાં જવાતું હતું. પુષ્પકે એ ઓરડામાં પ્રવેશી આગળ ચાલવા માંડ્યું. આ ઓ· રડાની નજીકમાં એક બીજો નાનો ઓરડો આવેલો હતો. આ સ્થળે આ વખતે એક પણ દીવો આવેલો નહોતો. અંધકાર વ્યાપેલો હતો. પુષ્પક માર્ગથી પરીચીત હોવાથી બેધડક ચાલ્યો જતો હતો. એવામાં તેને એવો ભાસ થયો કે નજીકના નાના ઓરડામાં કોઇક વાતો કરે છે.

પુષ્પક એ તરફ ગયો. જુએ છે તો તે નાના ઓરડાનાં દ્વાર બંધ હતાં. પુષ્પકે કાન માંડયા. અંદર બે માણસો ધીમેથી વાતો કરતાં હતાં. પુષ્પક બન્નેની વાતો સાંભળવા લાગ્યો. તેઓની વાતચીત પરથી પુષ્પકે જાણી લીધું કે, વાતો કરનાર કોઇ પુરૂષ અને સ્ત્રી છે. બન્ને જણાં ઘણા ધીમા અવાજે વાતો કરતાં હતાં. તેમની ધીમી વાતો પુષ્પકથી બરાબર સાંભળી શકાતી નહોતી.

છેવટે બન્નેની વાતો પૂર્ણ થઇ. વાતો કરનારાં દ્વાર તરફ આવતાં હોય એમ જણાયું. તરત પુષ્પક ત્યાંથી ખશી બાજુમાં છૂપાયો. થોડી વારેજ બારણાં ઉઘડયાં. બે માણસો બહાર નીકળ્યાં. અંધકાર હોવાથી તેમને ઓળખી શકાય એમ નહોતું. પણ બન્નેના બોલવાના અવાજ પરથી સ્ત્રી–પુરૂષનું અનુમાન થતું હતું. પુષ્પકના આશ્ચર્યની સીમા ન્હોતી. તેને સ્વપ્ને પણ આશા ન્હોતી કે રાજમહેલમાં આવી ખાનગી વાતો ચાલતી હશે. પુષ્પક વિચારતો હતો કે આ બન્ને કોણ હશે ? બન્ને સારાં માણસ હોય એમ જણાતું નથી. તેઓ દુષ્ટ છે એવી ખાત્રી તેમની આ છૂપી હીલચાલથી થાય છે. લાવ ત્યારે તેમની આગળ જાહેર થઇ ખાત્રી કરૂં ? પુષ્પક વિચારમાં પડયો અને બોલ્યો, " ના, અત્યારે સાહસ કરવાનો સમય નથી. જોઉં છું કે તેઓ શું કરે છે અને ક્યાં જાય છે. "

પુષ્પક શાન્ત થઇ ઉભો. પેલાં બન્ને વાતો કરનારામાંના એકે કહ્યું, " લે ત્યારે હું હવે જાઉં છું. "

" પધારો. " સ્ત્રીના કોમળ કંઠમાંથી જવાબ મળ્યો.

" મેં કહેલું ભુલીશ નહિ. " તે પુરૂષે કહ્યું.

" બેફીકર રહેજો. સઘળું આપના કહેવા મુજબજ થશે. પણ......

સ્ત્રી આગળ બોલી શકી નહિ, પણ તત્કાળ તે પુરૂષે તેને ધીમેથી કહ્યું, " તારા મનની વાતથી હું સારી રીતે જાણીતો છું. મારા સુખમાં તારો અર્ધો ભાગ છે. "

" પણ કદાચ મારી સાથે તમે......"

તે સ્ત્રીને વધુ બોલતી અટકાવી વચ્ચેજ તે બોલ્યો, " બસ, વધુ બોલીશ નહિ, તું જેવો ધારે છે તેવો હું નથી. લે આ મારા બાપદાદાનો કોલ. "

પુરૂષે સ્ત્રીના હાથમાં વચન આપ્યું. તત્કાળ તે સ્ત્રી વિજળીની ઝડપે ત્યાંથી જતી રહી. પુરૂષ પણ વિદ્યુત વેગે ચાલતો થયો.

બન્ને કયાં ગયાં તે અંધારામાં જોઇ શકાયું નહિ. તેમને પકડીને વાત જાણી લેવાનો પુષ્પકનો વિચાર તેના મનમાંજ સમાયો. પુષ્પક થોડીવાર સુધી ઉંડા વિચારમાં ગરકાવ થયો. વિચારને અંતે તે આત્મગત બોલ્યો કે, મારા ધારવા પ્રમાણે એ બન્ને જણાં બીજાં કોઇ નહિ પણ વિરોધસિંહ અને આ મહેલની એકાદ દાશી હોવી જોઇએ. તે બન્ને જણાંએ કંઇક ભયંકર પ્રપંચજાળ પાથરવી શરૂ કરવાનું નક્કી કર્યું હોય એમ અનુમાન થાય છે. ફીકર નહિ. જોઇ લેવાશે. પાપીઓનું કાવત્રું પલકમાં પકડાશે. ચાલ રાણીની પાસે જાઉં અને તમામ દાશીઓને એકત્ર કરી દરેકના અવાજ પરથી ઓળખી કાઢું કે એ વાતો કરનારી સ્ત્રી કોણ છે.

પુષ્પક ઉતાવળે પગલે રાણીના શયન ભુવન તરફ જવા લાગ્યો.

રાત્રિના દ્વિતીય પ્રહરનો સમય હતો. રાણીના અવાસમાં દીપકો ઝગઝગી રહ્યા હતા. રાણી કળાવતી એક સોફાપર ચિંતાગ્રસ્ત મુખે બેસી રહી હતી. તેનું મુખ ચિંતાથી ઘેરાએલું હતું. તે આતુરતાથી પુષ્પકના આગમન દ્વાર તરફ જોઇ રહી હતી. રાણીની નજીકમાં

મુખ્ય દાસી ઉભી હતી. બન્નેમાં મૌન પ્રવર્તાએલું હતું.

આ સમયે જ પુષ્પકે ત્યાં પ્રવેશ કર્યો. તેને જોતાંજ રાણીના મુખપર છવાએલી ઉદાશીનતા કંઇક અંશે દૂર થઇ. પુષ્પકે પ્રવેશતાં જ દાશીના મુખ સામે જોયું. તેણે એવી નજરથી દાશી સામે દ્રષ્ટિ કરી કે જેથી દાશી તેના જોવાનો તાપ સહન કરી શકી નહિ. તેણે તરતજ નીચું જોયું. તેના નીચે જોવાથી પુષ્પક સમજ્યો કે પેલા પુરૂષની સાથે વાતો કરનાર આ દાશી હોવી જોઇએ. કારણ કે મારી દ્રષ્ટિની સાથેજ તેણે નીચે નિહાળ્યું. વળી તેના હૃદયમાં ભયનો કંપ પણ જણાઇ આવે છે. આ તેજ સ્ત્રી છે એવી ખાત્રી તેના અવાજ પરથી જણાશે.

પુષ્પક આમ વિચાર કરી રહ્યો હતો. એવામાંજ રાણીએ તેને નજીકના આસન પર બેસવાનું સૂચન કરી દાશી પ્રત્યે કહ્યું; "દાશી! જા દુધના પ્યાલા લઇ આવ."

દાશી માથું નમાવી ચાલતી થઇ. પુષ્પક તેની પાછળ જોઇ રહ્યો. રાણીને તેનું જોવું આશ્ચર્યમય જણાયું. આથી રાણીએ પૂછ્યું, "સરદાર! તમે વારંવાર દાશીની તરફ કેમ દૃષ્ટિ કરો છો ?"

"મહારાણી! એક જબરૂં કાવત્રું રચાયું છે. તેમાં મારો અને તમારો જીવ લેવાનો ઠરાવ થયો છે."

"શું આ ખરી વાત છે. ?"

"હા. મને એક અપરીચિત વ્યક્તિ તરફથી અહિં આવતાં પહેલાંજ એક ચેતવણી પત્ર મળ્યો છે."

"ક્યાં છે તે પત્ર ?"

"આ રહ્યો, લ્યો વાંચો."

પુષ્પકે રાણીના હાથમાં પત્ર મુક્યો. રાણી વાંચવા લાગી. આ વખતે દ્વારની પાસે કોઇ ઉભું રહી વાતો સાંભળતું હોય એમ પુષ્પકને જણાયું. પુષ્પક ઉભો થયો અને એ તરફ ગયો. તેણે શું જોયું ? દુધ લેવા ગએલી દાશી ચાલી જતી જણાઇ. પુષ્પકના વ્હેમમાં વધારો

થયો. પુનઃ તે પાછો આવી આસને બેઠો.

રાણીએ પત્રની વિગત વાંચી. તેના મુખપર ગુસ્સાની લાગણી પ્રકટી નીકળી. રાણી બોલી, " આને માટે તપાસની જરૂર છે. આ કાવત્રાંબાજોને શોધી કાઢી ઠાર કરવાં જોઇએ."

" તેમજ થશે. એક બે દિવસમાં તેમનો ફેંસલો આવી જશે." રાણીશ્રી! હું આપને કંઇક પૂછવા ધારૂં છું."

" તમે મારૂં સર્વસ્વ છો. તમારે જે પૂછવું હોય અને કહેવું હોય તે ખુશીથી કહો."

" આપની સેવાને અર્થે કેટલી દાશીયો આ મહેલમાં રહે છે?"

" વીસ દાશીયો."

" અત્યારે કેટલી હાજર હશે?"

" તમામ."

" દુધ લેવા ગએલી બાઇ પણ દાશીજ હશે?"

" હા, તે મારી મુખ્ય દાશી છે."

" ઠીક." પુષ્પક વિચારમાં પડયો.

તેને વિચારમાં પડેલો જાણી રાણીએ પુછ્યું, " શું વિચાર કરો છો?"

" મને મુખ્ય દાશીપર વ્હેમ છે."

" શાનો?"

', કાવત્રામાં સામેલ હોવાનો."

" મારી મુખ્ય દાશી પૂર્ણ વફાદાર છે."

" ખાત્રીથી કહો છો?"

" હા, તે મારી સેવામાં ઘણાં વર્ષોથી છે."

" એવાં વફાદાર પણ સમય આવે બદલાય છે એ તો આપનાથી અજાણ્યું નહિ હોય?"

" પુષ્પક! આજની તમારી વાતથી હું અજબ થાઉં છું. મારી દાશીપર શંકા લાવવાનું શું કારણ છે?"

પુષ્પકે તમામ વાત રાણીને વિદિત કરી. રાણીના આશ્ચર્યની સીમા રહી નહિ. એવામાંજ દુધ લેવા ગએલી દાશી દુધના પ્યાલા લઇ હાજર થઇ અને એક ગોળ ટેબલપર દુધના પ્યાલા ગોઠવી નજીકમાં બેસી પાન બનાવવા લાગી.

પુષ્પકે તેના બોલાવવાના હેતુથી પૂછ્યું, "પાન તાજાં છે કે વાશી છે?"

પુષ્પકને પ્રશ્ન પૂછતો જોઇ દાશી પ્રથમ તો ગભરાઇ; પણ તરત જ ગભરાટને ત્યાગી બોલી, "પાન તાજાં જ છે."

"ચૂનો થોડો ચોપડજે."

"સારૂં."

પુષ્પક સમજી ગયો કે દાશીનો અવાજ પેલી બાઇને મળતોજ આવે છે. ત્યારે શું તે બાઇ આજ હશે? શું ખબર પડે? આ દાશી દેખાવમાં સુંદર છે. તેના મુખપર નિર્મળતા છે. વળી તે વફાદાર છે એવું રાણી પણ ખાત્રીથી કહે છે. ત્યારે મારાથી તેનીપર શંકા કેમ લવાય? ગમે એમ પણ કોઇ કાવત્રાબાજ બલા આ મહેલમાં છે એ તો નક્કી. હું તે બલાને જરૂર ખોળી કાઢીશ અને તેની પ્રપંચ જાળને અધવચથી જ તોડીશ.

પુષ્પક અને રાણીએ દુધ પી લીધું. દાસીએ તૈયાર કરેલાં પાન આપ્યાં. રાણીએ પાન મુખમાં મૂકી દાશીને ત્યાંથી જવાની આજ્ઞા કરી. દાશી પુષ્પકની તરફ નજર ફેંકી ચાલતી થઇ. પુષ્પકને તેની આંખ વિચિત્ર જણાઇ.

દાશીના ગયા પછી રાણીએ પૂછ્યું, "કેમ ખાત્રી થઇ ને?"

"ના, મારી શંકા હજી કાયમ છે." પુષ્પકે જવાબ આપ્યો.

"તમારો વ્હેમ બીજા કોઇ પર છે કે?" રાણીએ પૂછ્યું.

"હા."

"કોનાપર?"

"વિરોધસિંહ અને શયતાનસિંહ પર."

રાણી વિચારમાં પડી. વિરોધનું નામ સાંભળી તેના મુખપર વિષાદની ઘોર છાયા છવાઇ. એટલામાં પુનઃ પુષ્પકે કહ્યું, "તે બન્ને સરદારો આપણો જીવ લેવા ઇચ્છે છે અને આપણા દુષ્મનોને મળી ગયા હોય એવો વ્હેમ પડે છે. વળી મેં એમ પણ સાંભળ્યું છે કે જે જયમલ કેદમાંથી છૂટો થઇ ગયો છે, તે એ બન્ને સરદારો વિશે ઘણું જાણે છે. તે બન્ને પાપીઓ પોતાનું પોકળ ફુટે નહિ તેને માટે જયમલને મારી નાખવાને ઇચ્છતા હતા. પણ જયમલ નાશી છૂટવાથી તેઓની ઇચ્છા નિરાશામાં બદલાઇ છે."

વિચારમાંથી જાગી રાણી બોલી, વિરોધસિંહ કદાચ વિશ્વાસઘાતી નીવડે. આપણે જયમલને બોલાવી સઘળું જાણવું જોઇએ."

"મહારાણી! આપણને જયમલનાં દર્શન દુર્લભ છે. તે દેશભકતોના રક્ષણમાં રક્ષાએલો છે. તેઓ કયાં છે તેની કોઇને પણ ખબર નથી."

"વિરોધસિંહ અને શયતાનસિંહને કેદ કરો,"

"અપરાધ સાબીત્ત થયા વિના કેદ કરાય નહિ."

"પણ તેઓ જરૂર ભય રૂપ થઇ પડશે."

"ભયને વિદારનાર વીર હાજર છે ત્યાં સુધી શી ફિકર છે?"

"પુષ્પક તમારા સિવાય વફાદાર માણસ હાલ કોઇ નથી. આખું નગર બેવફા થઇ ગયું છે. હું મારો વિશ્વાસ કોની પર મૂકું! દેશભકતોના વિજય સમાચારથી આપણા સરદારો પણ હિંમત હારી ગયા છે અને શત્રુઓ સાથે મળી જવાની ખટપટ ચલાવી રહ્યા છે. દુર્જનસાલનું મન પણ બ્રમીત થએલું જણાય છે. આવી અવસ્થામાં શું કરવું અને શું ન કરવું તેની મને સમજ પડતી નથી. મારૂં હૃદય અશાન્ત છે. મને કંઇ પણ ચેન પડતું નથી. મારૂં મન બળ્યા કરે છે. રાત્રિએ સ્વપ્નો પણ ભયંકર આવે છે. અનીષ્ટ નજીકમાં હોય એમ બાસે છે. પુષ્પક! તુંજ મારો શાન્તિદાતા છે. કહે હું શું કરૂં?" રાણી બોલતાં ગળગળી થઇ. તેનું મુખ દયામણું જણાયું. પુષ્પકે નિ-

રાશ-હતાશ બનેલી રાણીને કહ્યું, "રાણીજી! જે કાળે જે થવાનું છે તે જરૂર થશે. આવા સમયમાં હિંમત હારવાથી કંઇ પણ વળનાર નથી. તમે સઘળા શોકમય વિચારનો ત્યાગ કરો. હું જ્યાં સુધી તમારી પાસે છું; ત્યાં સુધી તમને ભય નથી. હું આપણા દુષ્મનોને થોડા દિવસમાં પકડી કેદ કરીશ. આ રાજ્યના કેટલાક સરદારો મને સરદારની પદવી મળવાથી મારી પર ગુસ્સે થએલા છે. પણ મને તેમની પરવાહ નથી."

"દેશભકતોનો વિજય પણ વિજળીની ઝડપે થતો જાય છે. આપણા તાબાનાં તમામ રાજ્ય અને નગરો તેમણે જીતી લીધા છે."

"રાણી! મારી માન્યતા છે કે જ્યાં સત્ય છે; ત્યાંજ વિજય છે."

"શું ત્યારે આપણો પરાજય થશે? આપણું રાજ્ય દુષ્મનોને તાબે થશે?" રાણીએ ઉત્કંઠાઇને પૂછ્યું.

"તે મારાથી કેમ કહી શકાય."

"આપણે છેવટ સુધી લઢીશું."

"તે સિવાય રસ્તો આવે તો?"

"શું?" રાણીએ અધીરાઇથી પૂછ્યું.

"આપણે તેઓની સાથે સુલેહ કરીએ."

"છટ, આવા કાયરના વિચાર ઉત્પન્ન થતા જોઇ હું આશ્ચર્ય પામું છું. પુષ્પક! તું સૂરવીર-બહાદુર છે. બહાદુર માણસ આવા નાલાયક વિચારોને કદાપી સ્થાન આપેજ નહિ. વ્હાલા પુષ્પક! તું મારૂં સર્વસ્વ છે. તું સૈનિકો સાથે દુષ્મનોની સામે થજે અને યુદ્ધમાં વિજય મેળવજે. યાદ રાખજે કે તારી બહાદુરી અને વિજયનું ઇનામ મારે છે. આ નૌતમનગરનું રાજ્ય અને રાણી સદાની તારીજ છે."

"રાણી! ગભરાવાનું પ્રયોજન નથી. પુષ્પક વીર છે. તે તેનો ધર્મ શું છે એ યથાર્થ સમજે છે. માટે નિર્ભય રહો."

રાણી અને પુષ્પક આ પ્રમાણે વાતો કરી રહ્યાં હતાં; એવા-

માંજ ચંપકનું ગાન સંભળાયું. રાત્રિના શાન્ત સમયે ચંપક તેના શયન સ્થાનમાં સીતારની સાથે સૂર મેળવી ગાન લલકારી રહ્યો હતો. ગાનનો સૂર કાનપર અથડાતાં રાણી બોલી, " આ ચંપકનું ગાન. "

" હા, એ તેનોજ અવાજ. " પુષ્પકે કહ્યું.

" તેનો કંઠ કોમળ છે. "

" સાથે ગાયનમાં પણ ઉસ્તાદ છે. "

" સાંભળો; તે શું ગાય છે. "

રાણી અને પુષ્પક ચંપકનું ગાન ધ્યાનપૂર્વક શ્રવણ કરી રહ્યાં.

રાત્રિના શાન્ત સમયે ચંપકનું ગાન ચારે તરફ ફેલાઈ રહ્યું હતું. ગાનના પ્રભાવથી શાન્તિ વિશેષ વ્યાપતી હોય એવો ભાસ થતો હતો. ગાન ઉપદેશાત્મક આ પ્રમાણે હતું.

લાખ બાતકી એક બાત દીલમે રખલે,
પરધનકો પત્થર તું સમઝે પરનારી મા બહેને જાને,
મનકો કર બસમે.
ખોટેસે તું ખુદકો બચા લે, હિરસો હવસ દિલસે તું મીટા દે,
પાલનહારકી બન્દગીમે તન મનકો લગાદે,
જીસ્સે દુન્યા તું ઝીતે મનકો કર બસમે.

**રા. મુન્શી.**

ગાન પૂર્ણ થતાં પુનઃ શાન્તિ પ્રવર્તાઇ રહી. પુષ્પકે પૂછ્યું, " રાણી સાહેબા ! ગાન પસંદ પડયું ? "

" ચંપકના કોમળ કંઠનું ગાન મને ઘણુંજ પ્રિય લાગે છે. ગાન બોધક છે. ચંપકને આવાં ગાન ગાવાં બહુ ગમે છે. "

" એટલે ? "

" ચંપકને ભકતીમય ગાન સારાં આવડે છે. "

" તમે બીજાં સાંભળ્યાં છે ? "

" હા, બે ત્રણ વખત તેને ગાતો સાંભળ્યો છે. પુષ્પક ! યુવાન અવસ્થામાં ભકતીમય ગાન ગાવાં એ ભવિષ્યની ભયંકરતા છે. "

" એમાં ભયંકરતા શાની ? "

" નિરંતર એવાં ગાન ગાવાથી સંસાર પરથી મન ઉઠી જાય છે."

" તેથી એક રીતે ફાયદોજ થાય છે. સંસાર પરથી દિલ ઉઠાવનાર પ્રભુને પ્રાપ્ત કરી પરમ સુખદ્ માર્ગે ગમન કરે છે. "

" પણુ તેનો સંસાર વૃથા જાય છે. યુવાનીનું સુખ વૃથા ગુમાવે છે. મનુષ્ય જન્મ દેવને દુર્લભ હોય છે. કોણુ જાણે કે મરણુ પછી શુંએ અવતાર મળશે. જે માણુસ સંસારમાં આવી સુખનો ઉપભોગ નથી કરતો તેનું જીવન નકામું ગણુાય છે. "

" જીવન નકામું ગણુાય છે, સુખ વૃથા થાય છે; પણુ અક્ષય સુખ પ્રાપ્ત થાય છે એ જાણો છો ? "

" હું તો એમજ માનું છું કે જીવતાં જે સુખ ભોગવ્યું તેજ ખરૂં સુખ છે. બાકી મરણુ પછી સુખ મળશે એવું હું માનતી નથી. બીચારો ચંપક આવાં ગાનમાં ગુલતાન રહેવાથી સુખને ગુમાવશે, મને તેને માટે જેટલું નથી લાગતું તેના કરતાં વધુ તેને પાને પડેલી તેની પ્રેમદાને માટે લાગી આવે છે. "

પુષ્પક હસ્તા વદને બોલ્યો, " ચંપકનો જેની સાથે પ્રેમ છે; તે પ્રેમીની સત્તા તેનીપર વધારે ચાલે છે. "

" જો એમ હોય તો ઘણું સારૂં. પુષ્પક! આ યુદ્ધનો અને આફતનો પ્રસંગ પૂર્ણુ થતાં હું મારી ઇચ્છા પૂર્ણુ કરીશ અને પછી ચંપકને અને તેની પત્નીને પણુ મોટા પદે ચઢાવી સુખી કરીશ. "

" મારા હૃદયાત્મા પ્રત્યેની આવી શુભ લાગણીને માટે હું તમારો ઉપકાર માનું છું. "

" ઉપકારનો બદલો વાળી આપો. " રાણીએ આંખો નચાવતાં પૂછ્યું.

" આપની ઇચ્છા હોય તે જણાવો ? "

" મેં મારી ઇચ્છા જણાવી દીધી છે. "

" ત્યારે મેં પણુ મારા હૃદયની ઇચ્છા જણાવી છે. "

"પુષ્પક! કાલની કોને ખબર છે? તમે વિજય મેળવ્યા પછી મારી આશા પૂર્ણ કરવાનું કહ્યું છે, પણ મને વિજયમાં શંકા છે."

"શંકાને હૃદયમાં શા માટે સ્થાન આપો છો? માણસે હમેશાં ઉંચા વિચાર કરવા જોઇએ. આપણે પરાજયના વિચાર કરીશું તો જરૂર પરાજયજ મેળવીશું. માટે એવા હલકા વિચાર નહિ કરતાં વિજયના વિચાર કરો. ઉત્તમ વિચારથી અસાધ્ય કાર્ય પણ જલ્દી પૂર્ણ થાય છે. તમે કહો છો કે કાલની કોને ખબર છે. પણ જાણતાં નથી કે માણસની આશા અમર છે?"

"તમે બોલવામાં બંધાવ એવા નથી."

"બોલો હવે બીજી કંઇ આજ્ઞા છે?" પુષ્પકે વાત બદલાવા પૂછ્યું.

"ના, પણ આજે મારૂં મન અસ્વસ્થ લાગે છે."

"શાથી?"

"મને કંઇજ ખબર પડતી નથી. જીવ બળ્યા કરે છે. ભયના ભણકારા વાગ્યા કરે છે."

"હૃદયની નિર્બળતાનું એ એક કારણ છે. પ્રભુ સ્મરણ કરી શયન કરો. નિદ્રા પ્રાપ્ત થતાં વ્યાકુળતા દૂર થશે."

"આજે મને પૃથ્વી પણ ભયંકર ભાસે છે. વળી નિદ્રા નહિ છતાં આંખ્યો ભારે લાગે છે. પુષ્પક! તમારી ઇચ્છા હોય તો થોડુંક મધ પ્રાસન કરીએ?"

"વિજય મેળવ્યા સિવાય મધપાન કરવું નહિ એવી મેં પ્રતિજ્ઞા કરેલી છે. આપ સુખેથી મધ પીઓ."

"તમે પ્રતિજ્ઞાઓ શા માટે લ્યો છો? શું પ્રતિજ્ઞા વિના કાર્ય સીદ્ધી ન થઇ શકે?"

"પ્રતિજ્ઞા એ કાર્ય સીદ્ધીનું બળ છે. તે પૂર્ણ કરવાને માટે મનુષ્યો હિંમતથી કાર્ય પૂર્ણ કરે છે."

"દાશી! શરાબ લાવ." રાણીએ આજ્ઞા આપી.

જોડેના ખંડમાં બેઠેલી દાશીએ રાણીની આજ્ઞાથી મદ્ય પાત્ર લાવી હાજર કર્યું. રાણીએ એક નાનો પ્યાલો ભરી મદ્યપાન કર્યું. દાશીએ પાન બનાવી આપ્યું. રાણી પાન ચાવતી હિંચકાપર બેઠી. તેણે પુષ્પકને પોતાની સાથે બેસવા કહ્યું; પણ પુષ્પકે સવિનય ના પાડતાં પોતાની પ્રતિજ્ઞા સંભળાવી. રાણીના હૃદયમાંથી ઉષ્ણ નિઃશ્વાસ નીકળ્યો. રાત્રિ–એકાન્ત અને યુવાન પુરૂષ સમિપમાં છતાં ઇચ્છાપૂર્ણ થતી નથી જાણી મદીરાથી મદમસ્ત થએલી મહીલા મનમાં દુઃખી થવા લાગી.

પુષ્પકે વાત બદલવા અનેક યુક્તિઓ કરી; પણ રાણી એકજ વાતને વળગી રહી. પુષ્પકે ઘણી દલીલો કરી, ઘણી વાતો સમજાવી ત્યારે કંઇક વાતમાં સંમત થઇ. હવે વધુવાર આ સ્થળે રોકાવું યોગ્ય નથી. રાણી મદ્યથી ઉન્મત્ત બનતી જાય છે. તેની આંખ્યો નીશાથી ઘેરાય છે. રખેને પાછી તેની કુટીલ વાસના પૂર્ણ કરવા હઠ કરે. માટે અહિંથી જવું ઉચિત છે. આમ વિચારી પુષ્પક બોલ્યો, " હું જાઉં છું. "

" ક્યાં ? " રાણીએ આશાતુર નયને પુષ્પક સામે જોઇ પૂછ્યું.

" ચંપકના શયન સ્થાને. "

" આજે અહિંજ શયન કરો. "

" અગ્નિ અને ઘી એકત્ર થવાથી પ્રચંડ જ્વાળા ઉત્પન્ન થાય છે. "

" ભલેને થાય એમાં શું ? "

" પ્રતિજ્ઞાનો ભંગ થતાં ક્ષત્રીયવીર એક ક્ષણ પણ જીવન ધારણ કરી શકતો નથી."

" તમે હઠીલા છો. પ્રતિજ્ઞા શબ્દ વચમાં લાવી મને દુઃખી કરો છો. "

" રાણીજી ! દુઃખને અંતે મહાન સુખ રહેલું છે. મારી પ્રતિજ્ઞા વિજયા દશમીએ પૂર્ણ થનાર છે એવું હું આપને જણાવી ચૂક્યો છું.

વિજયા દશમી હવે નજીકમાં છે. એટલા થોડા દિવસ ધીરજ ધરો. ”

“ હું ત્યાં સુધી ધિરજ ધરીશ, પણ વિજયા દશમીએ તમારી પ્રતિજ્ઞા પૂર્ણ થાય અથવા નહિ, પણ તેના બીજે દિવસે તમારે મારે આધીન થવું પડશે. ”

“ જરૂર. ”

“ પધારો ત્યારે. ”

પુષ્પક ઉઠયો અને જ્યાં ચંપક હતો ત્યાં આવ્યો. બન્ને ભાઇને રહેવાને જો કે મોટું મકાન મળેલું હતું; પણ રાત્રિએ પુષ્પકને સૂવાનું તો રાજમહેલમાં જ હતું. રાણીના શયનમંદિરથી થોડેક દૂર આવેલા એક સુંદર ઓરડામાં બન્ને ભાઇનું શયનસ્થાન હતું.

ચંપક અને પુષ્પકે થોડીવાર વાતો કરીશયન કર્યું. પેલી તરફ રાણી પણ પર્યંકમાં પોઢી ગઇ. દાશીએ દીપકો ઓલવી નાંખ્યા. ફક્ત એક ઝાંખો દીપક સળગતો રહેવા દીધો.

મધ્યરાત્રિ વીતી ચૂકી હતી. મહેલના ચોકીદારો રાત્રિ વિતવાથી આડા થયા હતા. તેમાંના જે જાગતા હતા તેઓ પણ અર્ધ નિદ્રીત હાલતમાં હતા. અંધકારમયી રાત્રિ હતી. બહાર ઘોર અંધકાર વ્યાપેલો હતો. રાણીના સૂતા પછી એક કલાકના સુમારે ઝીણી સીસોટીનો અવાજ સંભળાયો. સીસોટીનો અવાજ રાણીના શયનસ્થાનની બાજુમાં આવેલા ઓરડામાંથી થયો હતો. તે ઓરડો મુખ્ય દાશીનો હતો. સીસોટીનો અવાજ સાંભળી એક શ્યામ વસ્ત્રધારી કદાવર વ્યક્તિ ધીમે પગલે રાણીના શયનભુવનમાં પ્રવેશી. તેનું મુખ દેખાતું ન્હોતું. માથાથી પગ સુધી કાળા બુરખાથી તે ઢંકાએલી હતી. રાણીના શયનખંડને ત્રણ બારણાં હતાં. તેમાંના વચલા બારણે થઇને આ વ્યક્તિ અંદર આવી હતી. રાણી નિદ્રાધિન થએલી હતી. બુરખાધારીએ નિદ્રામાં પડેલી રાણીની નજીક જઇ ધીમેથી કહ્યું, “ કળાવતી ? ”

અર્ધ નિદ્રામાં પડેલી રાણી સફાળી જાગી ઉઠી. તો તેની નજરે ભયંકર વ્યક્તિ નજીકમાં ઉભેલી જણાઇ. રાણી ભયથી ધ્રુજી ઉઠી; પણ

પુનઃ હિંમત ધરી પૂછયું, " તું કોણ છે ? "

" ધીમેથી બોલ, મોટા અવાજે બોલીશ તો તરતજ જીવ લઇશ. " બુરખાધારીએ ધીમા પણ ગંભીર અવાજથી કહ્યું.

મારો જીવ લેવાની તારામાં તાકાત હોય એમ હું માનતીજ નથી. જવાબ આપ કે તું કોણ છે ? " રાણીએ ગુસ્સાથી પૂછયું.

" હું તારો યમદૂત છું. "

" મારો જીવ લેવા આવ્યો છે ? "

" હા. "

" કારણ ? "

" તેં મને દગો દીધો છે. "

" કોણે મ્હેં ? "

" હા. "

" સાબીત કર ? "

" જો. " કહી તે બુરખાધારીએ મુખ ખુલ્લું કર્યું. કળાવતી તેને ઓળખતાંજ કંપી; પણ તરત ગુસ્સાથી લાલચોળ બની બોલી, " નીમકહરામ ! માલીક પ્રત્યે વિશ્વાસઘાત ? "

" શું ત્હેં તારા આશક સાથે વિશ્વાસઘાત નથી કર્યો ? "

" ચૂપ થા શયતાન. " રાણીએ મોટા અવાજથી કહ્યું.

" ધીમેથી બોલ, નહિ તો આ પળેજ આ કટારથી તારૂં ખૂન કરીશ. " વિરોધસિંહે કટાર બતાવી.

" શું તું મ્હારૂં ખૂન કરવા આવ્યો છે ? "

" હા, પણ જો તું મારૂં કહેવું કબુલ કરીશ તો જીવથી બચીશ. "

" તારે શું કહેવું છે ? "

" કહેવાનું કાંઇ નથી, ફક્ત આ કાગળ પર તારી સહી કરી આપવાની છે. "

" તેમાં શું લખ્યું છે ? "

" તે જણાવવા જેટલો સમય અત્યારે નથી. "

" મને આપ, હું વાંચી જોઉં. "

" તેમ પણ મારાથી બની શકશે નહિ. "

" ત્યારે મારાથી પણ વાંચ્યા સિવાય સહી કરી શકાશે નહિ."

" તું આ પળેજ બેજાન થઇશ. "

" ત્યારે તું પણ જીવતો કેવી રીતે રહીશ ? "

" કળાવતી ! હજી એક વખત કહું છું કે સહિ કરી આપ. "

" જા, જા; નિમકહરામ ! તારાથી હું ડરનાર નથી. "

" આ કટાર તારૂં લોહી પીશે. "

" તે પહેલાંજ તું જમીનદોસ્ત થશે. અરે કોઈ હાજર..."

રાણી આગળ બૂમ મારે એ પહેલાં જ વિરોધસિંહ રાણીના અંગપર ધશી ગયો, અને રાણી પર ઘા કરવાને ઉત્સુક થયો- પણ ચાલાક રાણીએ તત્કાળ તેનો કટારવાળો હાથ પકડી લઇ જોરથી બૂમ પાડી. પાપી ગભરાયો. રાણીએ તેનો હાથ મજબૂત પકડયો હતો. રાણી કળાવતીએ થોડીવાર બહાદુરીથી બચાવ કર્યો. બહાર માણસોના આવવાના અવાજ સંભળાયા. રાણી મોટેથી બૂમો પાડતી હતી. વિરોધસિંહે અતી બળથી રાણીના હાથમાંથી હાથ છોડાવ્યો; અને વિજળીની ઝડપે કમરમાંથી ભરેલી પિસ્તોલ કાઢી રાણી તરફ બહાર કર્યો. રાણીને ગોળી વાગી. ભયંકર ચીસ પાડી રાણી જમીનપર પટકાઇ પડી. આ સાથે જ પાપી પસાર થયો અને તરત બીજી બાજુએથી ચંપક–પુષ્પક વગેરે દોડી આવી ત્યાં હાજર થયા. લોહીમાં તરફડતી રાણી પકડો–પકડોની બૂમો પાડતી હતી. ચંપક અને બીજા સેવકોએ દોડાદોડી કરી મૂકી પણ ખૂનીનો પત્તો લાગ્યો નહિ.

દીપકો સળગાવવામાં આવ્યા. પુષ્પક રાણીની નજીક ગયો. તેણે રાણીનું માથું ખોળામાં લીધું. રાણીને જખમ ઉંડો થયો હતો. લોહી ધોધબંધ વહેતું હતું. માંસ બહાર ઉપસી આવ્યું હતું. પુષ્પકે રાજવૈદ્યને બોલાવવા સેવકો દોડાવ્યા. ચંપક સિવાયના બીજા નોકરોને બહાર જવાનું સૂચવ્યું. રાણી બેભાન બની ગઇ હતી. ચંપકે તેના મુખ

પર જળ છાંટી સાવધ કરી. રાણીએ ખોળામાં માથું લઇ બેઠેલા પુષ્પક સામે જોયું. દર્દની પીડામાં પણ તેના મુખપર હાસ્ય ફરક્યું. તેણે ક્ષીણ સ્વરે કહ્યું, " પુષ્પક ! મારો અંતકાળ નજીકમાં છે. તારા ખોળામાં માથું મૂકી હું સુખેથી મરીશ. પુષ્પક ! હું તને કહેતી હતી કે આવતી કાલની ખબર કોઇને નથી. તે મારૂં વાકય ખરૂં પડયું. ક્રૂર ખૂનીએ મારૂં ખૂન કર્યું. ઓહ–આહ–મને અત્યંત પીડા થાય છે, મારો જીવ ગભરાય છે, આંખ્યોએ અંધકાર દેખાય છે. આહ.–"

પુષ્પક દુઃખપૂર્ણ અવાજે બોલ્યો, " રાણી ! પ્રારબ્ધના લેખ મીથ્યા થતા નથી. તમે શાન્ત રહો. બહુ બોલશો નહિ. પ્રભુ કૃપાએ આરામ થઇ જશે. "

" મને હવે આરામ થનાર નથી. આ આરામ ચિરનિદ્રાનો છે. ખૂનીની ગોળી ઝેરી છે. મારા આખા શરીરમાં આગ લાગી રહી છે. પાણી પાવ. "

ચંપકે રાણીના મુખમાં જળ રેડયું. પુનઃ રાણીએ કહ્યું, 'પુષ્પક! મારી ઇચ્છા અપૂર્ણ રહી જાય છે. તે ઇચ્છાનો હું હવે સદાને માટે ત્યાગ કરી તને તારી પ્રતિજ્ઞામાંથી મુકત કરૂં છું. પુષ્પક ! ત્હેં અપૂર્વ ચાતુર્યતાથી તારૂં પવિત્રપણું જાળવ્યું છે. તું દેવ છે. મારા અપરાધની ક્ષમા આપ. " રાણી આર્જવતાથી પુષ્પક સામે જોઇ રહી.

પુષ્પકે રાણીના માથા ઉપર હાથ ફેરવતાં કહ્યું, " તમારૂં હૃદય નિર્મળ થએલું જાણી હું આનંદ પામું છું. રાણી ! તમારૂં શરીર ઠંડું પડતું જાય છે. તમામ વાસનાઓ–ઇચ્છાઓ દૂર કરી પ્રભુનું ધ્યાન ધરો કે જેથી તમારો ઉદ્ધાર થાય. "

"દેવ ! મેં મારી તમામ ઇચ્છાઓ ત્યાગી છે. હું પ્રભુનું નામ રટું છું. તમારૂં પવિત્ર મુખ જોઇ મરતાં મને સ્વર્ગ મળશે. પણ એક ઇચ્છા. હા. એક ઇચ્છા..." રાણી બોલી શકી નહિ. પુષ્પકે પૂછ્યું, " તમારી ઇચ્છા હું જરૂર પૂર્ણ કરીશ. બોલો શું કહેવું છે ? "

" વિશ્વાસઘાતી ખૂનીને યોગ્ય બદલો. "

" ખૂની કોણ હતો તે જાણો છો ? "

" હા. વિરોધ......ત...તેણે...ગોળી મારી."

" અફસોસ. પાળેલા સાંપેજ દંશ દીધો. રાણી ! હું તેને બરાબર બદલો આપીશ. "

" બસ શાન્તિ. પુષ્પક સુખી થા. "

" રાણી ! હું તમને છેવટની વખતે મારી સત્ય ઓળખાણુ આપું છું. સાંભળો. અમારાં ખરાં નામ પુષ્પક અને ચંપક નથી, પણ મારૂં નામ વિજયસિંહ છે અને આ ચંપક છે એ વસંત છે. "

" કલ્યાણુ તમારૂં કલ્યાણુ થાવ. આ રાજ્યનો ઉદ્ધાર કરજો. સુખી થાવ. " રાણી આગળ બોલી શકી નહિ. તે બેભાન થઇ ગઇ. રાજવૈદ્ય આવી પહોંચ્યાં. રાણીની નાડ જોઇ ઘામાંથી ગોળી કાઢી. ગોળી ઝેરી હતી.

રાજવૈદ્યે બચવાની આશા નથી એમ જણાવ્યું. સઘળાનાં મુખ ઉદાશ થયાં. વૈદ્યે સાવધ કરવાની દવા પાણીમાં મેળવીને પાઇ. હોલવાઇ જતો દીપક સતેજ થાય એવી રીતે રાણીએ થોડીવારને માટે સાવધ થઇ પુષ્પક સામે નજર કરી અસ્ફુટ શબ્દે બોલવા માંડયું, " હું જા...ઉં છું. સંભાળજો...તમારો જીવ જોખમમાં છે. રામ..." રાણી વધુ બોલી શકી નહિ. તેના રામ રમી ગયા. પ્રાણુ ખોળીયું ત્યાગી ચાલ્યો ગયો. પુષ્પક અને ચંપક જે વિજય અને વસંત હતાં, તેમની આંખ્યોમાંથી અશ્રુ વહેવા લાગ્યાં. વસંત-વિજય એમ સમજતાં હતાં કે રાણી એકલીજ મરણુ સમયે પોતાનાં ખરાં નામથી જાણીતી થઇ. પણુ એમ હતું નહિ. કાવત્રામાં સામેલ થએલી મુખ્ય દાશી બારણાં આગળ ઉભી હતી. તેણે વિજય-વસંત નામ સાંભળી જાણી લીધું કે આ દુષ્મનોજ છે અને તેથી તે વિરોધસિંહને ખબર આપવા દોડી ગઇ.

વસંત-વિજયે રાણીના શબને એક કોચ ઉપર સુવાર્યું. રાણીનું શયન મંદિર સેવકોથી ભરાઇ ગયું. સઘળાંની આંખ્યોમાંથી અશ્રુ

ટપકતાં હતાં. બીચારી રાણી હતી ન હતી થઇ ગઇ. આવતી કાલની ખબર નથી એમ પુષ્પકને કહેતી નૌત્તમનગરની મહારાણી પ્રભાત થતાં પહેલાંજ કાળનો ગ્રાસ થઇ.

રાણીના મરણથી વસંત–વિજયને ઘણું લાગી આવ્યું. વિરોધસિંહનું ભયંકર કામ જાણી વિજયના હૃદયમાં કોપાનલ સળગી ઉઠયો. તેણે દુર્જનસાલને બોલાવી લાવવા એક સેવકને દોડાવ્યો.

મહેલના અન્ય સેવકો શયન ભુવનની બહાર ગમગીન ચ્હેરે બેસી રહ્યા હતા. રાણીના શબ આગળ ફક્ત વસંત અને વિજય બેસી રહ્યાં હતાં. થોડીવારે વસંતે કહ્યું, "આપણું સત્ય નામ કોઇ બીજાએ તો સાંભળ્યાં નહિ હોય ?"

"ના; અને કદાચ કોઇ સાંભળી ગયું હશે તો પણ શી ચીંતા છે ? આ એક બે દિવસમાંજ આપણે ખુલ્લાં પડવાનું છે."

"રાણીના મરણથી આપણી ઉપર આફત આવે એવો ભય ઉત્પન્ન થાય છે."

"વસંત ! આપણે રાજપૂત બાળકો છીએ. ભય શબ્દ ઉચ્ચારવાની આપણને જરૂર નથી. આપણે દુઃખના પ્હાડ ઉપાડતાં આવ્યાં છીએ. દુઃખની સાથે તો આપણે ધાડી મીત્રાચારી બાંધી છે; તો ભય શામાટે રાખવો જોઇએ." આ અરસ્સામાંજ બહાર કોલાહલ સંભળાયો. એક જણ મોટા અવાજથી બોલતો હતો કે; તે નિમકહરામોને મારી નાખો, કાપી નાખો; તેમના કર્મનો બદલો બરાબર આપો."

વસંત વિજયે આવું સાંભળી વિચાર્યું કે વિરોધસિંહ માટે આમ બોલાતું હશે; પણ એટલામાંજ દુર્જનસાલ અને વિરોધસિંહ કૃતાંત કાળરૂપ ધારી ત્યાં આવી ઉભા. તેમની સાથે અનેક હથીઆરબંધ માણસો હતા. રાણીનું શયન સ્થાન સૈનિકોથી ભરાઇ ગયું.

વિજય વસંત એકદમ ઉભાં થઇ ગયાં. દુર્જને ભયાનક અવાજથી કહ્યું, "વિશ્વાસઘાતીઓ ! તમને આવું ભયાનક કર્મ કરતાં લજ્જા ન આવી ? પોતાનાં અન્નદાતા રાણીનો નાશ કરતાં તમને

લગીર પણ ક્ષોભ ઉત્પન્ન ન થયો ?"

વિજયના આશ્ચર્યની સીમા રહી નહિ. તેણે પૂછ્યું, "આપ નામદાર કોને ઉદ્દેશીને બોલો છો ?"

"તમને, નરાધમો ! તમને." દુર્જને ગુસ્સાથી કંપતાં કહ્યું.

"અમારો અપરાધ ?"

"ચૂપ કરો. અપરાધથી છૂટી શકો એમ નથી. ચંડાળો ! જણાવો કે તમે કોણ છો ?"

વિજયે સ્હેજ ઉશ્કેરાઇ કહ્યું, "સરદાર ! તમારા શબ્દો હું હવે વધારે વખત સાંભળી શકતો નથી. મને સ્પષ્ટ જણાવો કે તમે શું કહેવા ઇચ્છો છો ?"

"ત્હેં રાણીનું ખૂન શામાટે કર્યું ?" દુર્જને પૂછ્યું.

વિજયની આંખ્યો લાલચોળ થઇ. તેણે ક્રોધથી પૂછ્યું, "રાણીનું ખૂન કરનાર હું છું એવું શા આધારે કહો છો ?"

"આ વિરોધસિંહે અને આ મહેલની મુખ્ય દાશીએ તારૂં ખૂની કાર્ય નજરો નજર જોયું છે."

"સરદાર ! શાન્ત થાવ અને પૂર્ણ વિચાર કરી ખરા ખૂનીને ઓળખી કાઢો. જે અધમો મારી ઉપર ખૂન કર્યાનો આરોપ મૂકે છે; તેઓ પોતેજ ગુન્હેગાર છે. આ પાપી વિરોધસિંહેજ પિસ્તોલના બહારથી રાણીનું મ્હોત નીપજાવ્યું છે."

"હું માની શકતો નથી. દાશી અને વિરોધસિંહ રાજ્યભક્ત છે. તમે દુષ્મનો છો. તમે નામ વેશ બદલીને અહિં રહ્યાં છો. આજે તમારૂં પોકળ પ્રકાશ થઇ ચૂક્યું છે. બોલો તમે વસંત–વિજય છો કે નહિ ?"

"દુર્જનસાલ ! અમે ગમે એ છીએ; પણ રાણીનું મ્હોત નીપજાવનાર અમે નથી એ ખાત્રીથી માનજો."

"હું તો નિશ્ચયથી માની ચૂક્યો છું કે ત્હેંજ રાણીનું ખૂન કર્યું છે."

અસત્ય આરોપથી વિજયના ક્રોધનો પાર રહ્યો નહિ. તેણે ગુસ્સાને દબાવી દુર્જનસાલને સત્ય સમજાવવા માંડયું; પણ તેને કંઇ અસર નહિ થવાથી વિજયે ક્રોધમીશ્રીત અવાજે કહેવા માંડયું, "તમારી સઘળાની નજરમાં હું ખૂની ઠરી ચૂક્યો છું; પણ હું મારી વ્હાલામાં વ્હાલી વસ્તુના સોગન ખાઇને કહું છું કે રાણીનો ખૂની હું નહિ પણ આ વિરોધસિંહ છે."

"શું હું ખૂની? કોઇ માની શકે જ નહિ. રાજ્યપ્રત્યેની મારી સેવાઓથી નામદાર સરદાર અજાણ્યા નથી કે જેથી તારા જેવા જુઠ્ઠા સોગન ખાઉ ખૂનીના શબ્દોથી મારી પર વ્હેમ લાવે." વિરોધસિંહે કહ્યું, તેના શબ્દો વિજયને હાડો હાડ લાગી આવ્યા. તેણે ભયંકર નજરે તેની સામે નિહાળ્યું. તેની ભયંકર નજરથી વિરોધસિંહ ભય પામ્યો અને થોડેક દૂર જઇ ઉભો. દુર્જને વસંત-વિજયને પકડી લેવાની સિપાહીઓને આજ્ઞા કરી. વિજય પાસે આ વખતે હથીઆર નહોતું. તે કોઇ દિવસ હથીયાર વિના રહેતો નહિ. પણ આજે દૈવ યોગે તે તેની વ્હાલી તલ્વાર સુવાના સ્થળે મૂકીને આવ્યો હતો. વિજયે એક ક્ષણમાં મન સાથે કંઇક વિચાર કરી વસંત સામે જોઇ છૂપી સંજ્ઞા કરી. તે સંજ્ઞા વસંત સમજી ગઇ. સિપાહીઓએ વિજયને પકડી બાંધી લીધો. વિજય કંઇ પણ બોલ્યા સિવાય તાબે થયો. દુર્જને ચંપકના વેશમાં ઉભેલી વસંતને પણ બંધીવાન બનાવવાની આજ્ઞા કરી. સિપાહીઓ ચંપકને બાંધવા તૈયાર થયા. પણ આશ્ચર્ય! વસંત ત્યાં હાજર નથી. ચારે તરફ શોધખોળ થઇ રહી. સઘળાની શોધ નિષ્ફળ ગઇ. દુર્જને દાંત કચકચાવ્યા. તેણે વિજયને લઇ જવાનું સૂચન કરતાં સિપાહીઓને જણાવ્યું કે આ કેદીને સિંહના સ્થાનમાં કેદ કરો. નાશી ગએલી વસંતની બે દિવસ તપાસ કરતાં સુધી તેને જીવતો રાખજો અને ત્રીજા દિવસની પાછલી રાત્રે તેને સિંહને સ્વાધીન કરજો. જાવ, લઇ જાવ એને." વિજય તિવ્ર નજર ફેંકી સિપાહીઓની સાથે ચાલ્યો. વિરોધના આનંદનો પાર રહ્યો નહિ.

## પ્રકરણ ૧૩ મું.

### સાધુના સ્વાંગમાં કનક અને કમળા.

પ્રભાત થતાં રાણીના શબને સ્મશાન ભૂમિમાં લઇ જઇ ભસ્મ કરવામાં આવ્યું. નૌત્તમનગરની મહારાણી સંસારમાંથી વિદાય થઇ. મરણ સમાચાર સર્વત્ર ફેલાઈ રહ્યા. રાણીના અકાળ મરણથી જનસમાજમાં જુદી જુદી જાતની વાતો ચાલવા લાગી. કોઇ પુષ્પકને નિરપરાધી તો કોઇ અપરાધી માનવા લાગ્યા. રાણીના માનમાં આખો દિવસ શોક પળાયો.

ગરીબ લોકોના મહોલ્લામાં અમીર સાબના નામથી ઓળખાતા કનકને આ ઘટનાની ખબર પડતાં શોકની સીમા રહી નહિ. તેને વિજયના કેદ થયાના સમાચાર બજારમાં મળ્યા. તે તરત મકાને આવ્યો. કમળા તેની રાહ જોઇ રહી હતી. કનકનું મુખ ઉતરેલું જોઇ કમળાએ પૂછ્યું, "આજે મુખ ઉદાશ કેમ છે? શું રાણીના મરણથી દિલગીરી થઇ છે?"

"મને રાણીના મરણથી જેટલું નથી લાગતું, તેનાથી વિશેષ પેલા નિર્દોષના કેદ થવાથી લાગે છે."

"કોણ કેદ થયું છે?"

કનકે આસપાસ જોઇ ધીમેજ કહ્યું, "આપણો વિજય."

"શું વિજય કેદ થયો? મારો ભાઇ ક્રુર કસાઇઓનો ભોગ થયો?" કમળાએ ધ્રુજતા સ્વરે પૂછ્યું.

"હા, હાલ તો એમજ બન્યું છે. પેલા બદમાસોના કાવત્રાનો ભોગ વિજય થયો છે."

"ખરેખર તે જાલીમોએ તેમનું ધારેલું કામ પૂર્ણ કર્યું. વસંતની કંઇ ખબર છે કે?"

"લોકોનું માનવું એવું છે કે તે નાશી ગઇ છે; અને આ નગ-

રમાં નથી. પણ વસંત વિજયને કેદમાં પૂરાએલો જાણી નગરની બહાર જાયજ નહિ. તે ઘણી ચાલાક બાળા છે."

"ત્યારે આપણે હવે શાન્ત બેસી રહેવું નહિ."

"હું એજ વિચારમાં છું કે હવે શું કરવું ?"

"જાહેર થઇ મયદાન પડવું. આપણા ઘણા સૈનિકો નગરમાં છે; એટલે કંઇ ભય નથી."

"મારો વિચાર બે દિવસ સુધી હજી ગુપ્ત રહેવાનો છે."

"કારણ ?"

"આજે સવારેજ સમાચાર મળ્યા છે કે વિજયાદશમીના દિવસે સરદાર ભુજંગસિંહ નૌત્તમનગરને ઘેરો ઘાલનાર છે. વળી તેમણે ત્યાં સુધી આપણને પણ ગુપ્ત રહેવાની સૂચના કરેલી છે."

"તેમને વિજયસિંહના સમાચાર મળ્યા હશે ?"

"મેં એક માણસને સમાચાર જણાવવા રવાને કર્યો છે."

"કુમાર! મારા ભાઇના કેદ થવાથી મને ઘણું લાગી આવે છે. મારા ભાઇનું શું થશે ?" કમળાએ કહ્યું.

"વિજય બહાદુર છે. પાપાત્માઓ તેને કંઈ પણ ઇજા પહોંચાડવાને શક્તીવાન નથી. આપણેજ વિચારી જુવોને કે દીનદયાળ પરમાત્માએ કેવાં ભયાનક સંકટોમાંથી આપણો બચાવ કર્યો છે ?"

"તે હું જાણું છું. પરમાત્મા પ્રત્યે મારી અડગ શ્રદ્ધા છે. તે જે કાંઈ કરે છે તે સારૂંજ કરે છે એવી મારી માન્યતા છે. કુમાર! મારો એવો વિચાર છે કે આપણે દુર્જનસાલ પાસે જવું અને વિજસિંહ નિર્દોષ છે અને વિરોધસિંહ તથા શયતાનસિંહ અપરાધી છે એવું સાબીત કરી આપવું."

"તેઓ જ ગુન્હેગાર છે તેવી આપણને ખાત્રી છે. કારણ કે આપણે તેઓના વિચાર બરાબર સાંભળ્યા હતા. પણ દુર્જનસાલ આગળ તેમને ગુન્હેગાર શી રીતે ઠરાવાય ? દુર્જનસાલ દંભી—અન્યાયી છે. તે આપણા શબ્દોપર વિશ્વાસ રાખેજ નહિ."

" ગમે એ પ્રકારે આપણે આ ભેદ જાહેર કરવો જોઇએ. "

" કમળા! તેને માટે એક યુક્તિ છે. "

" આ વખતે આપણે દરેક યુક્તિઓ કામે લગાડવાની છે. બોલો શું યુક્તિ કરવી ધારી છે? "

" મારો વિચાર એવો છે કે આપણે ભુપતને વિરોધસિંહ પાસે મોકલવો. ભુપત ત્યાં જઇ તેને જણાવે છે કે ચંપકને પકડયો છે; માટે મારી સાથે ચાલો. આથી તરત તે અહિં આવશે અને પછી આપણે તેની પાસેથી ગૂન્હો કબુલ કરાવીશું. "

" પણ દુર્જનસાલ? "

" દુર્જનસાલને તે પહેલાંજ આ સ્થળે હાજર રાખીશું. "

" જો આ યુક્તિ પાર પડે તો સારૂં. "

" મારો વિશ્વાસ છે કે તે બન્ને ગૂન્હેગાર ઠરશે. "

આવી રીતનો નિશ્ચય કરી કનકે ભુપતને બોલાવ્યો અને તેને સઘળી વાત સમજાવી જણાવ્યું કે અમારા બહાર નીકળ્યા પછી તારે એક કલાકે વિરોધસિંહની પાસે જવું અને મેં સમજાવ્યા પ્રમાણે તેને જણાવી અહિં લઇ આવવો."

" તેને આપણા આ મકાનમાં લઇ આવવો? " ભુપતે પૂછ્યું.

કનકે વિચાર કરી કહ્યું, " ના; પેલા જુગારખાનાવાળા મકાનના પ્રથમ મજલાના ઓરડામાં બેસાડવો. ઘણા ભાગે અમે પ્રથમજ ત્યાં હાજર હોઇશું; પણ કદાચ વિલંબ થાય તો તારે સંભાળ રાખવાની છે કે તે પાપનું પુતળું ત્યાંથી પબાર થઇ જાય નહિ. "

" એ બાબતથી બેફિકર રહેજો. મારા પંજામાં ફસાએલો પહેલવાન પણ જઈ શકશે નહિ. "

" તારી મને પુર્ણ ખાત્રી છે."

" પણ મને એક વિચાર થાય છે." ભુપતે કહ્યું.

" તારો વિચાર જાહેર કર? " કનકે પૂછ્યું.

" કદાચ દુર્જનસાલ અહિં નહિ આવે તો? "

" પછી વિરોધની વાત ? "

" એટલે ?"

" વિજયના કેદ કર્યાના બદલામાં વિરોધનું મ્હોત." કનકે રક્ત-નેત્રે જણાવ્યું.

" શું ખૂન ? "

" હા, પાપાત્માનું ખૂન. "

" કદાચ વાત વધી પડશે તો ? "

" આપણા અસંખ્ય વફાદારો તૈયાર છે. જે પછી કરવાનું છે; તે આજથી શરૂ થશે. "

" તમે દુર્જનની પાસે કેવી રીતે જઇ શકશો ? તેણે કોઇ પણ માણસને પોતાના મકાનમાં પ્રવેશ કરવાની સખ્ત મનાઇ કરેલી છે. "

" તે બાબતથી તું બેફિકર રહે. અમે સાધુના વેશથી ત્યાં જઇશું અને એકાદ બે ગાયન ગાઇ તેને મળીશું. "

" આ ઉત્તમ ઉપાય છે. તે મુદ્દાત્મા સંગીતનો ઘણો શોખીન છે. તે જરૂર તમને મળશે. પણ આપની સાથે કોણ આવનાર છે ? " ભુપતે પૂછ્યું.

" કમળા. "

" આવા વિકટ કાર્યમાં કમળા બ્હેનને ન લઈ જાવ તો ઠીક. "

" હું તો તેમને નાજ કહું છું; પણ તે માનતાં નથી. "

" કમળા બ્હેન ! આ વખતે જવાનું રહેવા દ્યો ? "

" કેમ વારૂ ?" કમળાએ પૂછ્યું.

" કામ વિકટ છે. "

" જેટલું તમને વિકટ લાગે છે; એટલુ મને વિકટ નથી લાગતું. કનકકુમારની સાથે હું જઇશ અને ગમે એ પકારે પાપીને અહિં ખેંચી લાવીશ. "

ભુપત કંઇ બોલ્યો નહિ. કનક–કમળાએ જવાની તૈયારી કરવા માંડી. બન્નેએ ભગવો વેશ પરીધાન કર્યો. ભગવાં વસ્ત્રથી કાર્ય સીદ્ધી

જલ્દીથી થાય છે. ભગવાં વસ્ત્ર ધારણ કરવાથી માનવ જન્મનું કલ્યાણ પણ થાય છે. પણ ક્યારે? ભગવાં વસ્ત્રનું યથાર્થ રહસ્ય સમજવાથીજ. બાકી આજકાલ ભગવાં વસ્ત્ર તો જગતને ઠગવા માટેજ છે. ભગવાંથી ભગવાન મળે છે; એ તો જે સમજે છે તેનેજ. પોતાની કાર્ય સીદ્ધીને અર્થે કનક-કમળાએ ભગવાં વસ્ત્ર ધારણ કરી લીધાં. બન્ને યુવાન અને રંગે ગોર હોવાથી અપૂર્વ ભાસવા લાગ્યાં, કોઇ દેવલોકો સાધુ સ્વરૂપે આવ્યા હોય એવો અદ્દભુત દેખાવ થઇ રહ્યો. બન્નેના ગળામાં માળાઓ અને ખભે ઝોળીઓ શોભી રહી. કમળાએ કમંડળ અને કનકે સારંગી લીધી. કપાળમાં ભસ્મનું લેપન કરી લીધું. ભુપત વિસ્મીત વદને બન્નેનો દેખાવ જોઇ રહ્યો. બરાબર વેશધારણ કરી કનકે પુછ્યું.

"કેમ ભુપત! હવે અમને કોઇ ઓળખી શકશે કે?"

"નારે મહેરબાન. નજીકનો રહેનાર પણ તમને ઓળખી શકે નહિ એવો તમારો દેખાવ થઇ રહ્યો છે. તમારા અસલ વસ્ત્ર કરતાં આ ભગવાં અદ્દભુત અને આકર્ષક લાગે છે. હું જો કે તમારો સેવક છું, સદાકાળ તમારી પાસેજ રહું છું; પણ અત્યારે તમારા આ અદ્દભુત વેશથી મને તમારી પ્રત્યે અજબ-આકર્ષક ભાવ ઉત્પન્ન થાય છે. મારા હૃદયની ભાવના અપૂર્વ છે. હું પણ યથાર્થ સમજી શકતો નથી કે મને શું થાય છે?"

"કનક ગંભીર મુખે બોલ્યો, "ભુપત! આ ભગવાં વસ્ત્ર પવિત્ર છે. આ વસ્ત્રોને ધારણ કરવાથી શરીર પવિત્ર થાય છે; મલીન મન નિર્મળ થાય છે. આ વસ્ત્રોનો રંગ અગ્નિ સમાન દેખાય છે. આ રંગનાં વસ્ત્ર ત્યારેજ પહેરી શકાય છે કે મનુષ્ય કામ-ક્રોધ-મદ-લોભ મત્સર ઇત્યાદિને ભસ્મ કરી પ્રભુમય થાય છે. આ વસ્ત્ર ધારણ કરનારની ફરજ જગતનું કલ્યાણ ઇચ્છવાની-કરવાની છે અને સઘળું જગત પોતામય છે એવું જ્ઞાન પ્રાપ્ત કરી મોક્ષગામી થવાની છે. પણ અફસોસ છે કે આ જમાનામાં સત્ય રહસ્ય નહિ સમજતાં હૃદયના દુર્ગુણોને દૂર કર્યા વિના ભગવાં ધારણ કરી જગતને અવળા

ઉપદેશથી ઠગે છે અને જગતને ભારરૂપ થઇ પડે છે. પ્રભુ ! આવાઓ પર દયા કરી તેમને બચાવો—ઉગારો. " કનકે અંતરયામી પ્રત્યે હાથ જોડી ઉદ્દગાર કાઢયા.

આ વખતેજ મોહન બહારથી આવ્યો. કનક—કમળાને અદ્ભુત વેશમાં ઉભેલાં જોઇ તે આશ્ચર્ય પામ્યો. ભુપતે તેને સઘળી વાતથી માહિતગાર કર્યો.

મોહને કહ્યું, " વિજયસિંહને આ નગરથી ત્રણ ગાઉ દૂર આવેલા એક નાના મકાનમાં લઇ જવામાં આવ્યા છે. તે મકાનમાં સિંહ—વાઘ વગેરે હિંસક પ્રાણીઓને રાખવામાં આવે છે. વિજય-સિંહને બે દિવસ ત્યાં પુરી રાખી ત્રીજા દિવસની રાત્રે પ્રાતઃ-કાળ પહેલાં સિંહને સ્વાધિન કરવાનો હુકમ થઇ ચૂકયો છે. હું આ સમાચાર સાંભળી તત્કાળ અહિં આવ્યો છું. આ વિપરીત સમાચારથી હું ગભરાઇ ગયો છું. શું થશે? મારા સરદારને કોણ બચાવશે? વસંત બ્હેનનું શું થયું હશે ? વગેરે વિચાર મારા હૃદયને કાતીલ કષ્ટ આપી રહ્યા છે. "

કનકે તેને શાન્તિ આપતાં કહ્યું, " મોહન ! જે હમેશાં સોનું સારૂં ઇચ્છે છે અને નિરંતર શુભ કાર્યજ કર્યા કરે છે તેનું ભગવાન કદાપિ અશુભ કરે નહિ. સિંહ વિજયસિંહનો જીવ લઈ શકશે નહિ. સિંહ પશુ છે, વિજયસિંહ માનવસિંહ છે. પરિણામ કલ્યાણમય છે. માટે ફિકર કર્યા વિના તું વસંતની શોધમાં જા. "

આવી રીતની મોહનને સૂચના કરી કનક—કમળા ત્યાંથી બહાર નીકળી દુર્જનના મહેલ તરફ ચાલ્યાં. તેમના ગયા પછી મોહન—ભુપત પણ પોતપોતાના કાર્યને અર્થે નીકળી પડયા.

રાણીના અકાળ મરણથી સર્વત્ર હાહાકાર વ્યાપી રહ્યો. કેટલાક ખુશી થયા તો કેટલાક નારાજ થયા. પ્રજાજનો જુદી જુદી કલ્પનાઓ કરવા લાગ્યાં. રાજગાદીપર નવો રાજા કોણ આવશે એની અનેક અટકળો થવા લાગી. આખો દિવસ શોકમાં વ્યતિત થયો. રાત્રિ પડી. રાણીના મર-

ણુથી અંધકારે પણ શોક ધારણુ કર્યો હોય તેવો ગાઢ અંધકાર જણાવા લાગ્યો. રાજમાર્ગનાં ફાનસો પણ ઝાખાં જણાઇ શોકમાં સ્હાનુભૂતિ દર્શાવી રહ્યાં હતાં.

રાણીના મરણથી દુર્જન સાલના શોકની સીમા રહી નહોતી. દેશ-ભક્તોના વિજયથી તેનું હૃદય સંતપ્ત થઇ રહ્યું હતું એવામાં અચાનક રાણીના મરણનો પ્રસંગ ઉપસ્થિત થયો. આથી દુર્જનસાલની વ્યાકુળતાનો પાર ન્હોતો, તે લગભગ દિવાના જેવો બની ગયો હતો. રાણીના મરણથી તેના હૃદયમાં સખ્ત આઘાત થયો હતો. આજનો આખો દિવસ તેણે કલ્પાંત કરવામાં ગુજાર્યો હતો. જે પુષ્પકને તે પૂર્ણ વફાદાર માનતો હતો; તે આવું કામ કરશે એવું તે કદાપિ ધારતો ન્હોતો. જે પુષ્પક આવો ખૂની નીકળ્યો અને વધારામાં દુશ્મન વિજય હતો જાણીને તેના આશ્ચર્ય અને શોકની સીમા રહી ન્હોતી. પુષ્પકની મૂર્તિ તેની નજીક જાણે ફરતી હોય એમ તેને જણાતું હતું. તે મન સાથે વારંવાર પ્રશ્ન પૂછતો હતો કે શું પુષ્પક તેજ વિજય હશે? શું ચંપકના વેશમાં વસંત હશે? શું તેમણે જ રાણીનું ખૂન કર્યું હશે? જો વસંત–વિજય હોય તો જરૂર દુશ્મનાવટના કારણે રાણીનું ખૂન કરે જ. પણ વિજય–વસંત મારી નજરે ઘણી વખત પડેલાં છે; તો હું તેમને કેમ ઓળખી શકું નહિ? વળી તેમને આ નગરમાં રહે પણ ઘણા દિવસો થયા છે. શું નિર્દોષજનો તો ગૂન્હેગાર ગણાયા નહિ હોય? શું વિરોધસિંહ અસત્ય જણાવે એવો હશે?" દુર્જન ઘણીવાર વિચારમાં રહ્યો. તે કંઇ પણ નિર્ણય કરી શકયો નહિ. આખા દિવસના શોકથી–વ્યાકુળતાથી દુ-ર્જનસાલ વિચારમાંજ નિદ્રાવશ થયો. જગત હજી જાગૃત હતું. રાત્રિનો પ્રથમ પ્રહર હતો. શોકના દિવસના કારણે પૂર્ણ શાન્તિ વ્યાપેલી હતી. આ વખતે ભગવાં ધારી કનક–કમળા દુર્જનના મહેલ આગળ આવ્યાં. મહેલના પ્રવેશ દ્વારે એક સંત્રી ઉભેલો હતો. રાત્રિના સમયે ભગવાં ધારીયોનું આગમન તેને ભયકારક ભાસ્યું. તેણે તિક્ષણ નજરે બન્ને સાધુઓ સામે જોયું, સાધુઓના ચ્હેરાપર ચમકતું તેજ જોઇ સંત્રી

વિચારમાં પડયો અને અંતે વિચારનો ત્યાગ કરી તેણે પૂછ્યું.

"તમે કોણ છો?"

"અમે કોણ છીએ એ અમારાં આ વસ્ત્રોજ તને જણાવે છે." કનકે જવાબ આપ્યો.

સંત્રી આવો જવાબ સાંભળી આશ્ચર્ય પામ્યો. પુનઃ તેણે પૂછ્યું.

"શું સાધુ છો?"

"હા."

"અહિં કેમ આવ્યા છો?"

"કાર્ય સિવાય અમે આવતા નથી."

"પણ અત્યારે તમને કંઇ મળી શકશે નહિ."

"અમે કંઇ ભીખ માગવાને આવ્યા નથી."

સંત્રી વધુ આશ્ચર્ય પામ્યો અને બોલ્યો; "તમારા આવવાનું કારણ જણાવો?"

"તે તને જણાવી શકાય એમ નથી."

"ત્યારે કોને જણાવવાનું છે?"

"સરદાર બહાદુરને."

"જાઓ સવારે આવજો."

"જો સવારે આવવાનું હોત, તો અમે અત્યારે આવત જ નહિ."

"કેમ વારૂ?"

"કામ અગત્યનું છે."

"તમારા જેવા સાધુઓ અગત્યનું કામ જણાવે છે જાણીને હું આશ્ચર્ય પામું છું."

"તારી બુદ્ધિના પ્રમાણમાં તને આશ્ચર્ય લાગેજ. ચાલ હવે અમને જવા દે."

"શું સરદાર પાસે જશો?"

"હા."

સંત્રી હસ્યો અને બોલ્યોઃ "મને લાગે છે કે તમે કોઈ મોટા

માણુસની મુલાકાતે ગયા હો એમ જણાતું નથી. મોટા માણુસને મળવા આવી રીતે જવાતું હશે કે ? "

" ત્યારે કેવી રીતે જવું પડે ? "

" પ્રથમ ખબર મોકલાવવી પડે. "

" જા ત્યારે તારા સરદારને ખબર આપ કે બે સાધુઓ અગત્યના કામ માટે મળવા આવ્યા છે. "

" મહારાજ ! લાચારીથી મારે જણાવવું પડે છે કે તમારા આવવાના સમાચાર સરદાર બહાદુરને અત્યારે જણાવી શકાશે નહિ. "

" કારણ ? " કનકે વિસ્મયતાથી પુછ્યું.

" સરદાર બહાદુર નિદ્રાવશ છે. "

" તેથી શું ? તેમને જાગૃત કરી ખબર આપ. "

" તેમને જાગૃત કરવાની સખ્ત મનાઇ છે. "

" પણ કામ ઘણું અગત્યનું છે. જો અમારાથી સરદારને અત્યારે મળી શકાશે નહિ તો ભયંકર પરિણામ આવશે, વળી તને પણ સખ્ત સજા થશે. "

સિપાહી ગભરાયો. શું કરવું અને શું ન કરવું તેના વિચારમાં પડયો, દુર્જનસાલની સખ્ત આજ્ઞા હતી કે જ્યારે નિદ્રાવશ થાઉં ત્યારે કોઇએ પણ તેને જગાડવો નહિ.

બિચારો સંત્રી ધર્મસંકટમાં સપડાયો.

કનકે પૂછ્યું, " કેમ શું વિચાર કરે છે ? "

" મારાથી કંઇપણ નિશ્ચય કરી શકાતો નથી. જો હું સરદાર બહાદુરને જગાડું છું તો તેમના કોપને પાત્ર થાઉં છું અને નથી જગાડતો તો આપના કહેવા પ્રમાણે અગત્યનું કામ હોવાથી સરકારને જગાડયા નહિ તે બાબતને માટે પણ તેમના કોપને લાયક થાઉં છું. મહારાજ ! તમેજ કહો કે મારે શું કરવું ? "

" મેં તો તને જણાવ્યું કે તેમને જાગૃત કરી અમારા આગમનના સમાચાર આપ. "

" મારી હિંમત ચાલતી નથી. "

" તેમને નિદ્રાવશ થએ કેટલીવાર થઈ છે ?"

" થોડીક. "

" ત્યારે તો હજી પૂર્ણ નિદ્રાવશ થયા નહિ હોય ? "

" ના. "

મેં એમ સાંભળ્યું છે કે સરદાર સંગીતના ઘણા શોખીન છે ? "

" હા, પણ આજે તેઓ શોકમાં ડુબેલા છે. "

" અમે વૈરાગ્યમય ગાન ગાઈ તેમને જાગૃત કરીશું. "

" તેમના શયન ભુવનમાં જઈને ગાશો ? " સંત્રીએ મર્મથી પ્રશ્ન પૂછયો.

" તું ત્યાં જવા દે તો ત્યાંજ જઇને ગાઇએ ? "

" અરે મહારાજ ! ત્યાં તમને જવા દેવાયજ નહિ. "

" ત્યારે અમે અહિં ઉભા રહીને ગાઇશું. "

" સરદાર ગુસ્સે થશે તો ? "

" તને બચાવીશું. "

" મહારાજ ! જો જો હોં ? "

" તું બિલ્કુલ ગભરાઇશ નહિ. "

" કનક કમળાએ થોડીક ક્ષણ મૌન રહી એક અપૂર્વ ગાન ગાવું શરૂ કર્યું. સારંગીમાં સૂર એકત્ર થતાં અપૂર્વ ભાસ ઉત્પન્ન થવા લાગ્યો. શાન્ત રાત્રિ વિશેષ શાન્તિમય જણાવા લાગી. મહેલના બીજા રક્ષકો પણ ત્યાં આવીને એકત્ર થયા. ગાન આ પ્રમાણે હતું.

અરે તું પવનકે પંખી જીયરા કલ આજમે ઉડ જાએગા.
સુંદર તનકો જાના તુને સાથી હુએ મેરા સચ્ચા.
ગફલતમેં કયું પડા દિવાને, કાયા મટકા કચ્ચા.
ઇનસાન જગતમેં આયા, વોહ મૌત કિનારે સોયા,
જો ફુલ ડાલીપે ખીલા, કુછ અરસેમે મુરજાયા,
આફતાબ સુબેહકા નીકલા, નહી રાત દેખને પાયા,

સુન્દર તનકો જાના તુને લૈહેકી એક કાયા,
ગફલતમેં કયું પડા દીવાને, બદલીકી એહ છાયા.

રા. મુનશી.

કમળાના કોમળ કંઠમાંથી નીકળતું ગાન અને સારંગીનું મધુરૂં તાન એકત્ર થતાં સંગીત મધુર–મોહક સંભળાવા લાગ્યું. વચ્ચે–વચ્ચે કનક પણ સૂર મીલાવતો હતો. બન્નેએ ગાનને ઉલટાવી–ઉલટાવીને ગાવા માંડ્યું. ગાનનો અવાજ ઘણે દૂર સુધી સંભળાવા લાગ્યો.

ગાનની અસરથી વિચારાવસ્થામાં નિદ્રાવશ જેવો જણાતો દુર્જનસાલ તત્કાળ જાગ્રત થયો, અને ચમકીને ઉભો થઇ મહેલના જરૂખામાં આવી ઉભો. તેણે ગાન આદીથી અંત પર્યંત પૂર્ણ ધ્યાનથી સાંભળ્યું. ગાન પૂર્ણ થતાં તેના હૃદયમાંથી નિઃશ્વાસ નીકળી પડયો; અને આત્મગત્ બોલ્યો, " રાણી ગઇ, હું રહ્યો. મારે પણ એક દિવસે જવાનું છે. રાણી! તારા મરણથી મને ઘણું લાગી આવે છે. અરેરે! તારા સુખેજ હું સુખી હતો. આપણાં શરીર જુદાં હતાં; પણ જીવ જુદો ન્હોતો. મને તારી ઘણી હિંમત હતી. તારી હિંમતથીજ હું મોટી મોટી ઉમેદો બાંધતો. તારા મ્હોતથી મારી આશાઓ અને હિંમત ટૂટી ગઇ છે. દુષ્મનોના વિજય ડંકા વાગતા મારા કાને સંભળાય છે. રાણી ! દુષ્મનોનો મુકાબલો કરવાને તું કેટલી આતુર હતી ? અરેરે તારી ઇચ્છા–આશા તારા મનમાંજ સમાઇ. અફસોસ હું નિર્ભાગી જીવતો રહ્યો. એકલો પડયો. શું કરવું તેના વિચાર થયા કરે છે. ભય સર્વત્ર દેખાય છે. મ્હોતના ભણકારા વાગે છે. વળી આ શાન્ત રાત્રિએ હમણાં સાંભળેલું ગાન મારા હૃદયને વિંધી નાખે છે. વિચારમાં ઉંઘ્યો હતો. ઉંઘ શાન્ત ન્હોતી. ખરૂં કહું તો તે ઉંઘ નહિ પણ અજંપો હતો. આ અજંપો ગાનની અસરથી દૂર થયો. જાગ્યો, ગાન સાંભળ્યું. ગાનમાં મધુરતા છે, પણ હૃદયને શાન્તિ થાય એવું કંઇ નથી. સાંભળેલું ગાન મારા વ્યાકુળ મનને વધુ વ્યાકુળ અને હતાશ બનાવે છે. મારે મરવાનું છે, હું ગફલતમાં પડયો છું. આ

હાથે અનેક કાળાં–ધોળાં કર્યાં છે. મૃત્યુ પછી મારૂં શું થશે? આવા વિચાર મારા હૃદયને હચમચાવે છે. જગતપર ઘોર અંધકાર પથરાયો છે, રાણીના મરવાથી અંધકારે પણ ઘોર સ્વરૂપ ધારણ કર્યું છે. આ અંધકારમાં મારે એક દિવસે અદૃશ્ય થવાનું છે. રાણી! કળાવતી! તું એકલી શા માટે ગઇ? મને સાથે લઇ જવો હતો. શું તું મારી દયા ત્યાગી જતી રહી? હા! મારી અવદશાની હવે શરૂઆત થઇ છે. પુષ્પક પર મારો ભરોંસો હતો. પણ તે ખૂની નીકળ્યો. દુષ્મન બન્યો. વિજય તરીકે જાહેર થયો. શું સમજવું? એમાં શું સત્ય હશે? વિરોધ! તું દુષ્મનની ગરજ તો સારતો નહિ હોય ને?" આવી રીતે ધીરે એમ બોલતો દુર્જનસાલ શાન્ત થઇ આસપાસ ભયસૂચક દૃષ્ટિ ફેરવવા લાગ્યો. આખરે તેની નજર એકત્ર થએલા સિપાહીઓ પર પડી. દુર્જન ચોંકયો. તેણે મોટા અવાજથી પૂછ્યું.

"નીચે પહેરાપર કોણ છે?"

દુર્જનસાલનો મોટો અવાજ સાંભળી એકઠા થએલા સિપાહીઓ ગભરાયા અને પોતપોતાની જગાએ જતા રહ્યા. જવાબ નહિ મળવાથી દુર્જનસાલે ફરીથી મોટા અવાજે કહ્યું; "અરે કેમ કોઇ જવાબ આપતું નથી? પહેરાપર કોણ છે?"

સંત્રીએ ભયભીત બની ધ્રુજતા અવાજે કહ્યું: "નામદાર! પહેરાપર હું છું."

"શું બ્હેરો થઇ પહેરાપર ઉભો છે? ચાલ આમ આવ?" દુર્જને કહ્યું.

દુર્જનસાલના આમ આવ શબ્દોથી સંત્રીનાં ગાત્ર ઢીલાં થઇ ગયાં. દુર્જનસાલના સ્વભાવથી તે પરીચિત હોવાથી તે ધ્રુજવા લાગ્યો. તેની એવી દશા નિહાળી કનકે પુછ્યું. "શા માટે આટલો બધો ગભરાય છે?"

"મહારાજ! મારૂં હવે આવી બન્યું." સંત્રીએ એક ડગલું આગળ ભરી કહ્યું.

" કેમ વારૂ ? " કમળાએ પૂછ્યું.

" આજ્ઞા ભંગની ભયંકર સજા મારે ભોગવવી પડશે. "

" સ્હેજ આજ્ઞા ભંગની શું ભયંકર સજા છે ? "

" હા, પાંચ વર્ષની સખ્ત મજુરી સાથે કેદની સજા. "

" ખરેખર પિશાચી સરદારનો આવોજ ન્યાય હોય છે. ભાઇ ! તું જા અને સરદાર પુછે તેનો હિંમતથી જવાબ આપ. પ્રભુ કૃપાએ અમે તારો બચાવ કરીશું. "

સંત્રીમાં કંઇક હિંમત આવી. તે ઉતાવળે પગલે ચાલી દુર્જન-સાલ પાસે આવી સલામ કરી ઉભો રહ્યો.

દુર્જનસાલે તેની તરફ ડોળા ધુરકાવી પૂછ્યું, " કેમ ત્હેં મારો અવાજ સાંભળ્યો નહોતો ? "

" ના નામદાર. " સંત્રીએ હાથ જોડી કહ્યું.

" કેમ વારૂ ? શું ઉંઘી ગયો હતો ? "

" ના. "

" ત્યારે બ્હેરો બન્યો હતો ? "

" ના. "

" ત્યારે શું થયું હતું ? "

" એ તેજસ્વી સાધુઓ આવ્યા છે; તેમના તેજથી હું અંજાઇ ગયો હતો. "

" શું સાધુઓ અને તે વળી તેજસ્વી અને આટલી રાત્રે ? " દુર્જનસાલે બોલી નાખ્યું.

" હા. નામવર ! કોઇક અલૌકિક મૂર્તિયો છે. "

" થોડીવાર પર સંગીત કોણે ગાયું હતું ? "

" તે સાધુઓએજ. "

" સંગીત સુંદર હતું. જા તે સાધુઓને અહિં બોલાવી લાવ. પણ પ્રથમ તપાસ કરજે કે તેઓની પાસે કંઇ હથીઆર છૂપાવેલાં હોય નહિ. "

"તેની મેં પ્રથમથીજ બારીક તપાસ કરી હતી." કહી સંત્રી ભય ટળવાથી આનંદ પામી ત્યાંથી ચાલતો થયો.

દુર્જલસાલ વિચારવા લાગ્યો કે; આટલી રાત્રે આવનારા સાધુઓ કોણ હશે? તેઓ બીજે ક્યાંય નહિ જતાં મારા મહેલ આગળ કેમ આવ્યા હશે? સંત્રી કહે છે કે તેઓ તેજસ્વી છે. વળી તેમનું ગાન મેં સાંભળ્યું છે. શું તેઓ ચમત્કારી હશે? કદાચ સાધુના સ્વાંગમાં દેશભક્ત દુષ્મનો હશે તો? તેઓ રાણીના મ્હોતથી મને પણ મારવા આવ્યા હશે તો? ના; એમ હોય નહિ. મારા સંત્રીએ પ્રથમથીજ તપાસ કરી છે કે તેઓની પાસે હથીઆર નથી. હથીઆર વિના દુષ્મનો આવી શકવાની હિંમત કરી શકેજ નહિ. ઠીક છે. હું સાવધ છું. સાધુઓના આવ્યા પછી સઘળું જણાશે." દુર્જન આવી રીતના વિચાર કરી રહ્યો હતો, એવામાંજ સંત્રી બન્ને સાધુઓને લઇ ત્યાં હાજર થયો.

દુર્જને ઝીણી નજરે સાધુઓના મુખનું અવલોકન કરી પ્રણામ કર્યા. સાધુઓએ લાંબા હાથ કરી તેને આશિષ શબ્દો સંભળાવ્યા.

સાધુઓની તેજસ્વી–ભવ્ય મુખમુદ્રા નિહાળી દુર્જનની ખાત્રી થઇ કે આ દુષ્મનો નથી પણ ખરેજ સાધુઓ છે. દુર્જન જેમ જેમ વધુ વખત સાધુઓની તરફ દ્રષ્ટિ કરતો ગયો, તેમ તેને સાધુઓ પ્રત્યે પૂજ્ય ભાવ ઉત્પન્ન થવા લાગ્યો. તેની આખી જીંદગીમાં સાધુનો આ સમાગમ તેને પ્રથમજ હતો. તે હજી એક શબ્દ પણ બોલ્યો નહોતો. કનકે પોતાનો પ્રભાવ જમાવવા ગંભીર વદને પૂછ્યું, "સરદાર! કેમ ચુપ બેઠા છો? મનમાંથી શંકાને કાઢી નાખજો. અમે કોઇના શત્રુઓ નથી; પણ પવિત્ર જનોનું કલ્યાણ ઇચ્છનારા છીએ."

પોતાના મનમાં થતી શંકા જાહેર થવાથી દુર્જન ચમક્યો અને મનમાં સમજ્યો કે આ સાધુઓ ખરેજ ચમત્કારી છે, જો તેમ ના હોય તો તેઓ મારા મનની વાત કેવી રીતે જાણે. આજે આખો દિવસ મેં શોકમાં ગુમાવ્યો છે. સારૂં થયું કે આ સાધુઓ અત્યારે

અહિં આવ્યા. મારી વ્યાકુળતા કંઇક શાન્ત થશે.

પોતાને જવાબ નહિ મળવાથી પુનઃ કનકે પૂછ્યું, "સરદાર! સાધુઓને પાસે બોલાવી શાન્ત બેસી રહેવું તે અપમાન બરાબર છે. માટે તમારા હૃદયમાં તરવરી રહેલા વિચારોને-ચિંતાઓને-ભયને દૂર કરી અમને અહિં કેમ બોલાવ્યા તે જણાવો ?"

"ખરેખર સાધુએ મારૂં હૃદય પણ જાણ્યું. છે તો ચમત્કારીજ." આમ આત્મગત બોલી દુર્જનસાલ નમ્ર અવાજે બોલ્યો; "માફ કરજો સાધુ મહારાજ કે મેં તમને તકલીફ આપી છે. હાલમાં એવા બનાવો બન્યા છે કે જેથી મારૂં હૃદય વ્યાકુળ રહે છે. મને કોઇની સાથે વાત કરવાનું પણ બરાબર ભાન રહેતું નથી." આટલું કહી દુર્જનસાલે સંત્રી તરફ જોઇ કહ્યું, "અલ્યા ખુરશીઓ લાવ."

સંત્રી ખુરશીયો લેવા જાય એ પહેલાંજ કનકે તેને જતો અટકાવી સરદાર પ્રત્યે કહ્યું.

"અમારે માટે ખુરશીયોની જરૂર નથી. અમે આપ સાહેબની સામે જ જમીનપર સ્થાન લઇશું." કહી કનક-કમળાએ સાથે રાખેલાં મૃગચર્મો જમીનપર બીછાવી દુર્જનસાલની સામે સ્થાન લીધું.

"મહારાજ! જળપાનની ઇચ્છા છે ?" દુર્જને પૂછ્યું.

"ના જી."

"આપનું પધારવું રાત્રિના સમયે મારા મહેલ આગળ ક્યાંથી થયું ?" દુર્જને પૂછ્યું.

"સરદાર! અમે તો રમતા રામ છીએ. અમારે તો રાત્રિ દિવસ સરખાં છે. અમે મોજ આવે ત્યાં જઇએ આવીએ છીએ. આ રસ્તે થઇને જતા હતા; એવામાં આ મહેલ જોયો. અમને આત્માએ આકર્ષ્યાં અને અહિં આવ્યા." કનકે જણાવ્યું.

"તમારૂં નિવાસ સ્થાન ક્યાં છે ?"

"સર્વત્ર."

"એક સ્થળે નહિ ?"

"ના. સાધુઓને એક સ્થળે રહેવાની શાસ્ત્રમાં આજ્ઞા નથી."

"ખરૂં છે. આ નગરમાં ક્યારના પધાર્યા છો?"

"કેટલાક સમય થયો."

"થોડીવારપર જે ગાન ગવાયું હતું; તે આપ શ્રીએજ ગાયું હતું?"

"હા, આપના સાંભળવામાં આવ્યું હશે?"

"સારી રીતે."

"ગાનથી આનંદ પ્રાપ્ત થયો કે નહિ?"

"ગાનમાં અમૂલ્ય ઉપદેશામૃત હતું. આપના સંગીતેજ મારી વ્યાકુળતા કંઈક અંશે દૂર કરી છે."

"ચાલો આનંદ થયો." કનકે કહ્યું.

"મહારાજ! આપ કાંઈ જ્યોતીષ જાણો છો?"

"જ્યોતીષ શીખ્યા નથી; પણ પ્રભુ કૃપાએ સઘળું જાણીએ છીએ. પ્રભુથી કંઇ અજાણ્યું નથી."

"મહારાજ! મારે આપને કંઇક પુછવું છે?"

"તમારે શું પૂછવું છે તે હું જાણું છું. છતાં પૂછો?"

"આપ તો સર્વજ્ઞ છો. મારીપર કૃપા કરવાનેજ અહિં પધાર્યા છો. મહારાજ! હું આજ સુધી એમજ માનતો આવ્યો છું કે પ્રભુ નામધારી કંઇ છે જ નહિ. પણ આ થોડા દિવસમાં બનેલા બનાવથી મને સમજાય છે કે એક એવી છૂપી શક્તી છે કે જે જગતને ચલાવે છે અને તે પ્રભુના નામથી ઓળખાય છે. કહો મારી આ માન્યતા ખરી છે કે ખોટી?"

"સરદાર! પ્રભુ નથી એવું કહેનારા કેવળ મૂર્ખાઓજ છે. પ્રભુના પ્રતાપથીજ આ જગત ચાલી રહ્યું છે. જો પ્રભુ ન હોત તો આ જગત પણ ન હોત. જડ ચૈતન્યમાં પ્રભુ બિરાજે છે. તે દેખાતો નથી; છતાં પ્રત્યક્ષ છે. તમે વિચાર કરી જુઓ કે જ્યારે તમે મહાન નિદ્રામાં પડો છો ત્યારે તમારૂં રક્ષણ કોણ કરે છે? નિદ્રામાં સ્વપ્ન જુઓ છો અને સવારે જાગીને કહો છો કે રાત્રે ફલાણું સ્વપ્ન

આવ્યું હતું; તે કહેનાર બોલનાર અને જાણનાર કોણ છે? પાપીઓને વ્યાકુળતા ઉત્પન્ન કરનાર–દંડ દેનાર અને પવિત્રજનોનું પાલન કરનાર કોણ છે? જન્મ આપનાર–પાલન કરનાર અને મૃત્યુની સુખદ નિદ્રામાં સુવાડનાર કોણ છે? કઇ પ્રબળ શક્તીના આધારે તમે અને હું આવી રીતે બોલી શકીએ છીએ? કેવળ એક પ્રભુ છે. સર્વ જગતની દોરી તેના હાથમાંજ છે. સરદાર! તમે પોતેજ વિચાર કરી જુઓ કે રાજા દુર્મદસિંહના મરણ પછી તમે અને કળાવતી કેવાં સુખી હતાં? તમે એમજ સમજતાં હતાં કે તમારૂં એ સુખ સદાકાળ નભી શકશે. એ સુખની તૃષ્ણાથીજ તમે તમારા પવિત્ર હાથને પાપ કર્મોથી કાળા કર્યા. તમારા અને રાણીના પ્રેમમાં પણ કપટતંત્ર સમાયું. તમે રાણીનો ઘાત કરી રાજા થવાને ઇચ્છતા હતા. તમે અને રાણીએ અનેક જનોને દુઃખી કર્યાં. છેવટે...

કનક આગળ બોલે એ પહેલાંજ દુર્જન બોલી ઉઠયો; "બસ કરો પ્રભુ. વાત આગળ લંબાવશો નહિ. આપ તો સર્વજ્ઞ છો એટલે બધી બાબત જાણી શકો છો; પણ પ્રથમની વાતો યાદ કરવાથી મારા મનમાં અપાર કષ્ટ ઉત્પન્ન થાય છે. હા! એ સુખી દિવસોનું સ્મરણ કરતાં મને કંઇ કંઇ વિચારો ઉત્પન્ન થાય છે. પણ છેવટે હું કંઇક સમજ્યો છું. છૂપી શક્તિ પરમાત્મા છે એ સમજતાં શીખ્યો છું. અને તેથીજ કંઇક વ્યાકુળ બન્યો છું. મહારાજ! કહો મારી વ્યાકુળતા શાન્ત થશે કે નહિ?"

"સરદાર! તમારો આ પ્રશ્ન વિચિત્ર છે. દરેક માણસ સમજે છે ત્યારથીજ શાન્તિ અને વ્યાકુળતા પ્રાપ્ત કરે છે. ગુણજ્ઞ સારાં કામો કરી શાન્તિ સુખ મેળવે છે; ત્યારે અજ્ઞાનીયો અનીષ્ટ કર્મો કરી વ્યાકુળતા પ્રાપ્ત કરે છે. એતો જેવાં કર્મ. શાન્તિ અને વ્યાકુળતાનો આધાર માણસોનાં શુભાશુભ કાર્યોપર રહે છે."

"હું તો હજી એમજ માનું છું કે મેં જે કાંઇ કર્યું છે તે વ્યાજબીજ કર્યું છે."

"તમે માનો; પણ જગત માનતુ નથી. સંસાર એક વિશાળ દર્પણ છે. કર્મ પ્રમાણે તેમાં છાયા પ્રત્યક્ષ દેખાય છે."

"ત્યારે શું હું પાપી છું?" દુર્જને શોકમય અવાજે પુછ્યું.

"તે તો તમે જાણો. તમારા આત્માને પૂછી જુઓ?"

"મેં આત્માને પૂછી જોયું. તે કહે છે કે તું પાપી નથી."

"તમારી ભૂલ થાય છે. તમે ભયંકર કામો કર્યાં છે; તેથી તમારો આત્મા તો અંદરથી કંપી રહ્યો છે. પણ તમારૂં પાપી મનજ તમને બળાત્કારે બોલાવે છે કે તમે પાપી નથી. બોલો; મારૂં ધારવું સત્ય છે કે નહિ?"

"ખરેખર એમજ છે?" દુર્જને નમ્ર વદને જણાવ્યું.

કનક–કમળાએ થોડીવાર મૌન ધરી હરીના નામનો ઉચ્ચાર કર્યો. દુર્જન પણ થોડોક વખત શાન્ત રહી અંતે બોલ્યો; "પ્રભુ! મારૂં શું થશે?"

"આ પ્રશ્નનો જવાબ તમારા આત્મા તરફથી મળશે. પૂછી જુઓ."

દુર્જને થોડીકવાર શાન્ત રહી કહ્યું, "મને કંઇ સમજાતું નથી. હૃદયમાં કેવળ ભયનોજ ભાસ ઉત્પન્ન થાય છે."

"બસ એજ જવાબ. ભવિષ્ય ભયંકર સમજવું." કનકે કહ્યું.

"શું મારૂં ભાવી ખરાબ છે?" દુર્જને શંકાશિલ વદને પૂછ્યું.

"હા, હાલ તો એમજ જણાય છે."

"શું આ રાજ્યનું સિંહાસન મારા ભાગ્યમાં નથી?"

"ના."

"ત્યારે આ રાજ્યની ગાદીપર કોણ બીરાજશે?"

"ખરો હકદાર."

"એ તો મરી ગયો છે."

"તેને મરી ગયેલો માનનારની ભૂલ થાય છે."

"ત્યારે શું તે જીવે છે?"

"હા."

" ક્યાં છે ? "

" આ નગરમાંજ, "

" શું આ સત્ય છે ? શું દુષ્મન આ નગરમાં છે ? " દુર્જને ગભરાઇને પૂછ્યું.

" હા. "

" મહારાજ ! આપનો અતિ ઉપકાર થયો કે દુષ્મનની ખરી ખબર આપનાથી મળી. હું મારા તે દુષ્મનને ગમે એ પ્રકારે ખોળી કાઢી ઠાર કરીશ. નોત્તમનગરની ગાદી વારસ વિનાની કરીશ અને પછી હું પોતેજ રાજ્યનો માલીક થઇશ. "

" દેશભક્તોને જીતપર જીત મળે છે એ આપ જાણો છો ને ?" કનકે શાન્તિથી પૂછ્યું.

દુર્જનના હૃદયમાં ભયનો સંચાર થયો. દેશભક્તોનું નામ સાંભળી તેનું મુખ ઉતરી ગયું. તે થોડીકવાર વિચારમાં રહી બોલ્યો; " મને ભય ફક્ત એઓનોજ છે, પણ તેમની સાથે સલાહ કરવાનો પ્રયત્ન કરીશ. તેઓ માગશે એટલો દંડ આપીશ. અરે છેવટે તેમનો ખંડીયો રાજા પણ થઇ રહીશ. "

"એ તો બધું ખરૂં. પણ તમે દેશભકતોના સરદારને ઓળખો છો?"

" હા, તે ઘણો ભયંકર માણસ છે. મને ભય માત્ર તેનોજ છે. " દુર્જને જણાવ્યું.

" સરદાર બહાદુર ભુજંગસિંહ ન્યાયી માણસ છે એવું મારા જાણવામાં છે. "

" મહારાજ ! તેની સાથે મારાથી સુલેહ કરી શકાશે કે નહિ ?"

કનક થોડીકવાર મૌન રહ્યો. તેણે સમાધી ચઢાવાનો ઢોંગ કર્યો અને પછી સમાધિ ઉતારતાં હર–હર શબ્દનો ઉચ્ચાર કરી તેણે દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો.

સાધુના મુખમાંથી નીકળેલા હર–હર શબ્દો અને નિઃશ્વાસ ધ્વનીથી દુર્જનસાલના હૃદયમાં વ્યાકુળતા વ્યાપી રહી. તેણે નમ્ર અવાજે પૂછ્યું. " બાપજી ! શું જણાયું ? "

"સરદાર ભુજંગસિંહ કદાપી કાળે તમારી માગણી સ્વીકારશે નહિ."

"કારણ ?"

"તે તમારાં દરેક પાપકર્મ જાણે છે. દુર્જનસાલ ! મારી સમાધીમાં તમારાં દરેક કર્મ મેં પણ જાણ્યાં છે. તું ઘણો દુષ્ટ માણસ છે. અમે અહિં તારી પાસે આવવામાં ગંભીર ભૂલ કરી છે. આ પાપ સદનમાં આવી અમે અપવિત્ર થયા છીએ. દુર્જનસાલ ! શું કહું ? તારાં કરેલાં કર્મનું પરીણામ જોતાં મને તારી દયા આવે છે. પણ સાધુ પુરૂષોનાં હૃદય દયાળુ હોય છે અને તેથી તું આટલો બધો અધર્મી છે છતાં તને કહું છું કે હવે નીતિનો રસ્તો ગ્રહણ કર. સરદાર ! તું જેવો પ્રપંચમાં નિપુણ છે; એટલો વિચારવાન નથી. તારા કાન કાચા છે. તું શત્રુઓને મિત્ર માને છે અને મિત્રોને શત્રુઓ માની તેઓની પર ગજબનાક જુલ્મો ગુજારે છે. તું તારૂં ભાવી હાથે કરીનેજ ખરાબ કરે છે. તારા સુખની શરૂઆત થઇ ચૂકી હતી. તું રાજરાજેન્દ્ર બનવાનો હતો. પણ અફસોસ ! ત્હેં વિચાર વિનાનું એક ભયંકર કામ કર્યું છે. તારા પાપની ભાગીદાર રાણી અકાળે મરણને શરણ થઇ. તું પણ જો વેળાસર ચેતીસ નહિતો તારી પણ એનાથી ઘણી ખરાબ દશા થવાની એ ખચીત સમજજે." આટલું લંબાણ વિવેચન કરી કનક ચૂપ રહ્યો.

દુર્જનના શોક–દુઃખનો પાર રહ્યો નહિ. પાખાત્મા દુર્જન સાધુને ઇશ્વરતુલ્ય માનવા લાગ્યો. તેણે ઘણીજ નમનતાઇથી પૂછ્યું; "બાપજી! શું મારા સુખની શરૂઆત થઇ ચુકી હતી ?"

"હા."

"મારી હાલમાં શી ભુલ થઈ ગઇ ?"

"તુંજ વિચાર કરી જો ?"

દુર્જને વિચાર કર્યો પણ કંઇ સમજ્યો નહિ. પુનઃ તેણે કહ્યું, "બાપજી! મને તો કંઇ સમજાતું નથી. મારી બુદ્ધિ બ્હેર મારી ગઇ છે. આપ સત્ય હકીકત સમજાવો ?"

" કાલે જણાવું તો ? "

" ના બાપજી. કાલ સુધી મારાથી ધીરજ ધરાશે નહિ. "

" જો સાંભળ. તારાથી હાલમાંજ ભયાનક અન્યાય થયો છે. તારી સેવામાં જે પુષ્પક નામનો માણસ હતો, તેનીપર તેં અન્યાય કર્યો છે. તે માણુસ પૂર્ણ વફાદાર હતો. તારા માટે પ્રાણ આપે તેવો હતો. તેના સઘળા પ્રયત્નો કેવળ તારા ભલાને અર્થેજ હતા. છતાં ત્હેં તેને ગુન્હેગાર ઠરાવી અધમ કાર્ય કર્યું છે. "

" ખરેખર ! હવેજ મારી ખાત્રી થઇ. પુષ્પકને જો કે મેંજ અપરાધી ઠરાવ્યો છે; છતાં મારૂં અંતઃકરણ બળે છે. "

" તારૂં અંતઃકરણ નહિ પણ તારો આત્માજ બળે છે અને પુષ્પક નિર્દોષ છે એવી તે સાક્ષી આપે છે. "

" મહારાજ ! કોઇએ એમ કહ્યું હતું કે તેઓ દુષ્મનો છે અને તેઓનાં ખરાં નામ તો વસંત-વિજય છે. "

" સઘળું ખોટું. એ કહેનારજ તારો કટ્ટો શત્રુ હોવો જોઇએ. સબુર, હું આ પળેજ તારી સઘળી ખાત્રી કરી આપું છું. પુનઃ કનકે સમાધી ચઢાવાનો ઢોંગ શરૂ કર્યો. દુર્જનસાલ આશ્ચર્યચકિત થઇ તેની સામે જોઇ રહ્યો. આવા ત્રિકાળ જ્ઞાની સાધુબાવા પોતાના મહેલે પધારવાથી તે તેના મનમાં આનંદ માનવા લાગ્યો. કનકની સમાધી અવસ્થામાં તેણે કમળાને પૂછયું.

" તમે આ બાપજીના શિષ્ય હશો ? "

" અમે એ માનો. અમારામાં શિષ્ય ગુરૂનો ભેદ નથી. અમારો આત્મા એક છે. " કમળાએ કહ્યું.

" તમે યોગ જાણો છો ? "

" એ જાણે છે એ હુંજ જાણું છું. "

" તમારો પૂર્વાશ્રમ શું હતો ? "

" સાધુઓને પૂર્વાશ્રમ જણાવવાનો અધિકાર નથી. "

" આ નગરમાં ક્યાં સુધી રહેવા વિચાર છે ? "

" પ્રાતઃકાળે પ્રયાણ કરવાનું છે ? "

" કઇ તરફ જવા વિચાર છે ? "

" ઇશ્વર લઇ જાય ત્યાં.

" તમે શું નામથી ઓળખાવ છો ? "

" આ દેહ સત્યાનંદના નામથી ઓળખાય છે. "

" અને આ બાપજી ? "

" પૂર્ણાનંદ. "

" અહા કેવાં આનંદમય નામ! પ્રભુએજ કૃપા કરી આપ મહાત્માઓને અહિં મોકલી આપ્યા છે. આપનાં દર્શનથી મારી બુદ્ધિ પણ નિર્મળ થઇ છે. માણસનું જ્યારે સારૂં થવાનું હોય છે ત્યારેજ સંત સમાગમ થાય છે. એ મુજબ મારૂં પણ કંઇ સારૂં થવાનું નિર્માણ થયું હશે કે જેથી આપ મહાનુભાવ મહાત્માઓ મારા મહેલે પધાર્યાછો."

દુર્જનસાલનું બોલવું પૂર્ણ થતાંજ ધ્યાનસ્થ જેવા જણાતા કનકે આંખ્યો ઉઘાડી; અને આસપાસ નજર કરી દુર્જનસાલ પ્રત્યે કહ્યું, " સરદાર ! સઘળી બાબત જણાઇ આવી. "

" શું માલમ પડ્યું ? " દુર્જને અધીરાઇથી પૂછ્યું.

" ખરૂં જણાવતાં તને કષ્ટ ઉત્પન્ન થશે. "

" કંઇ ફીકર નહિ, પણ મને ખરૂં જણાવો."

" પુષ્પક—ચંપક તદન નિર્દોષ છે. તું ધારે છે એવા દુશ્મનો તે નથી.

" શું તેઓ નિર્દોષ છે ? "

" શું હજી પણ તું સંશયી છે ? "

" ના, પણ ખરા ગુન્હેગાર કોણ છે એ જણાવો ? "

" તું જેને રાજ્યભકતો માને છે તેઓ. "

" શું વિરોધ અને શયતાન ? "

" હા, તેઓજ ગૂન્હેગાર છે. તેઓ તને પણ ફસાવવા ધારે છે. તે એવી રીતે કે દેશભકતો સાથે છૂપી રીતે મળી જઇ તને પકડાવવો અને નોતમનગરનું રાજ્ય તેમને સ્વાધિન કરી બદલામાં નોતમનગરના

અધિકારી થવું. આ ધારણા પૂર્ણ કરવાને તે બન્નેમાંના વિશેષે રાણીનું ખૂન કર્યું અને તારી પાસેથી વફાદાર પુષ્પકને દૂર કરવાને ઇરાદે ખૂનનો આરોપ તેની પર મૂકયો. વળી તેના કાવત્રામાં રાણીની મુખ્ય દાશી પણ મળેલી છે."

"શું દાશી પણ કાવત્રામાં સામેલ છે?" દુર્જને ગમગીન વદને પૂછયું.

"આ પળેજ તારી ખાત્રી કરી આપું છું. દાશીને બોલાવ."

દુર્જને દાસીને બોલાવી લાવવા એક સેવકને રવાના કર્યો.

સેવકના ગયા પછી કનકે કહ્યું, "સરદાર! એક નિર્દોષ માર્યો ન જાય તેના કારણે અમે આજે આ સંસારી ખટપટમાં ઉતર્યા છીએ. તું આ રાજ્યનો મોટો સરદાર છે. તારા હાથે તારા હિત કર્તાનો નાશ થવો જોઇએ નહિ એથીજ પ્રભુએ અમને અત્રે આવવાની પ્રેરણા કરી હશે. જો સાંભળ, દાશીની ખાત્રી કર્યા પછી હું તે બન્ને દુષ્ટોની પાસે પણ સત્ય હકીકત કબુલ કરાવીશ. બોલ પછી કાંઇ?"

"પ્રભુ! આપનો મહાન ઉપકાર થયો. મને મહા ભયંકર કર્મમાંથી તાર્યો, હાય! ગૂન્હેગારો છૂટી ગયા અને નિર્દોષજનો હેરાન થયા." દુર્જને અફસોસ કરવા માંડયો.

## પ્રકરણ ૧૪ મું.

### ખરા ગૂન્હેગારો.

દુર્જનસાલ આતુર નયને દાશીની રાહ જોઇ રહ્યો. થોડીવારે સિપાહી દાશીને બોલાવી લાવ્યો. દાશીને જોતાંજ દુર્જનની આંખ્યો લાલચોળ થઇ. કનકે તેનો હાથ દબાવી તેને શાન્ત રહેવાની સૂચના કરી. દાશીનું નામ રૂપાળી હતું. તેણે ત્યાં આવી સરદાર અને સાધુઓને નમન કર્યું. દુર્જનસાલના મહેલમાં રાત્રિના સમયે સાધુઓને

બિરાજેલા જોઈ તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેણે તિવ્ર નેત્ર સાધુઓ સામે દ્રષ્ટિ કરી.

કનકે તેને નીચે બેસવાનું સૂચવી પૂછ્યું, "બાઇ! તારૂંજ નામ રૂપાળી કે?"

"હા મહારાજ." જીભની છૂટી રૂપાળીએ નમનતાઇથી જણાવ્યું.

"જેવું તારૂં નામ સુંદર છે; એવું તારૂં મન સુંદર નથી." કનકે હસ્તવદને કહ્યું.

"કેમ બાપજી?" રૂપાળીએ પૂછ્યું.

"તે તું તારા મનનેજ પૂછી જો."

"પણ શું?"

"તારાં કામ કેવાં છે એ તારૂં મનજ તને જણાવશે."

"મારાં કામની પરીક્ષક તો મારી મહારાણી હતી; પણ એ તો બિચારી ગઇ."

"હા ગઇ; તારી પ્રત્યેની દયા અને મમતાનો તેને યોગ્ય બદલો મળી ચૂકયો. કેમ ખરૂંને?" કમળાએ પૂછ્યું.

આ પ્રશ્નથી રૂપાળી ચોંકી. તેના મુખપર શ્યામતા ફરી વળી. દુર્જન પણ સમજી ચુકયો. તેના હૃદયમાંથી ક્રોધના ઉષ્ણ શ્વાસ નીકળવા લાગ્યા; પણ કનકે સંજ્ઞા કરવાથી ચૂપ રહ્યો.

દાશી કંઇ બોલી નહિ. પુનઃ કનકે પૂછ્યું: "કેમ મારૂં કહેવું અને ધારવું બરાબર છે ને?"

"શું બાપજી! તમારા બોલવામાં મને તો કંઇએ સમજણ પડતી નથી."

"કામ પૂરૂં થઇ ગયું એટલે શાની સમજ પડે? વારૂં જણાવતો ખરી કે ઇનામમાં શું મળ્યું?"

"શાનું ઇનામ? તમે આ શું બોલો છો?"

"મારૂં બોલવું અને કહેવું તું બરાબર સમજી છે એવું તારા મુખપર પથરાએલી કાળાશથી સાબીત થાય છે. છતાં તારે સ્પષ્ટ

કહેરાવવું હોય તો સાંભળ; અને મને જવાબ આપ કે રાણીનું ખૂન કરાવવામાં મદદગાર થઇ તેનું તને શું ઇનામ મળ્યું ?"

રૂપાળી ઠંડી થઇ ગઇ, તે સર્વાંગે ધ્રુજવા લાગી; પણ નિર્દોષ ઠરવા હિંમત એકત્ર કરી બોલી, "બાપજી! તમે આ શું બોલો છો? રાણી માતાના ખૂનની હું મદદગાર? શું હું મારી અન્નદાતાના ખૂનીની સ્હાયક? અરેરે આ હું શું સાંભળું છું? એક પવિત્ર મહાત્મા કે જેનું કાર્ય સદા–સર્વદા સર્વનું કલ્યાણ કરવાનું છે, તે આજે એક નિર્દોષ રંક અબળાને આ કેવા શબ્દો સંભળાવે છે? હું......"

તેને બોલતી અટકાવી કનકે ગુસ્સાથી કહ્યું. "નિષ્ઠુર અબળા! હું તને સારી રીતે ઓળખું છું. તું સુંદર સ્વરૂપમાં છૂપાએલી ઝેરી સર્પીણી છે. ક્રૂર રાક્ષસી છે. તારી અધમ જાહેર થઇ ચુકી છે. તારૂં ભયંકર કાર્ય કોઇનાથી અજાણ્યું નથી. માટે જો જીવવું હોય તો સત્ય હકીકત જણાવી દે?"

"પણ શું જણાવું?" રૂપાળીએ કૃત્રિમ અશ્રુ આણી પૂછ્યું.

"રાણીનું ખૂન કોણે કર્યું છે?"

"પુષ્પકે."

"હજી પણ જુઠું? ચંડાળણી! ફરીથી એકવાર કહું છું કે સાચી વાત જણાવી દે, નહિ તો તારૂં આવી બન્યુંજ સમજજે. હું સાધુ છું, હું કોઈને દુઃખી કરવા ઇચ્છતો નથી. હું અને નામદાર સરદાર સઘળી બાબત જાણી ચુક્યા છીએ, પણ તારી વફાદારીની ખાત્રી કરવા તને પૂછીએ છીએ. માટે જે ખરૂં હોય તે જણાવી દે?"

"મેં જે ખરૂં હતુ તે જણાવ્યું છે." રૂપાળીએ કંપતા શરીરે કહ્યું

"શું પુષ્પક ખૂની છે?"

"હા."

"તેણેજ રાણીને ગોળી મારી હતી?"

"હા."

"તું તે વખતે હાજર હતી?"

"હા."

"ક્યાં ઉભી હતી?"

"બારણાંની પાછળ."

"પુષ્પક આવ્યો તેની તને ખબર હતી?"

"ના."

"ત્યારે ત્હેં તેને જોયો ઓળખ્યો કેવી રીતે?"

દાશી જવાબ દઇ શકી નહિ. પુનઃ કનકે પૂછ્યું, "તે વખતે દીવો સળગતો હતો?"

"હા, ઝાંખો દીવો પ્રકાશતો હતો."

"તેં બરાબર ખાત્રી કરી હતી કે તે પુષ્પકજ હતો?"

"હા, મેં તેનું મ્હોં બરાબર જોયું હતું."

"તું બારણાં પાછળ ઉભી હતી. ઝાંખો દિવો બળતો હતો; છતાં તેં પુષ્પકને ઓળખ્યો. તું ખરેખરી ચાલાક. વારૂ પુષ્પકે જે પીસ્તોલથી રાણીને જખમી કરી; તે પિસ્તોલ પુષ્પકના પકડાયા વખતે તેની પાસે ન્હોતી તેનું શું?"

"તેણે ચંપકને પિસ્તોલ આપી દીધી હતી અને તે લઇ ચંપક નાશી છૂટયો હતો." રૂપાળીએ કહ્યું.

દુર્જન સમજી ગયો કે દાશી અસત્યજ બોલે છે. તેણે ગુસ્સાથી લાલચોળ થયેલાં નેત્રે દાશી તરફ દૃષ્ટિ કરી ભયંકર અવાજે કહ્યું, "ચંડાળણી! હજી પણ જુઠું બોલતાં શરમાતી નથી? ચાલ ઘુંટણે બેસી જા. હું આ પળેજ તારૂં માથું ધડથી જુદું કરી નાખુ છું." દુર્જને ઉભા થઇ તલ્વાર માગી. સિપાહીએ તલ્વાર લાવી તેના હાથમાં આપી. દુર્જને તલ્વાર ખુલ્લી કરી કહ્યું, "જો જીવવું હોય તો ખરી હકીકત જણાવી દે?"

રૂપાળી ગભરાઇ ગઇ. તેના મનમાં નક્કી થઇ ચૂક્યું કે હવે મરણ નજીક છે. જુઠું નભી શકશે નહિ. પાપનો ઘડો ફુટી ચૂક્યો છે. છેવટે તે હાથ જોડી ગળગળે સાદે બોલી, "મને માફ કરો. હું સાચી હકીકત જણાવું છું."

"ચાલ ઝટ જણાવી દે ?" દુર્જને દાંત પીસી કહ્યું.

રૂપાળી ધ્રુજતા અવાજે બોલી, "મહારાજ ! રાજાનું ખૂન કરનાર વિરોધસિંહ છે, પુષ્પક તદ્દન નિર્દોષ છે."

"દુર્જન તેનો ચોટલો પકડી તેને જમીન પર પટકતાં બોલ્યો, "ઓ ખુબસુરતબલા ! જીવતી ચૂડેલ ! તેં ગજબ કર્યો છે નિર્દોષને ગુન્હેગાર ઠરાવ્યો છે. હા ! શું કરૂં ? ઠીક; જા થોડા વખત માટે જીવતી રહે." દુર્જને નજીક ઉભેલા સિપાહીને કહ્યું; "આ કાળમુખી કુલટાને અહિંથી લઇ જા. તેને સખ્ત બંદોબસ્તમાં રાખજે."

સિપાહી રૂપાળીની નજીક આવ્યો. રૂપાળી રડતી–કકળતી સિપાહીની સાથે જેલખાના તરફ રવાના થઇ.

તેના ગયા પછી કનકે ગંભીર અવાજે પૂછ્યું, "કેમ સરદાર ! હવે તો તારી ખાત્રી થઇને ?"

"હા, ખાત્રી પૂર્ણ થઇ ચૂકી. હું ઠગાયો છું. કાળાં કર્મો કરનારા કર્મચંડાળોથી પૂરેપૂરો ફસાયો છું."

"મારે હજી પણ વિશેષ ખાત્રી કરાવવી છે."

"હવે શું જાણવાનું બાકી રહ્યું છે ?"

"પાપીઓના મુખથીજ પાપ સાબીત કરવું છે."

"તે કેવી રીતે બનશે ?" દુર્જને પૂછ્યું.

"જેવી રીતે દાશીને મનાવી તેવી રીતે તેમને પણ મનાવશું."

"તે દુષ્મન પ્રબળ છે."

"આપણી આગળ તેનું બળ વૃથા છે. સરદાર ! તમે અમારી સાથે ચાલો અને જુઓ કે અમે તેને કેવી રીતે મનાવીએ છીએ ? પણ તે પહેલાં મારે આપને જણાવવાનું કે અમે તેને જે કાંઇ કરીએ; તે તમારે કંઇ પણ બોલ્યા સિવાય શાન્તિથી જોયા કરવું."

"તમે કહેશો એ પ્રમાણે વર્તવા હું તૈયાર છું."

"ત્યારે ચાલો આપણે અત્યારેજ નીકળીએ."

"અત્યારે ?"

" હા, ધર્મના કામમાં ઢીલ શી ? "

" આપણે કઇ તરફ જવાનું છે ? શું વિરોધના મકાને જવાનું છે ?"

" સબુર કરો; તે હું તમને આ પળેજ જણાવું છું. " કહી કનકે પુનઃ પ્રાણાયામનો ઢોંગ કરી કહ્યું, " સરદાર સમય અનુકુળ છે ? વિરોધસિંહ અને શયતાનસિંહ અત્યારે એક જુગારખાનામાં હોય એમ જણાય છે. "

" શું જુગારખાનામાં ? "

" હા, તેઓ જુગાર રમવામાં પણ ઉસ્તાદ છે. "

" ચાલો ત્યારે. " દુર્જન વસ્ત્ર—શસ્ત્ર ધારણ કરી તૈયાર થયો. પાંચ સિપાહીઓને સાથે ચાલવાની તેણે આજ્ઞા કરી. સઘળા મહેલની બહાર નીકળી જુગારખાના તરફ જવા લાગ્યા.

પાઠકો ! આ સઘળું મંડળ જુગારખાના સમિપ આવે તે પહેલાં ચાલો આપણે જોઇએ કે પેલા ભુપતે શું કર્યુ ? તે વિરોધ-સિંહને ફસાવી લાવવામાં ફાવ્યો છે કે નહિ ?

× × × ×

કનક—કમળાના ગયા પછી એક કલાકે મોહન પણ તેનું કાર્ય પૂર્ણ કરવાને નીકળી પડયો. તેણે પોતાના એક ઓળખીતા સૈનિક સિપાહીની પાસે જઇ તેનાં કપડાં મેળવી પહેરી લીધાં. ભુપત નોત્તમ-નગરનો વફાદાર સૈનિક બની વિરોધસિંહના મકાને આવ્યો. મકાનના મેદાનમાં એક સિપાહી ઉભો હતો.

ભુપતે તેની નજીક જઇ રૂવાબથી પૂછ્યું. " અલ્યા ! સરદાર સાહેબ અંદર છે કે ? "

" હા, તમારે શું કામ છે ? "

" મારે તેમને મળવું છે. "

" અત્યારે મળી શકાશે નહિ. "

" કેમ ? "

" તેઓ અત્યારે ખુશ મીજાજમાં બેઠા છે. "

" તેથીજ મળવું યોગ્ય ધારૂં છું. "

" અરે એ તો ગુલતાન થઇને બેઠા છે. "

" ફીકર નહિ. મારી વાત સાભળતાં વધુ વળી ગુલતાન બનશે. "

" તમે ક્યાંથી આવ્યા છો ? "

" મોટા સરદારના મહેલેથી. "

" શું કાંઇ અગત્યનું કામ પડ્યું છે ? "

" હા, સરદારેજ મને મોકલ્યો છે. ઘણુંજ જરૂરી કામ છે. "

" પધારો ત્યારે, પણ સંભાળજો. "

" તું કંઇપણ ફિકર કરીશ નહિ. વારૂ અંદર બીજું કોઇ છે કે?"

" હા, શયતાનસિંહ અને બે રંડીયો. "

" ઠીક. " ભુપત હિંમતથી અંદર પ્રવેશ્યો.

અંદર પ્રવેશતાં ભુપતને અલૌકિક દૃશ્ય જણાયું. વિરોધસિંહ અને શયતાનસિંહ નિશાથી ચકચુર બની બેઠા હતા, બે ગાનારી સ્ત્રીઓ ગાનથી અને કુટીલ ચેષ્ટાઓથી બન્ને અધમોને આનંદ અર્પી રહી હતી. ભુપતના આવવાથી આનંદમાં ભંગ પડયો, વિરોધસિંહનું મુખ ગુસ્સાથી લાલચોળ બન્યું. શયતાનની પણ તેજ અવસ્થા થઇ. ભુપતે દરબારી રીત પ્રમાણે નમન કરી શાન્ત દેખાવ ધારણ કર્યો.

વિરોધે ગુસ્સાથી પૂછ્યું, " તું કોણ છે ? "

" આશ્ચર્યની વાત છે કે હું માણુસ છું છતાં આપ નામ પૂછો છો કે તું કોણ છે ? " ભુપતે મજાકના ભાવથી કહ્યું. તેના આવા વિચિત્ર જવાબથી વિરોધના ગુસ્સામાં વૃદ્ધિ થઇ; પણ શયતાન હશી પડયો અને બોલ્યો.

" અલ્યા તું કોઇ નવો માણુસ હોય એમ જણાય છે ? "

" સરદાર સાહેબનું કહેવું અને ધારવું ગેરવ્યાજબી નથી. " ભુપતે હશીને જણાવ્યું.

" અલ્યા ! તું કોઇ ચકમ છે. સીધા જવાબ આપવાને બદલે આવા જવાબ કેમ આપે છે ? " શયતાને પૂછ્યું.

"મારા જવાબ તદ્દન સીધા ને સ્પષ્ટ છે. મારા શબ્દો વિદ્વાન જનો તરત સમજે છે; પણ કેવળ મૂર્ખાઓજ સમજી શકતા નથી."

વિરોધની આંખ્યોમાંથી આગના તનખા નીકળવા લાગ્યા. પુનઃ શયતાને કહ્યું, "તારૂં કહેવું બરાબર છે. મૂર્ખાઓજ તારા શબ્દોમાં ફસાય. વારૂ તું કોણ છે "

"મેં આપ નામવરને પ્રથમજ જણાવ્યું કે હું માણસ છું."

વિરોધથી રહેવાયું નહિ, તે બોલ્યો, "ઝટ ભસી મરને કે તું કોણ છે?"

"હું સરદાર સાહેબનો માણસ છું. નામવર! આવા ઉડાઉડના સમયમાં આવી રીતે વર્તવું અને એક વફાદાર માણસપર ગુસ્સે થવું એ આપના જેવા મોટા માણસને ખરેખર લજ્જાસ્પદ છે."

"ઓય મારો બેટો આ તો ઠેઠનો નીકળ્યો." આટલું મનમાં બોલી પુનઃ વિરોધે પૂછ્યું, "શું તું સરદાર બહાદુર દુર્જનસાલનો માણસ છે?"

"હા નામવર."

"અત્યારે કેમ આવ્યો છે?"

"આપના આનંદમાં ભંગ પડાવવા."

"અમારા આનંદમાં ભંગ પાડનારને મ્હોતની સજા થાય છે. પણ તું સરદાર બહાદુરનો માણસ હોવાથી તેની શીક્ષામાંથી બચી જાય છે."

"મેં જો કે તમારા આનંદમાં ભંગ પાડયો છે; પણ હું એવા સમાચાર તમને જણાવવા આવ્યો છું કે જે સાંભળતાંજ તમારા પ્રથમના આનંદ કરતાં તમારા આનંદમાં ચાર ઘણો વધારો થઇ શકશે."

"ખરેખર તું કોઇ અજબ માણસ લાગે છે."

"અજબ વિના આવા મ્હોતની શીક્ષા કરવાવાળા સરદારનો ગજબનાક ગુસ્સો સહન કરી જોયા કરતા હોઇશું?"

"લે હવે જણાવી દે કે તું કેમ આવ્યો છે?"

" ફક્ત તમારા ભલાને માટે ? "

" શું અમારા ભલા માટે ? " બન્ને સરદારોએ આશ્ચર્ય વદને પૂછ્યું.

" હા, મારા મહેરબાન હા. "

" તારૂં નામ ? "

" ભુપતમલ્લ. "

" તારામાં નામ પ્રમાણેજ ગુણો હોય એમ જણાય છે. "

" એ તો અનુભવ કરવાથી જણાશે. "

" બોલ તારે શું કહેવું છે ? "

" સાંભળો. મારે પેલા ચંપક વિશે કંઇક કહેવાનું છે. "

" શું પેલા ચંપક વિશે ? " બન્નેએ પૂછ્યું.

" હા. "

" શું ? "

" તે પુરૂષ નથી પણ એક ખુબસુરત સ્ત્રી છે. "

" તે અમે પણ જાણીએ છીએ. તું વધારે શું જણાવવા માગે છે ? "

" તે તમારૂં કાશળ કાઢવા ઇચ્છે છે. "

" અમારૂં ? "

" હા. તેની સાથે પાંચ હજાર હથીઆરબંધ બંધવાઓ પણ છે. તે કાલ રાત્રેજ તમારા મહેલ પર દરોરો પાડી તમને ઉંઘતાજ કાપી નાખવાના હતા. પણ...... "

" પણ પછી ? " બન્નેએ ઉત્સુકતાથી પૂછ્યું.

" ધીરા પડો, હું બધું જણાવું છું. મને ઘણીજ તસ્દી પડી છે. જો હું આ રાજ્યનો વફાદાર નોકર ના હોત તો હું આ કામને માટે આટલી બધી તસ્દી લેતજ નહિ. પણ જ્યારે મારા સરદારો કે જે તમે તેની પર ભયંકર આફત સાંભળી મારાથી ચુપચાપ કેમ બેસી રહેવાય ? મારા નામદારો ! તમે મને ગમે એવો માણુસ સમ-

જતા હો; પણ હું તો તમારા માટે પ્રાણ કાઢી નાખું એવો છું. સમજ્યાને નામવર ? " ભુપતે વ્યંગમાં કહી નાખ્યું.

બન્ને સરદારો ભુપતના બોલવાથી હસવા લાગ્યા અને જાણે તે પોતાનો ખાસ વફાદાર હોય એવું માની તેનામાં વિશ્વાસ મૂકવા લાગ્યા.

વિરેધે પૂછ્યું " તારી વફાદારીને માટે તને શાબાશી ઘટે છે. તારા કામનો બદલો તને બરાબર મળશે. ચાલ હવે સઘળી બાબત બરાબર જણાવી દે ? "

" સાંભળો. હું હવે સઘળું ચોકખે–ચોકખું જણાવી દઉં છું. જાણે વાત એમ બની હતી કે પુષ્પકને પકડી લઇ ગયા અને તરતજ ચંપક નાશી ગયો. આપણી ગફલતનો લાભ એણે બરાબર લીધો. આપણા ઘણા માણસો તેની શોધમાં દોડયા; પણ છેવટે ઢીલે લમણે પાછા આવ્યા. આથી મારા માનવંતા સરદાર ઘણા દુઃખી થયા અને ચંપકના નાશી છુટવાથી નિઃશ્વાસપર નિઃશ્વાસ નાખવા લાગ્યા. આનું કારણ એ જ કે ચંપક કોણ હતો તે સરદારશ્રી બરાબર જાણી ચૂકયા હતા. વળી તે વસંતને કેટલાંએ વર્ષથી મેળવવાને ઇચ્છે છે. વસંત હાથમાં આવેલી ગઇ જાણી તેમના શોકની સીમા રહી નહિ. મેં તેમના દિલનું દર્દ પારખી મનમાં નિશ્ચય કર્યો કે ગમે તે યુક્તિ કરી નાશી જનાર સુંદરીને પકડી સરદારના ચરણ આગળ હાજર કરવી. આથી હું તેજ પળે સરદારની પાસેથી નીકળ્યો અને ફકીરનો વેશ ધારણ કરી બહાર નીકળી પડયો. આજે આખો દિવસ ફર્યો, કંટાળ્યો અને છેવટે નગરની બહાર નીકળી સીધો ચાલ્યો. હું આપણા નગરથી ઘણે દૂર નીકળી આવ્યો.

લગભગ ચારેક ગાઉ ચાલ્યો હોઇશ. અંતે ઘનઘોર ઝાડી આવતાં અટકયો. રાત પડી ચૂકી હતી. હું પાછો ફરવાના વિચારમાં હતો; પણ ઝાડીમાં એકાએક કંઇક ગરબડ સંભળાઇ. હું હિંમતથી ધીચ ઝાડીમાં પેઠો. મારી નજરે અજબ દેખાવ દેખાયો. જે સુંદરીની શોધમાં હું નીકળ્યો હતો; તે રમણીને મેં ત્યાં જોઇ. તેની આસપાસ અનેક

હથીઆર બંધ માણસો ઉભેલા હતા. બે મશાલધારીયો હાજર હોવાથી હું સઘળું જોઇ શકયો. એ વખતનો દેખાવ ભલભલાને ધ્રુજાવે એવો હતો. મેં છુપાઇને તેઓની વાતો સાંભળી. તેઓની પાસે પાંચ હજાર માણસો છે એમ પણ જાણ્યું અને આજ મધ્યરાત્રે તેઓ અચીંતો હલ્લો લાવી તમારાં અને દુર્જનસાલનાં ખૂન કરવાનો તેમનો નિશ્ચય જાણ્યો." આટલી વાત કરી ભુપત થાક ખાવા થોભ્યો.

વિરોધ અને શયતાનની ઉત્કંઠા વધી. તરત શયતાને પુછ્યું, "વારૂં પછી ?"

"ધીરા થાવ, તમે તો ભારે ઉતાવળા જણાવ છો ? મામલો કટાકટીનો છે. વાત પણ મૂશ્કેલીથી થઇ શકે છે. થોડો થાક પણ ખાવો જોઇએ." ભુપતે ડોળા ધુરકાવી કહ્યું.

"તું તો બડો જબરો લાગે છે. તારા શબ્દો પણ હસાવે એવા છે." શયતાને કહ્યું.

"તેથીજ ધારીએ તે કરી શકીએ છીએ. કામ જીવ સટોસટનાં કરીએ છીએ; તે ભા અમસ્તાં નહિ હોં ? તે સો આ રાજયની વફાદારીના લીધેજ."

"તારી વફાદારીની અમને સંપૂર્ણ ખાત્રી થઇ ચૂકી છે. પણ કહે વારૂ પછી તેં શું કર્યું ?" વિરોધે પૂછ્યું.

"પછી હું શું કરૂં ? તમારો જીવ લેવાનો, અરે તમને સૂતાજ ઠાર કરવાનો દુશ્મનનો નિશ્ચય જાણી હું કેવી રીતે ધીરજ ધરી શકુ ? મેં થોડીકવાર મન સાથે વિચાર કરી મારે જે નિશ્ચય કરવાનો હતો તે કરી લીધો અને પછી મોટો ખુંખારો કરી તેમની સામે બેધડક આવી ઊભો."

"શાબાશ, ઘણું બહાદુરીનું કામ. વારૂ પછી ?"

"બહાદૂરીના કામની તો હવેજ ખબર પડશે." ભુપતે કહ્યું.

"તારી બાહોશીની બરાબર કદર થશે." શયતાને કહ્યું.

"ઘડી પછી શું થશે તે તો ભગવાન્ જાણે. મને જોતાંજ

સઘળાં અચંબામાં પડયાં. મેં તેમને આશિષ આપીને તેમના પૂછ-વાથી જણાવ્યું કે હું ત્રીકાળ જ્ઞાની છું. આથી વસંતે મને પુષ્પકના વિશે પ્રશ્ન પૂછ્યો.

" શું પૂછ્યું ? " શ્રયતાને અધીરાઇથી પૂછ્યું.

" ભારે ઉતાવળા? સાંભળો. કાનના પડદા ઉઘાડી બરાબર સાંભળો. વસંતે પૂછ્યું કે પુષ્પક મરશે કે જીવશે ? મેં તરતજ જણાવ્યું કે તે જરૂર મરશે. આથી વસંતની દિલગીરીનો પાર રહ્યો નહિ. તેણે મારા પગે પડી અત્યંત કાલાવાલા કરી કહ્યું કે પુષ્પક ગમે એ પ્રકારે જીવે એવું બતાવો. મેં થોડીવાર આંખ્યો બંધ કરી અને પછી ઉઘાડી તેને કહ્યું કે જો તું મારીપર વિશ્વાસ રાખી તું એકલી આ વખતે મારી સાથે આવે તો જરૂર પુષ્પક જીવે. મારા આ શબ્દોની અસર વીજળીની માફક થઇ. તે મારી સાથે આવવા તૈયાર થઇ. તેનાં માણ-સોએ તેને એકલી ન જવાને માટે ઘણુંએ સમજાવી પણ તે એકની બે થઇજ નહિ અને મારા કહેવા પ્રમાણે મારી સાથે આવી. "

" શું તે તારી સાથે અહિં આવી ? " વીરોધે ઉભા થઇ પૂછ્યું.

" હા, આવી. " ભુપતે કરડાગીમાં કહ્યું.

" તેં તેને ક્યાં રાખી છે "

" તમારે શું કામ છે ? "

" અમારે તેને જોવી છે. "

" એમ જોઇ શકાશે નહિ. "

" કેમ વારૂ ? "

" તેનીપર મારા સરદારનો હક્ક છે. "

" પણ તે અમારે કબુલ છે. જો તું અમને તેની પાસે લઇ જઇશ તો તારા સંબંધમાં ઘણો ફાયદો થશે. અમે તને સરદાર પદે ચઢાવીશું. તું અમને આ પળેજ ત્યા લઇ ચાલ. તું આજથી અમારો દિલોજાન દોસ્ત બન્યો છે. "

" હે દોસ્ત ! આ દોસ્તીના સંબંધમાં આ પ્યાલી ગટગટાવી

જા." શયતાને મદીરા ભરી પ્યાલો સ્વહસ્તે મુખ આગળ ધર્યો. ભુપત દૂર ખસતાં બોલ્યો; "મારે આ ઘાસલેટ પીવાની હડહડતી પ્રતિજ્ઞા છે. જ્યાંસુધી સાથે લાવેલી સુંદરીને મારા સરદારની સામે ઉભી કરૂં નહિ, ત્યાં સુધી મહુડી મારે હરામ છે. મારા દોસ્તો ! જો તમે મને ખરેખર દોસ્ત માનતા હો તો મારા બદલે બબ્બે જામ તમે પોતેજ પી જાવ."

વિરોધ અને શયતાને ભુપતને ખુશ કરવા મદીરાનું પાન કર્યું. મૂળે તો તે પીધેલા હતા; તેમાં વધારો થયો. નિશાથી બન્નેની આંખ્યો ચળકવા લાગી. વિરોધે પૂછ્યું, "તે રૂપ સુંદરીને ત્હેં ક્યાં રાખી છે ?"

"પેલા જુગારખાનામાં."

"ભારે કરી. કદાચ તેને ત્યાં રહેતાં ભુત ભરખી જશે તો ?"

"અરે એ બલા તો ભૂતને પણ બાઇ બનાવી દે એવી છે. આથીજ હું તેને ત્યાં રાખી પ્રથમ સરદાર સાહેબને સમાચાર જણાવવા જતો હતો, પણ તમારૂં મકાન વચમાં આવ્યું તેથી મનમાં થઇ આવ્યું કે લાવ આ સમાચાર તમને પણ જણાવતો જાઉં. હું તમારી પાસે આવ્યો. તમારા આનંદમાં ભંગ પડયો; અને છેવટે તમારો મિત બન્યો. લ્યો ચાલો હવે આપણે ત્યાં જઇએ. પણ હાં. હું ભૂલી ગયો. હું અહિં આવ્યો ત્યારે જે બે જણીયો ગાતી હતી તે ક્યાં ગઇ ? મને તો કંઇ ખબરજ પડી નહિ ? તે કોણ હતી ?"

"એતો આનંદની વસ્તુઓ હતી. આપણી વાત વધવાથી તેઓ સમય પરખી ચાલી ગઇ." શયતાને કહ્યું.

"લ્યો, હવે જો તમારે આવવું હોય તો જલ્દી મારી સાથે ચાલો." ભુપતે જણાવ્યું.

વિરોધસિંહ અને શયતાનસિંહ ભુપતની સાથે બહાર નીકળ્યા. મદીરાના જોરથી તેમના પગ જમીનપર ઠરતા નહોતા. ભુપતને હાથનો ટેકો આપવાની જરૂર પડતી. વિવિધ પ્રકારની વાતો કરતા તેઓ

જુગારખાના આગળ આવ્યા.

મકાનનાં બારણાં ખુલ્લાં હતાં. ભુપતનો એક માણસ ત્યાં બેસી રહ્યો હતો. સઘળાને આવેલા જોઇ તેણે ઉભા થઇ સલામ કરી. ભુપતે તેને કંઇક ઇસારત કરી કે જેથી તે તરતજ ત્યાંથી ચાલતો થયો. વિરોધસિંહ અને શયતાનસિંહ ભુપતની સાથે મકાનમાં પેઠા. ભુપત તેઓને મકાનના છેક ઉંડાણવાળા ભાગના એક ઓરડામાં લઇ આવ્યો. આ ઓરડો તરતનો સાફ કરેલો હતો. એક જાંખો દિવો પ્રકાશી રહ્યો હતો. ભુપતે બન્ને સરદારોને આ ઓરડામાં થોડીવાર બેસવાનું સૂચવ્યું.

વિરોધ અને શયતાને ત્યાં જમીનપર બેસતાં પૂછ્યું, "પેલી ક્યાં છે?"

"નજીકમાંજ છે. તમે બેસો. હું તેને બોલાવી લાવું." ભુપત બહાર નીકળી મકાનના મુખ્ય દ્વારે આવી ઉભો. આ પછી થોડીવારેજ સાધુ સ્વાંગધારી કનક–કમળા અને દુર્જનની સ્વારી ત્યાં આવી પહોંચી. તેમની સાથે હથીઆરબંધ સૈનિકો હતા. સઘળાને જોતાંજ ભુપતે સલામ કરી. કનકે ગુસ્સાના ભાવથી તેને પૂછ્યું, "તુ કોણ છે અને અહિં કેમ ઉભો છે?"

"હું સરદાર બહાદુર વિરોધસિંહનો મિત્ર છું. તેઓશ્રી તેમના મિત્ર શયતાનસિંહ સાથે આનંદ ઉડાવવા અત્રે પધારેલા છે. તેમણે મને અહિં ઉભા રહેવાની આજ્ઞા કરી છે." ભુપતે જણાવ્યું.

"તું આમને ઓળખે છે?" કનકે દુર્જન તરફ આંગળી કરી પૂછ્યું.

"હા, મોટા સરદારને સૌ કોઇ ઓળખે તો હું કેમ ન ઓળખું."

"ઠીક; આ સરદારની તને આજ્ઞા છે કે તુ અહિંથી ચાલ્યો જા." કનકે કહ્યું.

ભુપત વેશ બજવી ચાલતો થયો; તેણે જતાં–જતાં કનકને ઇસારતથી સમજાવી દીધું કે પાપાત્માઓ નીચેના ભાગવાળા ઓરડામાં છે."

કનક સૌની સાથે મકાનમાં પ્રવેસ્યો અને જે સ્થળે વિરોધ અને શયતાન બેઠેલા હતા તે ઓરડાની નજીક આવી અટક્યો. દુર્જને તેને અટકવાનું કારણ પૂછ્યું. કનકે જણાવ્યું કે તમે અને આ સિપાહીઓ અહિં છૂપાઇ રહો. અમે તેમની પાસે જઇએ છીએ અને સઘળું કબુલ કરાવીએ છીએ. તમે સાંભળજો અને છેવટે મારી ઇસારત થતાં અથવા અવાજ થતાં અંદર દોડી આવી પાપીયોને પકડજો."

"અમે એમજ કરીશું. પણ તમે સંભાળજો. તેઓ અત્યારે પીધેલા હશે. કદાચ તમને ઇજા કરે." દુર્જને જણાવ્યું.

"અમારી સંભાળ રાખનાર પ્રભુ છે."

દુર્જનસાલ અને હથીઆરબંધ સૈનિકો ત્યાં એટલામાં છૂપાઇ ઉભા.

કનક-કમળાએ પોતપોતાનાં મુખપર લીલારંગનાં કપડાં ઢાંકી દીધાં અને પછી ધીમે પગલે ઓરડાની નજીક જવા માંડ્યું.

વિરોધસિંહ અને શયતાનસિંહ પરસ્પરમાં વાતો કરી રહ્યા હતા. બન્નેજણા ભુપતની આતુરતાથી રાહ જોઇ રહ્યા હતા. દારૂના નિશાથી તેઓની આંખ્યો પણ ભારે થઇ હતી. શબ્દો પણ ટુટક નીકળતા હતા.

ઝાંખો દીવો સળગી રહ્યો હતો. ઓરડો ભયંકર ભાસતો હતો. કનક-કમળાએ ધીમેથી ઓરડામાં પ્રવેશ કર્યો. તેમના આગમનની ખબર મદીરા ભક્તોને પડી નહિ. કનક-કમળા તેમની પાછળ જઇ બાજુમાં ઉભાં. એવામાંજ વિરોધે કહ્યું: "પેલાને ગયે ઘણીવાર થઇ. તે હજી કેમ નહિ આવ્યો હોય?"

"હા, તેને ગએ વાર તો લાગી. તે હવે આવવોજ જોઇએ." શયતાને કહ્યું.

"મને તો તે રંગીભંગી જેવો જણાય છે."

"ગમે તેવો હોય. આપણે શું? આપણે તો મુદ્દા તપાસી

આપણો સ્વાર્થ સાધવાનો છે."

"પણ તે કદાચ ઠગારો હશે તો ?"

"આપણે અહિંથી ચાલ્યા જઇશું અને તેનાં કર્મનું ફળ આપીશું."

"તેને ગએ ઘણીવાર થઇ."

"હા, આપણે થોડીવાર વધુ રાહ જોઇશું."

"આ મકાન પણ ભયંકર છે."

"ઘણાં અવગતીયાં અહિં રહે છે."

"તે લોકોનો ચમત્કાર આપણે જાતેજ જોયો હતો."

"હા, ભુતાવળના લીધેજ જયમલ સહિસલામત છટકી ગયો."

"આપણે પણ અહિંથી જલ્દી નીકળી જઇએ તો સારૂં."

"ના, તમારૂં ધારવું ખોટું છે." ખુણામાંથી કનકે કહ્યું.

"હેં ! આ કોણ બોલ્યું ?" વિરોધ ગભરાટથી ઉભો થઇ ગયો. શયતાનનાં પણ હાંજાં ગગડી ગયાં. બન્નેએ પાછળ જોયું. ભગવાંધારીને ભુતાવળ માન્યાં. બન્ને બહાદુરો થરથરવા લાગ્યા. શરીર પસીનાથી ભીંજાયાં. ભગવાંધારી ધીમે કદમે ચાલી આની બન્નેની છેક નજીક આવી ઉભાં. પાપાત્માઓ અવાચક જેવા બની ગયા.

કનકે ઘોઘારી અવાજે પૂછ્યું, "દોસ્તો ! તમે આજે ઘણા દિવસે ભેગા થયા છો. આપણે પ્રથમ એક વખતે ઉપરના ઓરડામાં મળ્યા હતા. તે વખતે તમે બન્ને જણા પેલા જયમલનો અને પેલા પુષ્પકનો ઘાટ ઘડવાના વિચાર કરતા હતા. કેમ મારૂં ધારવું બરાબર છે ને ?"

બન્ને સ્તબ્ધબની ઉભા રહ્યા. એમાંથી એકની પણ જવાબ દેવાની હિંમત ચાલી નહિ. તેઓ એકી નજરે ભગવાંધારી ભુતોની તરફ દ્રષ્ટિ કરી રહ્યા.

પુનઃ કનકે પૂછ્યું, "આજે અહિં શા માટે પધારવું થયું છે ?" ઉત્તર મળ્યો નહિ. આથી કનકે કંઇક કર્કશ સ્વરે પૂછ્યું.

"કેમ મુંગા છો? બ્હેરા છો! જવાબ કેમ આપતા નથી? બોલો; અમારા દોસ્તો બોલો. અમને જવાબ આપતાં તમારી જીભ કેમ જકડાઇ જાય છે?"

"અમે તમારાથી ભય પામીએ છીએ." શયતાને હિંમતથી જવાબ આપ્યો.

"બહાદુરીની બડાશ મારનારાઓ તો કદી ભય પામેજ નહિ."

"અમે બહાદુરો નથી."

"ત્યારે શું છો?"

"અમે તો તમારા ગુલામ છીએ."

કનક-કમળાને હસવું આવ્યું. કનકે કહ્યું; "ભુતલોકોના ગુલામો તમારા જેવા પાપીઓ હોય નહિ."

"શું તમે અમને પાપી માનો છો?"

"હા, તમે પૂરેપૂરા પાપાત્માઓ છો. મુઆ પછી તમારી દશા પણ અમારા જેવી થવાની છે અને સદાકાળ આવા અંધકારવાળા ઓરડામાંજ રહેવાનું છે."

"તમે ધારો છો એટલા પાપી અમે નથી." હિંમત આવતાં વિરોધસિંહે બોલવાની શરૂઆત કરી.

"તમે કેટલા પાપી છો તે અમારાથી અજાણ્યું નથી; તમે આ બે દિવસમાંજ એક નિર્દોષને ફસાવ્યો છે અને તમારી માલીક મહારાણીનું ખૂન કર્યું છે. કેમ ખરૂંને?"

બન્ને દીગુમૂઢ બન્યા. જવાબ દઇ શકયા નહિ. કનકે ફરીથી પૂછયું, 'કેમ આ વાત ખરી છે ને?"

"બિલ્કુલ ખોટી." વિરોધ બોલી ઉઠયો.

"એમ? ત્યારે જુઓ આશું છે?" કહી કનકે પીસ્તોલ તાકી. કમળાએ પણ કનકનું અનુકરણ કર્યું. બન્ને ગભરાયા અને સાથે જ બોલી ઉઠયા, "ભાઇસાબ આમ શાને સતાવો છો? તમારે શું કરવું છે?"

"ખૂનના બદલામાં ખૂન. તમે જો સાચું બોલ્યા હોત તો

જીવતા રહી શકયા હોત. પણ જુઠું બોલ્યા એથીજ તમારે મરવુ પડે છે."

"પણ હવે અમે ફરીથી જુઠું નહિ બોલીએ."

"ત્યારે જણાવો કે રાણીનું ખુન કરનાર અને પુષ્પકને ફસાવનાર તમેજ છો કે નહિ?"

"અમે પોતેજ. મેંજ રાણીનું ખૂન કર્યું હતું અને પુષ્પકને ખૂની ઠરાવ્યો હતો."

"એવું શા માટે કરવું પડયું?"

"અમારી ઇચ્છા મોટા થવાની છે. રાણી અને પુષ્પક અમારા માર્ગમાં કંટકરૂપ હતાં."

"હજી દુર્જનસાલ છે તે યાદ છે ને?"

"તેનો પણ ટુંકમાં ફેંસલો થઇ જશે."

"શું?"

"ભુજંગસિંહનો કેદી બનશે."

"પાપાત્માઓ! નીમકહરામો! તમારૂં ધાર્યું પૂર્ણ થતાં પહેલાં તો દુર્જનસાલ તમને રીબાવી-રીબાવીને મારશે." આમ બોલતો દુર્જનસાલ બહારથી અંદર દોડી આવ્યો. હથીઆર બંધ સેવકો પણ અંદર દોડી આવ્યા. દુર્જનસાલના ક્રોધનો પાર ન્હોતો. તે પાપીઓની પર ધીક્કારનો વરસાદ વરસાવી રહ્યો. બન્ને અધર્મીઓ દુર્જનને જોતાંજ ધોળા પુણી જેવા બની ગયા. તેમનાં મુખ કાળાં થયાં. તત્કાળ દુર્જને તેમને બંધીવાન બનાવવાની આજ્ઞા આપી. સિપાહીયોએ બન્નેને જકડી લીધા, દુર્જને તેઓને સિંહને સ્વાધીન કરવા લઈ જવાનો હુકમ કર્યો, સિપાહીયો તેઓને લઇ ચાલ્યા. દુર્જને સાધુઓનો ઉપકાર માન્યો. આ વખતે ભુપત હાજર થયો. દુર્જને પુષ્પકને મુક્ત કરવાનું આજ્ઞાપત્ર લખી આપી ભુપતને જવાનું સૂચવ્યું. આ પછી સાધુઓ પણ દુર્જનને આશિષ આપી પંથે પળ્યા અને ભુપતને મળી તેની સાથે પુષ્પકને છોડાવવા વિજળી વેગે દોડયા. દુર્જનસાલ મહેલે આવી આજના બનાવના વિચાર કરતો શૈય્યાવશ થયો.

## પ્રકરણ ૧૫ મું.

### વસંત અને મોહન.

જે સ્થળે વિજયસિંહને કેદ કરવામાં આવ્યો હતો, તે એક નાનો કિલ્લો હતો. આ કિલ્લો નોત્તમનગરથી દૂર આવેલો હતો. આસપાસ પત્થરનો મજબુત કોટ આવેલો હતો. નિર્જનસ્થાનમાં આવેલો એ કિલ્લો જોનારની દૃષ્ટિએ ભયકારક ભાસતો. કિલ્લાની આસપાસ વૃક્ષોની પુષ્કળ ઝાડી આવેલી હતી; દૂર ઉંચા ડુંગરો જણાતા હતા. આ કિલ્લામાં સિંહ-વાઘ-હાથી વગેરે પ્રાણીઓને રાખવામાં આવેલાં હતાં. વાઘ-સિંહની ભયંકર ગર્જનાઓ સંભળાતી હતી. આ કિલ્લામાં જાનવરોના ચારેક રખેવાળો સિવાય બીજું કોઇ રહેતું નહિ. પણ જ્યારથી વિજયસિંહને આ કિલ્લામાં લાવીને રાખવામાં આવ્યો, ત્યારથી બે સૈનિક સિપાહીઓને પણ આ ભયકારક કિલ્લામાં આવીને રહેવું પડયું હતું. કિલ્લામાં રહેવાનો હુકમ થવાથી એ સિપાહીયો ઘણા નારાજ થયા હતા; પણ સરકારની આજ્ઞાનું ઉલ્લંઘન તેમનાથી થઇ શકે એમ ન્હોતું. વળી વિજયસિંહને સિંહને સ્વાધિન કરવાનો હુકમ પણ એ સિપાહીયોને જ થએલો હતો. વિજયસિંહ થોડાક સરદારો સિવાય સર્વેને પ્રિય થઇ પડયો હતો. આ સિપાહીયો પણ તેને ચ્હાતા હતા. તેને સિંહને સ્વાધીન કરવાનો હુકમ પોતાને થવાથી બન્નેની દિલગીરીનો પાર રહ્યો ન્હોતો. બન્ને જણા રાજ્યની નોકરીથી પૂર્ણ કંટાળેલા હતા. પણ શું કરે ? જો નોકરી છોડી દે તો બેવફા ગણાઇ શીક્ષાને પાત્ર થાય. વળી દુર્જનસાલ શીક્ષા કરવામાં ઘણીજ ક્રૂરતા વાપરતો. વિજયને કિલ્લામાંની એક કોટડીમાં પૂરી બન્ને સિપાહીઓ દુઃખી દિલે ત્યાં રહ્યા. તેઓએ વિજયને આશ્વાસન સૂચક શબ્દો સંભળાવી પોતાની પર આવી પડેલી ફરજને માટે અત્યંત દિલગીરી જાહેર કરી હતી. બન્ને સિપાહીઓનાં મુખ ઉતરી ગયાં હતાં; પણ વિજયના મુખપર દુઃખ શોકનું એક પણ ચિન્હ જણાતું નહોતું. તેને પ્રભુ પ્રત્યે પૂર્ણ વિશ્વાસ હતો કે તે

જરૂર બચાવશે. જેણે અનેક સંકટોમાંથી રક્ષા કરી છે; તે આ સંકટમાં મને કેમ ભૂલશે ? આ મારા સંકટની છેલ્લી કસોટી છે એમ વિજય ખાત્રીથી માનતો હતો.

આજે અંધારી રાત્રિ હતી. સઘળે ચૂપકિદી પથરાઇ રહી હતી. કિલ્લાની અંદર પાંજરામાં પૂરાએલા સિંહ–વાઘની ભયાનક ગર્જનાઓ પ્રતિ પળે સંભળાતી હતી. તેમનો ઘોર–ગંભીર અવાજ શાન્ત રાત્રિએ પડઘા રૂપે ચારે તરફ પથરાઇ રહેતો.

મધ્યરાત્રિ થવા આવી હતી. પહેરેગીરો કિલ્લાનાં દ્વાર બંધ કરી નિદ્રાધીન થએલા હતા. સર્વત્ર ગાઢ અંધકાર વ્યાપેલો હતો. સઘળું શાન્ત ભાસતું હતું. આવા સમયે બે કાળી વ્યક્તિઓ કિલ્લા તરફ ચાલી આવતી જણાઇ. બન્નેમાંના એકના હાથમાં ફાનસ હતું. બન્નેએ કાળા જબ્બા પહેરેલા હતા. માથાપર ફેંટા બાંધેલા હતા. કાળીરાત્રે આ કિલ્લા તરફ આવનારા તેઓ કોણ હશે ? હમણાં જણાશે. બન્ને જણા કિલ્લાના દ્વાર આગળ આવી અટકયા. દ્વાર બંધ નિહાળી એકે કહ્યું; " વસંત બ્હેન ! દરવાજો શી રીતે ઉઘડાવીશું ? "

વાચકો ! તમે હવે આ બન્નેને ઓળખ્યાં હશે. એ બન્ને વસંત અને મોહન હતાં. મોહન ભુપત વગેરેથી જુદો પડી વસંતની શોધમાં નીકળ્યો હતો અને સઘળે શોધ કરતાં ગામને પાદરે આવેલી એક ધર્મશાળામાં વસંતને આવીને મળ્યો હતો. વિજયના કેદ થવાથી વસંતની નિરાશાનો પાર ન્હોતો, આ સંકટમાંથી વિજય મુક્ત થનાર નથી એવું તે માનતી હતી. તેનું દુઃખી દિલ પ્રભુને પોકારી રહ્યું હતું. મોહનના આવી મળવાથી તેને કંઇક શાન્તિ વળી. મોહને તેને દિલાસો આપતા કનક–કમળા પણ આ નગરમાંજ છે. અને તેમને સર્વ બાબતની ખબર છે એ જણાવ્યું. કનક–કમળા આ નગરમાં છે જાણી વસંતને હિંમત આવી. તેણે પ્રભુપર શ્રદ્ધા રાખી વિજયને મળવાની ઇચ્છા મોહનને જાહેર કરી. મોહન બાહોશ અને કાર્યદક્ષ હતો. તેણે તરતજ હા પાડી. બન્નેએ કાળા જબ્બા શરીરપર ઓઢી લીધા અને રાત્રિ પડતાં

કિલ્લા તરફ આવવા નીકળ્યાં અને આવ્યાં. દરવાજો શી રીતે ઉઘ-ડાવીશું એવું મોહનનું બોલવું સાંભળી વસંતે કહ્યું, " શું અંદર કોઇ ચોકીદાર નહિ હોય ? "

" હશે તો ખરા પણ આટલી રાત્રે દરવાજો ઉઘાડશે નહિ. "

" પણ જવાબ તો આપશે ને ? "

" પણ તેથી શું ? "

" જવાબ મળશે તો આપણે તેમને સમજાવીશું. "

" પાપીના સેવકો પણ પાપીજ હોય છે. "

" આપણે તેમને લાલચથી લલચાવીશું. "

" અને માંગશે તો શું આપીશું ? આપણે કંઇ આ વખતે સાથે લાવ્યાં છીએ ? "

" હા, જો આ સો સોનૈયાની થેલી હું સાથે લેતી આવી છું અને વધુ જોઇશે તો મારા ગળાનો હાર પણ તેમને આપીશ. "

" તેમને માટે તો સોનૈયાજ બસ છે. પવિત્ર હારને સ્પર્શ કરવાને તેઓ લાયક નથી, એકવાર કમાડ ઉઘાડવા દયો પછી બીજી વાત. તેમને સોનૈયાથી સમજાવીશું; છતાં જો વધુ તૃષ્ણા રાખશે તો જોઇ લેવાશે. "

" શું જોઇ લેવાશે ભાઇ ? "

" જુઓ આ શું છે ? "

" ખંજર ? "

" હા; જો તેઓ નહિ માને તો આ ખંજર તેમને મનાવશે. "

" મારો આત્મા કહે છે કે તેઓ જરૂર માનશે. પ્રભુ તેમના અંતરમાં ઉતરશે. "

" ઠીક છે એ તો વખતે જોવાશે, લ્યો હવે હું તેમને બૂમ મારૂં છું. "

મોહને મોટેથી બુમ મારી, " ભાઇ અંદર કોણ છે ? "

જવાબ મળ્યો નહિ. સીપાહીઓ ઘસઘસાટ ઉંઘતા હતા. મોહને કમાડને ધકેલી બીજી વાર બુમ મારી.

" દરવાજો ઉઘાડો. "

મોહનની મોટી બૂમથી અંદર ઉંઘતા ચોકીદારો જાગી ઉઠયા અને આટલી રાત્રે અહિં કોણ આવ્યું હશે એમ વિચારવા લાગ્યા. પુનઃ મોહને બૂમ મારી દરવાજાની બહાર આવેલી સાંકળ જોરથી ખખડાવી.

અંદરથી એક સિપાહીએ પૂછ્યું, " કોણ હશે ? "

" માણસો, દરવાજો ઉઘાડો. " મોહને કહ્યું.

" આટલી રાત્રે દરવાજો ઉઘડશે નહિ. "

" કેમ વારૂ ? "

" સરકારનો એવો હુકમ છે. તમે અત્યારે ક્યાંથી આવો છો ? "

" ભાઇ ! અમે મુસાફરો છીએ. માર્ગ ભૂલવાથી અહિં આવી ચઢયા છીએ. "

" મુસાફરોને ઉતરવા લાયક આ જગા નથી. "

" ત્યારે શું છે ? "

" મ્હોતની જગા. "

" અફસોસ. ગરીબના નશીબમાં સદા દુઃખજ લખાએલું હોય છે. ભાઇ ! રાત્રિ ઘણી ગઇ છે. જો થોડીક જગા આપશો તો અમે પડી રહીશું, અમારી પર દયા કરો. " મોહને કહ્યું.

અંદરના બન્ને ચોકીદારો જો કે પાપાત્માઓના નોકરો હતા, પણ તેમના હૃદયમાં દયા હતી. તેમને મુસાફરોની દયા આવી. એક જણાએ તરતજ દરવાજો ઉઘાડયો.

મોહન અને વસંત અંદર આવી ચોકીદારોની નજીક ઉભાં. ફાનસ ઝગઝગાટ પ્રકાશી રહ્યું હતું, બન્નેના ચ્હેરા અને પહેરવેશ નિહાળી ચોકીદારો ભય પામ્યા અને આ મુસાફરોને અંદર આવવા દેવામાં મોટી ભૂલ કરી છે એમ માનવા લાગ્યા. બન્ને જણા દયાળુ હતા, તેવાજ હિંમતવાન અને બહાદુર પણ હતા. છેવટે તેમાંના એકે પૂછ્યું.

" તમે મુસાફર હો એમ તમારા મુખપરથી જણાતું નથી. "

" ભાઇ ! અમે હાલ તો મુસાફર જેવાજ છીએ."

" તમે ક્યાં રહો છો ? "

" આજે અહીં તો કાલે બીજે. અમે એક સ્થળે રહેતા નથી. "

આ અરસામાં બીજો ચોકીદાર કે જે વસંતના સામે જોઇ રહ્યો હતો, તેને કંઇક યાદ આવતાં બોલ્યો, " આમને મ્હેં જોયા હોય એમ મને લાગે છે. "

" કોને મને ? " વસંતે પૂછ્યું.

" હા. "

" ક્યાં જોયો છે ? "

" અમારા નગરમાંજ.

વસંત જવાબ આપવાને બદલે હશી. હવે વધારે વખત છૂપું રહી શકાશે નહિ. માટે ચોકખું જણાવી દેવું જોઇએ. એમ વિચારી કહ્યું, " ભલા ચોકીદારો ! તમે કેવા ભલા છો એ તમારા વર્તનથી અમે જાણી લીધું છે. અમે તમને વધુવાર વ્હેમમાં અને ભયમાં રાખવા ઇચ્છતા નથી. તમે ગભરાશો નહિ. અમે અધર્મીઓના શત્રુ અને તમારા જેવાના મિત્રો છીએ. તમારો વ્હેમ ખરો છે. અમે મુસાફર નથી. "

બન્ને ચોકીદારો સ્તબ્ધ બન્યા. બન્નેએ એક બીજાના સામે જોયું. એવામાંજ મોહને કહ્યું, " તમે અમારાથી બીલકુલ ભય પામશો નહિ. "

" તમે કોણ છો ? "

" તે જણાવ્યા પહેલાં અમારે તમારા હૃદયની ખાત્રી કરવી જોઇએ. "

" તમારે શી ખાત્રી કરવી છે ? "

" તમારા મનમાં જે દયાનો ભાવ છે; તે ખરો છે કે ખોટો ? કારણ કે તમે એવા માણસના–રાજ્યના નોકરો છો કે જેનાં અધર્મા-ચરણથી અન્યાયથી આખી અવની ડોલી રહી છે. "

બન્ને જણાની વિસ્મયતાનો પાર રહ્યો નહિ. તરતજ એકે જવાબ આપ્યો; " અમારાં હૃદય તમે ગમે એવાં માનો પણ ખાત્રી રાખજો કે અમને પ્રભુનો ડર વિશેષ છે. અમે અમારાં પેટ પોષવાને પાપીની સેવા કરીએ છીએ, પણ અમારા હાથે વધુ પાપકર્મ થાય નહિ એવી પૂરી સંભાળ રાખીએ છીએ. અમે આ જાલીમ રાજ્ય સેવાથી પૂરેપૂરા કંટાળ્યા છીએ; પણ અમે અમારા મનમાં ધારેલા સમયની આતુરતાથી રાહ જોઈ રહ્યા છીએ."

" તમે કેવા સમયની રાહ જોઇ રહ્યા છો તે અમે સમજી ગયા છીએ." મોહને કહ્યું.

" શું ખરૂં કહો છો ? "

" હા. "

" જણાવો ? "

" તમે આ રાજ્યના નાશની અને દેશભક્તોના વિજયની રાહ જોઇ રહ્યા છો. કેમ ખરૂં કે નહિ ? "

બન્ને સિપાહીઓએ દયાના ભાવથી જોયું. વસંત બોલીઃ " સર્વનું કલ્યાણ કરનાર પ્રભુ સર્વનાં કર્મ જાણે છે. બહાદુરો ! તમે જે સમયની રાહ જોઇ રહ્યા છો, તે સમય હવે નજદીક છે. જો તમને મારૂં કહેવું સત્ય લાગે તો માનજો કે દેશભક્તોનો વિજય છે અને પાપીયોનો પરાજય છે. વધુમાં તમને એ પણ જણાવું છું કે આવતી વિજયા દશમીના દિવસે દેશભક્તોનો વાવટો નૌત્તમનગરના કિલ્લાપર ફરકશે. "

" શું આ પ્રમાણે બનશે ? " બન્ને સિપાહીઓએ સાથે પૂછ્યું.

" જરૂર. તમે જોશો. "

" તમે કોણ છો ? " સિપાહીએ પૂછ્યું.

" હું કોણ છું એ તમે જાણો છો ? "

" કેવી રીતે ? હું તો તમને ઓળખતો જ નથી. "

" પ્રથમજ તમે જણાવ્યું છે કે તમે મને ક્યાંક જોયો છે. શું

એ ખરૂં છે? વિચારી જુઓ કે હું કોણ છું?" વસંતે કહ્યું.

"અત્યારે મને બરાબર યાદ નથી, પણ તમારો ચ્હેરો ચંપકસિંહને મળતો આવે છે."

"તમારી ધારણા સત્ય છે." વસંતે હશીને કહ્યું.

"શું તમે ચંપકસિંહ પોતેજ છો?"

"હા."

"આશ્ચર્ય! અત્યારે કેમ આવવું થયું છે?" સિપાહીએ પૂછ્યું.

"તમેજ વિચારી જુઓ કે અમે અત્યારે કેમ આવ્યા હોઇશું?"

"મને લાગે છે કે તમે પુષ્પકસિંહની મુલાકાત લેવા આવ્યા છો?"

"કંઇક એવુંજ."

"સત્ય જણાવશો તો મોટી મહેરબાની થશે?"

"સાંભળો. અમે અસત્ય બોલતાજ નથી. અમે અત્યારે પુષ્પકસિંહને છોડાવી અમારી સાથે લઇ જવા આવ્યા છીએ." મોહને જણાવી દીધું.

બન્ને ચોકીદારો ગભરાયા. એક સિપાહી બોલ્યો, "અમારા તાબામાંથી કેવી રીતે લઇ જશો?"

"તમે સમજશો તો સમજાવીને." મોહને કહ્યું.

"અને નહિ તો?" સિપાહીએ પૂછ્યું.

"તમારી સાથે લડીશું. પુષ્પકને છોડાવવા તમારૂં અને અમારૂં લોહી વહાવીશું."

"ચંપકસિંહજી! આ અન્યાય થાય છે." સિપાહીએ ચંપકને ઉદ્દેશી કહ્યું.

"અન્યાય નહિ પણ ન્યાય છે. પુષ્પક નિર્દોષ છે એવું તમે માનતા નથી? જો તમે પ્રભુના સોગન ખાઇને કહો કે પુષ્પક ગુન્હેગાર છે, તો અમે આ પળેજ ચાલ્યા જઇશું." વસંતે જણાવ્યું.

"પુષ્પક તદ્દન નિર્દોષ છે એમ અમે ખાત્રીથી માનીએ છીએ."

"ત્યારે તેને છૂટો કરો."

"પછી અમારૂં શું થશે?"

"તમે પણ અન્યાયી રાજ્યની નોકરીને તિલાંજલી આપો."

"અમારો નિર્વાહ કેવી રીતે થશે?"

"જેને પોતાના આત્મબળપર વિશ્વાસ છે, તેનું સદાય શુભજ થાય છે. તમે આજ સુધી અધર્મીઓના સહવાસમાં રહ્યા છો; તેથી જ તમને તમારા નિર્વાહની ચિંતા થાય છે અને પૂછવું પડે છે કે અમારો નિર્વાહ શી રીતે થશે? ભાઇઓ! તમે ગભરાશો નહિ. પ્રભુ-પર અને અમારીપર વિશ્વાસ રાખો. અમે તમારૂં શુભજ કરીશું."

"અમને તમારો સંપૂર્ણ ભરોસો છે. પણ પાંચ મહીનાથી અ-મને મુદ્દલે પગાર મળ્યો નથી. અમે દેવું કરીને અમારૂં ગુજરાન ચલાવીએ છે."

"તેને માટે લ્યો આ રકમ તૈયાર છે." મોહને સોનૈયાની થેલી એક સિપાહીના હાથમાં મૂકી.

બીજો સિપાહી કે જે અત્યાર સુધી શાન્ત રહી વિચારમાં પડયો હતો, તે કંઇક નિશ્ચયપર આવી પોતાના જોડીદાર પ્રત્યે કહેવા લાગ્યો, "ભાઇ! જો આપણે પવિત્ર પંથે ચઢવું હોય, જો દેશદ્રોહીમાં ગણના કરાવવી ન હોય; તો આ પળેજ આપણી નોકરીને છોડી દયો અને દેશસેવનામાં જીવન સમર્પો. તારી ઇચ્છા ન હોય તો ભલે; પણ મેં તો મારો નિશ્ચય જણાવી દીધો."

"હું પણ તારા વિચારને મળતો છું."

"ત્યારે તેં લીધેલી થેલી પાછી આપી દે. દેશના ઉદ્ધારને અર્થે અત્યારે કેટલા બધા દ્રવ્યની જરૂર છે તે આપણે વિચારવું જોઇએ. સાબાશ છે આ દેશભકતોને કે તેમની પાસે પૂરતું દ્રવ્ય નથી, પુરતી સત્તા નથી; છતાં પણ જાલીમ જુલ્મી રાજ્યસત્તાને ઉખેડવા પ્રયત્નો કરી રહ્યા છે. આ દેવ લોકો છે. આપણે દોલતના ગુલામ દૈત્યો છીએ કે આવો રૂડો અવસર આવ્યો છે છતાં આપણે ગુલામી ત્યાગી શકતા નથી."

આમ બોલતા તે સિપાહીએ બે હાથ જોડી શીર નમાવતાં વસંત પ્રત્યે કહ્યું, " દેવ ! અમને તમારા શરણમાં રાખો. અમે અમારૂં સર્વસ્વ દેશના કલ્યાણમાં સમર્પવા તૈયાર છીએ. અમે દેશના ઉદ્ધારને અર્થે પ્રાણનાં બળીદાન આપશું."

" ધન્ય છે; તમારા જેવા દેશભક્તો ગૃહેગૃહે ઉત્પન્ન થાવ. ભાઇઓ ! અમે તમને વચન આપીએ છીએ કે તમને સુખી કરવાના પ્રયત્ન કરીશું."

" અમને અમારા સુખનો રસ્તો પ્રભુ બતાવશે. ચાલો હવે આપણે પુષ્પકસિંહને છૂટા કરી પસાર થઇ જઇએ."

સિપાહીઓ આગળ ચાલ્યા પણ તરત વસંતે તેમને ઉભા રાખી કહ્યું, " સબુર કરો."

" કેમ ?" બન્નેએ પૂછ્યું.

" પેલી તરફ જુઓ. કોઇ ઘોડેસ્વારો આવતા હોય એમ જણાય છે."

સિપાહીઓ ઉભા રહ્યા. ઘોડાઓનાં પગલાં સ્પષ્ટ સંભળાયાં. સઘળા ભયની નજરે એ તરફ જોઇ રહ્યા.

સિપાહીઓમાંના એકે કહ્યું, " ભય આપણી નજીક આવતો હોય એમ જણાય છે."

" ગભરાવાની જરુર નથી. અહિં આવતાં સઘળું થઇ પડશે. જોઇએ તો ખરા કે તેઓ કોણ છે ?" મોહને કહ્યું.

" તેઓ દુષ્મનો હશે તોપણ ડરવાની ;જરૂર નથી. આપણી પાસે પણ હથીઆરો છે." વસંતે જણાવ્યું.

સઘળા સાવધ થઇ ઉભા. ઘોડાઓની પડઘીઓ નજીક સંભળાવા લાગી. વસંત–મોહન અને સિપાહીઓ માર્ગ પ્રતિક્ષા કરી રહ્યાં.

થોડીવારમાંજ ત્રણ ઘોડેસ્વારો દરવાજા નજીક આવી ઘોડેથી નીચે ઉતર્યાં. આ ત્રણ ઘોડેસ્વારો વિજયને બંધન મુક્ત કરવા આવનાર કનક–કમળા અને ભૂપત હતાં, દુર્જનસાલનું આજ્ઞાપત્ર ભુપત પાસે

હતું. ત્રણે જણ ઘોડેસ્વાર થઇને આવ્યા હતાં અને બાકીના સિપાહીયો વિરોધસિંહ અને શયતાનસિંહને લઇ પાછળ આવતા હતા.

કનક–કમળા અને ભુપતે કિલ્લાના દ્વારમાં થઇને આગળ ચાલવા માંડયું, તરતજ સિપાહીઓએ બૂમ મારી તેમને આગળ વધતાં અટકાવીને પૂછ્યું, "તમે કોણ છો અને કયાં જાઓ છો ?"

"તે પહેલાં તમે જણાવો કે તમે કોણ છો ?" ભુપતે રોફથી પૂછ્યું.

"અમે આ કિલ્લાના ચોકીદારો છીએ."

"ઠીક, સારૂં થયું કે તમે અહિંજ મળી ગયા. અમે નગરમાંથી આવ્યા છીએ અને સરદાર બહાદુરને આજ્ઞાપત્ર લાવ્યા છીએ." ભુપતે જણાવ્યું.

"શાનું આજ્ઞાપત્ર ?" સિપાહીયોએ આશ્ચર્યમય વદને પૂછ્યું.

"મ્હોતની શિક્ષાને પાત્ર થએલા પુષ્પકને છોડી મૂકવાનો હુકમ થયો છે."

"હેં ! શું સત્ય કહો છો ? શું કસાઇના દિલમાં કરૂણા ? લાવો આજ્ઞાપત્ર ?" સિપાહીએ હાથ લંબાવ્યો. સિપાહીના શબ્દોથી આશ્ચર્ય પામતા ભુપતે આજ્ઞાપત્ર સિપાહીના હાથમાં મૂકયું. એક સિપાહી નજીકની એક કોટડી તરફ દોડી ગયો અને અંદરથી ફાનસ લઇ આવ્યો. ફાનસના પ્રકાશમાં સોએ એક બીજાના મુખ તરફ જોયું. મોહન વસંત નજીક ઉભેલાં હતાં. ભુપતે મોહનને જોતાંજ આનંદથી પૂછ્યું, "તું અહિં કયાંથી ?"

"તમે જે કામને માટે આવ્યા છો; તેજ કામને માટે અમે પણ આવ્યા છીએ." મોહને કહ્યું.

"તારી સાથે આ કોણ છે ?"

"મારા મિત્ર છે."

"નામ ?"

"ચંપક."

ભુપત હસ્યો અને કનક–કમળાને ઉદ્દેશી બોલ્યો, "આ પેલા તમારા ચંપકરાયજી. જુઓ કેવા શાણા થઇને ઉભા છે?"

કનક–કમળા ચંપકની છેક નજીક જઇ ઉભાં. બન્ને હજી ભગવાં વેશમાંજ હતાં. કમળાએ ધીમેથી કહ્યું, "વસંત બ્હેન?"

સાધુના મુખમાંથી વસંત શબ્દ નીકળતાં વસંતના આશ્ચર્યની સીમા રહી નહિ. તેણે કમળાને ઓળખવા ઘણાએ પ્રયત્ન કર્યો પણ ઓળખી શકી નહિ. તેણે પૂછ્યું, "તમે કોઇ પવિત્ર સાધુ મહાત્મા હો એમ જણાય છે. કૃપા કરી જણાવો કે તમે મને કેવી રીતે ઓળખી શકયા? વળી તમારો અવાજ પણ કોમળ છે. તમે કોણ છો?"

કમળા જવાબ આપે તે પહેલાંજ ભુપત બોલી ઉઠયો, "તમે વસંત બ્હેન છો કે નહિ એ પ્રથમ જણાવો. તે પછી હું તમને આમની ઓળખાણ કરાવું."

"તું ઓળખાણ નહિ કરાવે તો હું આ પળેજ આ બન્નેને ખુલ્લાં પાડીશ. તું જેવો તેમનો સેવક છે એવો હું આ બ્હેનનો છું. આ બન્ને મારાથી અપરીચિત નથી." મોહન બોલી ઉઠયો.

"ભાઇ મોહન! આ મહાપુરૂષો કોણ છે?" વસંતે પૂછ્યું.

"મોટાં ઠગ. કનક અને કમળા." મોહને ભેદ ખોલ્યો.

વસંતના આનંદનો પાર રહ્યો નહિ. વસંત અને કમળા મળ્યાં. બાદ પરસ્પર એક બીજાના કામથી પરીચિત થયાં. ચોકીદાર સિપાહીયોએ જ્યારે જાણ્યું કે નોત્તમનગરનો ગાદીવારસ જીવતો છે અને તે આ કનકસિંહજ છે એવું જાણતાંજ બન્ને કનકના પગે પડયા. કનકે તેમનું શાન્તવન કરી ઉભા કર્યા; અને જણાવ્યું કે ખરા ગુન્હેગારોને લઇ પાછળ સિપાહીયો આવે છે. તેઓ આવે તે પહેલાં ચાલો આપણે વિજયસિંહને બંધનમુક્ત કરીએ.

"આપની આજ્ઞા હોય તો હું વિજયસિંહને અહિં લઇ આવું?" એક સિપાહીએ કહ્યું.

" ના, તમે અત્રેજ રહો; અને મને ચાવીઓ આપો. હું મારા ભાઇને મુક્ત કરી અહિં લઇ આવું છું. "

કનકે સિપાહી પાસેથી ચાવીયો લઇ વિજયની કોટડી તરફ જવા માંડયું.

## પ્રકરણ ૧૬ મું.

### મેળાપ અને મૂક્તિ.

સદા ન સુખ સંસારમાં, સુખ પાછળ દુઃખ હોય;
સુખ સદા જો સાંપડે, દીસે ન દુઃખીયા કોય.

રાત્રિ પછી દિવસ અને દિવસ પછી રાત્રિ. અંધકાર પછી પ્રકાશ અને પ્રકાશને અંતે અંધકાર. એવી રીતે સુખ દુઃખનું ચક્ર સદૈવ ફરતુંજ રહે છે. સુખ દુઃખમાં જ્ઞાનીઓ સ્વસ્થજ રહે છે. પળવાર પછી શું બનનાર છે તેની કોઇને ખબર પડતી નથી. જે પોતાને પૂર્ણ દુઃખી માને છે, તે પ્રભુ કૃપાએ પળવારમાં સુખી બની જાય છે. તેવીજ રીતે સુખી પલકમાં દુઃખના સમુદ્રમાં ડુબે છે. આ જગતમાં સ્થાઇ સુખ અને અવસ્થા છેજ નહિ. જે પળે જે થાય એ શાન્તિથી સહન કરવું. નિરંતર સંતોષ એજ પરમ સુખ છે.

પુષ્પકના વેશમાં રહેલા વિજયને સ્વપ્ને પણ આશા નહોતી કે તેની પર એકાએક સંકટનું વાદળું તુટશે. પણ ભાવીમાં દુઃખ ભોગવવાનું લખાએલું હોવાથી તે અત્યારે ભયાનક જાનવરોના નિવાસ સ્થાનમાંના કિલ્લાની એક કોટડીમાં પૂરાએલો છે. કોટડી નાની છે, અસ્વચ્છ છે, વિજય એક ગોદડી ઉપર આડો થએલો છે. રાત્રિ વીતી છે; પણ તે ઉંઘ્યો નથી. કમનસીબ કેદી નિંદ્રાનું સુખ કેવી રીતે લઇ શકે? વિજય જાગૃત અવસ્થામાં આંખ્યો બંધ કરીને પડયો રહ્યો છે. તે જો કે દુઃખથી ડરતો નથી, તેણે ઘણું કષ્ટ સહન કરેલું

છે; પણુ તેનું મન હજી અસ્વસ્થતાના ગુણુ તજી શકયું નથી. વિજયના આત્માને સંપૂર્ણ ખાત્રી છે કે જે પ્રભુએ ભયાનક સંકટોમાંથી બચાવ કર્યો છે, તે પ્રભુ જરૂર આ સંકટમાંથી પણુ ઉગારશે. આવું માનનારો તેનો આત્મા શાન્ત હતો; પણ તેનું મન શાન્ત નહોતું. વિજયે મનને શાન્ત કરવાને ઘણાએ પ્રયત્નો કર્યા; પણ મનની મુંઝવણને તે દૂર કરી શકયો નહિ. તેનું મન વ્યગ્ર હતું. શું થશે? શું મરવુંજ પડશે? શું જીતી બાજી હાથથી જશે? વિજયા દશમીએ વિજયનો વાવટો ફરકાવવાની પ્રતિજ્ઞા નિષ્ફળ થશે? શું આ શરીર હિંસક જાનવરોના ભક્ષરૂપ થશે? શું મિત્રોને ત્યાગી સ્વર્ગમાં જવું પડશે? શું પ્રભુ સ્હાય નહિ કરે?" આવા અનેક પ્રકારના વિચાર તેના મનમાં થઇ રહ્યા હતા. વિજય વિચારથી અકળાયો; અને આંખ્યો બંધ કરી પડયો રહ્યો. પણુ તેનું અસ્વસ્થ મન શાન્ત થયું નહિ.

રાત્રિ પડી ચૂકી હતી, અંધકારે અવનિને ઢાંકી દીધી હતી. કિલ્લો ભયાનક ભાસતો હતો. વિજયની કોટડીમાં અને બહાર ગાઢ અંધકાર વ્યાપેલો હતો. આ વખતે કિલ્લાના મુખ્ય દ્વાર આગળ વસંત મોહનનું આગમન થઇ ચૂકયું હતું. પછી શું થયું તે આપણે જાણી ચૂકયા છીએ. જે વખતે કનક વિજયની કોટડી તરફ આવતો હતો; તે પહેલાં વિજયની કોટડીમાં અપૂર્વ ઘટના બની ચૂકી હતી.

એક કાળી આકૃતિ આ કિલ્લાની એક બાજુએથી નીકળી આવી વિજયની કોટડી પાસે આવી ઉભી. તે વ્યકિત માથાથી તે પગ સુધી કાળા બુરખાથી ઢંકાએલી હતી. તેનો દેખાવ બિહામણો જણાતો હતો. કોઇ જોનાર હોય તો તેને ભૂતજ માને. આ કાળી આકૃતિના હાથમાં એક નાનું ફાનસ હતું. ફાનસનો કાચ લાલ રંગનો હોવાથી લાલ અજવાળું પડતું હતું. આસપાસ નજર ફેંકતી અને ધીમે પગલે ચાલતી તે વ્યક્તીએ કોટડીના દ્વાર પાસે આવી હાથમાંનું ફાનસ નીચે મૂકયું. અને તેણે એકવાર આસપાસ જોયું. સર્વત્ર ચૂપકીદી ફેલાએલી હતી. પિંજરામાં પૂરાએલા જાનવરોના અવાજો પણ બંધ થયા હતા; કિલ્લો ખાવા ધાય એમ જણાતો હતો.

કોટડી પાસે ઉભેલી વ્યક્તીએ બુરખામાંથી એક ચાવી કાઢી અને તે વડે કોટડીનું વાસેલું તાળું ઉઘાડી નાંખ્યું. તાળાને એક બાજુએ મૂકી તે વ્યક્તિ હાથમાં ફાનસ ઉપાડી અંદર પ્રવેશી.

વિજયસિંહ વિચારાવસ્થામાં આંખ્યો બંધ કરીને પડી રહ્યો હતો. તેને આ શ્યામ આકૃતિના આગમનની ખબર પડી નહિ.

શ્યામવસ્ત્ર ધારીણી વ્યકિતએ વિજય તરફ દૃષ્ટિ ફેંકી એક ઉંડો નિશ્વાસ નાંખ્યો. અને તેણે મંદ પગલે વિજયની છેક નજીક આવી હાથમાંનું ફાનસ નીચે મૂકી વિજયના શરીરપર હાથનો સ્પર્શ કર્યો. હજી પણ વિજયને કંઇ ખબર પડી નહિ. આથી તે વ્યક્તિએ વિજયના કાન નજીક મુખ લઇ જઇ ઘણાજ ધીમા અવાજે કહ્યું, "વિજયસિંહ ?"

આ અવાજ કાનના ઉંડા ભાગમાં અથડાવાથી વિજયની વિચારમાળા તુટી. તેણે આંખ્યો ઉઘાડી. કોટડીમાં લાલ પ્રકાશ પથરાએલો જણાયો. વિજય વિસ્મયતાથી જોવા લાગ્યો, એવામાંજ તેની દૃષ્ટિ નજીકમાં બેઠેલી શ્યામ આકૃતિપર પડી. તત્કાળ વિજયનું ઉગમય મન બોલી ઉઠયું. "ખરેખર યમરાજ આવી પહોંચ્યા. આ લાલ પ્રકાશ તેમનુંજ આગમન સૂચવે છે. યમરાજનું સ્વરૂપ ભયાનક છે. તે મને લેવા આવ્યા છે. શું મને લઇ જશે ? મારા દેશનો દુઃખમાંથી ઉદ્ધાર કર્યા વિના મારે તેમની સાથે જવું પડશે ? શું યમરાજ નિષ્ઠુર થઇ મને લઇ જશે ? શું મારી પ્રતિજ્ઞા અપૂર્ણ રહેશે ? હા, એમજ જણાય છે. મહોતના આ લાલ પ્રકાશમાં યમદેવની ભીષણ મૂર્તિ મારી સમિપજ બેઠેલી જણાય છે. અફસોસ. મારે જવુંજ પડશે, મારી માત્રભૂમિની સેવા અધુરી રહી જશે." આવા અનેક પ્રકારના વિચાર ઉપરાસાપરી થઇ આવ્યા, તેણે દયામય નજરે બેઠેલી વ્યકિત તરફ જોયું.

આ અરસામાંજ વિજયની નજદીક બેઠેલી વ્યક્તિએ શાન્ત સ્વરે કહ્યું, "વિજયસિંહ શું વિચાર ચાલે છે ?"

વિજય ક્ષીણ સ્વરે બોલ્યો, "વિચાર માતૃભૂમિનોજ થયા કરે છે. દેવ! મને એ અપૂર્વ માતૃ સેવાથી વંચીત ન કરશો. હું મારી માતૃભૂમિને ઉદ્ધારીનેજ મરવાને ઇચ્છું છું. મારી પર દયા કરો. તમે ધર્મરાજ છો. દયા એ આપનો મૂખ્ય ગુણ છે. દેવ! દેશનાં દુઃખો તમે શું જોયાં નથી? અસુરોના અત્યાચારો નિહાળ્યા નથી? રોટલા ટુકડાને માટે ટળવળી મરતાં અને મરેલાં મારાં દેશ બાંધવોની તમને શું દયા આવતી નથી? જાલીમ જુલ્મીઓનાં શસ્ત્રોથી રેંસાઇ ગએલાં મારાં નિર્દોષ બાંધવોની હૃદય ભેદક ચીસો શું આપે સાંભળી નથી? દેવ! શું તેમનો ઉદ્ધાર કરવાનો અને રાક્ષસોને જમીનદોસ્ત કરવાનો સમય હવે નથી આવ્યો? જો આવ્યો હોય; જો અધર્મીઓનું અવસાન આવ્યું હોય; તો મને જીવતો રહેવા દયો. મેં સ્વદેશ સેવાની પ્રતિજ્ઞા કરેલી છે. હું અધર્મીઓનો નાશ કરી શાન્તિનું સામ્રાજ્ય સ્થાપવા ઇચ્છું છું. મારા નિર્દોષ દેશ બાંધવોના વૈરની વસુલાત કરવાને વ્યાકુળ છું. મારાં ભૂખે મરતાં ભાંડુઓને પેટ ભરીને જમતાં જોવાને અત્યંત આતુર છું. બસ; મારી તે ઇચ્છા પૂર્ણ થવા દયો."

વિજય આવી રીતનું બોલી મૌન રહ્યો અને પાસે બેઠેલી વ્યક્તિના સામે નિહાળી રહ્યો. વિજયનું આવું બોલવું સાંભળી તે વ્યક્તિ મનમાં દુઃખી થઇ હોય એમ તેના મુખમાંથી નિકળેલા નિઃશ્વાસ ધ્વનીથી જણાયું. પોતાને જવાબ નહિ મળવાથી પુનઃ વિજય બોલ્યો; "દેવ! કેમ શાન્ત થઇ ગયા? મને લાગે છે કે મારી વિનંતીનો તમે વિચાર કરતા હશો?"

તરત તે વ્યક્તિએ જવાબ આપ્યો, "વિજયસિંહ! તમારૂં માનવું ખોટું છે."

"શું મારૂં માનવું ખોટું છે?" વિજયે વિસ્મીત વદને પુછ્યું.

"હા, તમારી ભુલ થાય છે."

"માણુસની ભૂલ થાયજ. પણ તે ભૂલને સુધારવી એ મહા પુરૂષની ફરજ છે."

"તમારી બીજી કંઇ ભુલ નથી; પણ તમારી માન્યતામાં ભૂલ છે ?"

"કૃપા કરી જણાવો ?"

"હું યમરાજ નથી."

"શું તમે યમરાજ નથી ?"

"ના."

"હું માની શકતો નથી. કારણ કે દેવ સિવાય આ ભયાનક સ્થાને કોઇ આવી શકેજ નહિ."

"વિજયસિંહ! શાન્ત થાવ, સ્વસ્થ થાઓ."

"માતૃભૂમિનો ઉદ્ધાર કર્યાં વિના શાન્તિ પ્રાપ્ત થનાર નથી."

"તેમ જરૂર થશે."

"શી રીતે ? તમે તો મને લેવા આવ્યા છો ?"

"હા હું તમને લેવા આવ્યો છું. માતૃભૂમિની સેવાને અર્થે મારા મદદગાર તરીકે તમને અહિંથી લઇ જવા આવ્યો છું."

"મને કયાં લઇ જશો ?"

"આ કિલ્લાની બહાર."

"યમપૂરીમાં તો નહિ લઇ જાવને ?"

"જે યમરાજ હોય તેજ યમપૂરીમાં લઇ જાય. હુ તો માણસ છું. સ્વદેશ સેવક છું. તમારી સાથે દેશ સેવનામાં પ્રાણ આપવા ઇચ્છું છું."

"ત્યારે શું તમે યમરાજ નથી ?"

"ના, વિજયસિંહ સ્વસ્થ થાઓ, હું તમને વ્યાકુળ થએલા જોઇ આશ્ચર્ય પામુંછું. જે વિજયસિંહ દુઃખના ડુંગરા તુટી પડતાં પણ ગભરાતો નહિ; તે વિજયસિંહની આવી અસ્વસ્થતા નિહાળી મને અતી દુઃખ ઉત્પન્ન થાય છે. બંધુ! આવા સમયમાં હિંમત હાર. વાથી ભયાનક પરિણામ આવે છે."

"વિજય થોડીકવાર મૌન રહ્યો. તેણે આંખ્યો ચોળી. પુનઃ એકવાર આસપાસ નજર કરી પૂછ્યું,

" આ લાલ પ્રકાશ શાને છે ? "

" ફાનસનો. "

" ઠીક હવે સમજાયું. આપ મહાપુરૂષ કોણ છો ? "

" હું શત્રુ નથી પણ મિત્ર છું એવી પૂર્ણ ખાત્રી રાખજો, ચાલો ઉઠો આપણે બહાર જઇએ. "

" શું તમે મને છોડાવવા આવ્યા છો ? આ પિશાચખાનામાંથી મુક્તિ અપાવવા આવ્યા છો ? " વિજયે ઉન્માદની માફક ઉભા થઇ પૂછ્યું.

" વિજયસિંહ ! હજી પણ કહું છું કે સ્વસ્થ થાઓ, હું ખરેખર તમને છોડાવવાજ આવ્યો છું. જો આવી રીતે ઉન્મતની માફક વર્તશો તો આપણે બન્ને ફસાઇ જઇશું. "

" ભાઇ ! હું હવે સાવધ છું. ચાલો; પણ કૃપા કરી મને તમારૂં નામ તો જણાવો ? તમે આજે મારા ખરા ભાઇની ગરજ સારી છે. આ ઉપકાર જન્મ પર્યંત ભૂલનાર નથી. " વિજયે જણાવ્યું.

" ભાઇ ! ઉપકારની આવશ્યકતા નથી. મેં તો કેવળ મારી ફરજ બજાવી છે. "

" શું તમે તમારી ફરજ બજાવી છે ? " વિજયે સઆશ્ચર્ય વદને પૂછ્યું.

" હા. "

" મારી ખાત્રી કરો. "

" બહાર નીકળ્યા પછી તમે સઘળું જાણશો. "

" મને શા માટે ટવળાવો છો ? " વિજયે પૂછ્યું.

" તારા બન્શીનો સ્વભાવજ એવો છે. "

" હેં ! હું આ શું સાંભળું છું ? કોણ મારો ભાઇ ? મારા હૃદયનો આનંદ, મારો બંધવ મારી સમીપજ ઉભો છે ? " વિજયે વધુ નહિ બોલાવાથી તેને ગાઢ આલીંગન આપી બન્શીના ખભાપર માથું નાખી દીધું. આ અપૂર્વ મિલન હતું. બન્શીની આંખોમાંથી

પ્રેમાશ્રુ ટપકવા લાગ્યાં. વિજય થોડીકવાર અસાવધ રહ્યો. બન્શીએ તેના શીરે હાથ ફેરવતાં સ્વસ્થ થયો. વિજયનું નિરાશ હતાશ મન સબળ બન્યું. ભાન ભૂલેલો સિંહ સાવધ થયો. તેણે પૂછ્યું, " ભાઇ ! તું અહિં ક્યાંથી અને કેવી રીતે આવ્યો ? તને મારા પકડાવાની અને અહિં પૂરાવાની ખબર કેવી રીતે મળી ? "

" ભાઇ! વધુ વાત કરવાને આ સ્થળ લાયક નથી. આપણે સહીસલામત બહાર નીકળી ગયા પછી દિલ ખોલીને વાતો કરીશું. જો આ બે તલ્વારો હું સાથે લાવ્યો છું, તેમાંની એક હાથમાં પકડ. " બન્શીએ બુરખામાં છુપાવેલી બે તરવારોમાંથી એક વિજયને આપી. બન્ને કોટડીની બહાર નીકળ્યા. એટલામાં સામેથી કોઇ આવતું હોય એમ જણાયું. બન્શીએ વિજયને ચેતાવતાં કહ્યું; "કોઇ આવે છે. આપણે અહિં ઉભા રહો, આવનાર દુશ્મન હશે તો એકજ ઝટકે પુરો થશે. "

વિજય અને બન્શી બાજુ પર ખસી ઉભા રહ્યા. સામેથી ચાલી આવનાર કનક હતો. તે સાધુ વેશમાં હતો. તેના હાથમાં ફાનસ હતું. ફાનસના અજવાળામાં બન્શીએ તેને ઓળખ્યો. તરતજ તેણે વિજયના કાનમાં કહ્યું, " એ શત્રુ નથી પણ મિત્ર છે. "

" કોણ છે ? " વિજયે પૂછ્યું.

" નૌતમનગરનો રાજા. "

" કોણ કનક ? "

" હા. "

" અહિં ક્યાંથી ? "

" તમને છોડાવવા. તમે ઉભા રહો. હું તેની જરાક ગમ્મત કરૂં. હવે આપણને ભય નથી. " કહી બન્શી માથાપર બુરખો નાખી કનકની પાછળ ગયો અને કોટડી નજીક પહોંચેલા કનકના ખભાપર ધીમેથી હાથ મૂકી કહ્યું, " અત્યારે આ કોટડીમાં શું લેવા આવ્યા છો સાધુ મહારાજ ? "

એકાએક ખભાપર હાથ પડવાથી અને પ્રશ્નથી કનક ચોંક્યો—

ગભરાયો; પણ તરતજ સાવધ થઇ બોલ્યો; " તમે કોણ છો ? "

" તે પહેલાં આપશ્રી સ્વમુખેજ જણાવો કે આપ પોતે કોણ છો ? "

" હું એક સાધુ છું. "

" ઠીક, સાધુલોકનું આ કાળી રાતે અહિં આવવું કંઇક ભેદ મયજ હશે ? મહારાજ ! શી ઇચ્છાથી અહિં પધાર્યા છો ? "

" મારે કેદીને મળી ધર્મ ઉપદેશ કરવો છે. "

" ધર્મનો ઉપદેશ રાત્રે થતો હશે કે ? "

" હું તારી સાથે વધારે વાતચીત કરવા નથી ઇચ્છતો. "

" ત્યારે મારે પણ તમને પકડી કેદ કરવા પડશે. "

" કારણ ? "

" કેદીને છોડાવવા આવ્યા છો તેથી. "

કનક ગભરાયો. તેનું હૃદય વ્યાકુળ બન્યું. તેણે ભગવા અંચળામાંથી કટાર ખેંચી, પણ તરત બન્શીએ તેનો કટાર વાળો હાથ ચાલાકીથી પકડી લેતાં કહ્યું, " મહારાજ હું ધારતો હતો તેવાજ તમે દગાખોર નીકળ્યા. પણ મારે તમને જણાવવાનું કે તમને જેવી રીતે હથીઆર ચલાવતાં આવડે છે, તેવીજ રીતે મને પણ આવડે છે. જુઓ; મારી પાસે પણ તલ્વાર આ રહી. " બન્શીએ તલ્વાર બતાવી.

" કનક બોલ્યો:-" ત્યારે આવીજાવ આપણે યુદ્ધ કરીએ ? "

" શામાટે ? " બન્શીએ પૂછયું.

" મારી ઇચ્છા કેદીને છૂટો કરવાની છે. જો તમે અંતરાયરૂપ થશો તો મારે યુદ્ધ કરવાની જરૂર પડશે ? "

" આપણે યુદ્ધ શામાટે કરવું પડે ? શું જીગરના મિત્રો કદી લડતા હશે ? પણ બૂલ્યો, તમે જે કેદીને છોડાવવા આવ્યા છો; તે તો ક્યારનોએ છૂટી ગયો છે. કેદી કોટડીમાં નથી. "

" શું તમે ખરૂં કહો છો ? "

"જો ખાત્રી ન થતી હોય તો કોટડીમાં જઇને તપાસ કરો."

કનકે ઝડપથી કોટડીમાં પ્રવેશી જોયું તો અંદર કોઇ જણાયું નહિ. તે આશ્ચર્ય પામી બહાર નીકળ્યો અને બુરખાધારી બન્શીની પાસે આવી બોલ્યો, "ભાઇ! તમે સઘળું જાણતા હો એમ લાગે છે. મને જણાવો કે આ બધું શું બન્યું છે."

"તમે જે કામે આવ્યા છો તે કામ પુરૂં થયું છે."

"પણ વિજયસિંહ ક્યાં ?"

"પાછળ નજર કરો."

કનકે પાછળ દૃષ્ટિ કરી. વિજય હસતો હસતો તેની પાસે આવી ઉભો. તેને જોતાંજ કનકે ગાઢ આલીંગન આપતાં કહ્યું, "મારા ભાઇ".

વિજયની આંખ્યોમાં પ્રેમાશ્રુ ઉભરાયાં. બન્શીએ બુરખો ઉતારી કહ્યું, "કનકકુમાર ! મને નહિ ભેટો કે ?"

"કોણ બન્શીલાલ ?" કનકે તેને ઓળખતાં આનંદથી દોડી જઇ આલિંગન આપ્યું. મિત્રોનું મિલન થયું. કનકે ટુંકમાં સઘળી હકીકત જણાવી. ત્રિપુટી કિલ્લાના પ્રવેશદ્વારે આવી, વસંત–કમળા ભુપત–મોહન આનંદથી મળ્યાં.

આ પછી બન્શીએ વિજય પ્રત્યે કહ્યું, "તમે પુષ્પકના વેશથી સરદાર દુર્જનસાલ પાસે જાઓ અને અમે અમારા મુકામે જઇએ છીએ. આ બધાં હવેથી ત્યાંજ રહેશે. તમે કાલે સાંજે આ કિલ્લાની પાછળ એક વડનું ઝાડ આવેલું છે ત્યાં આવજો. ત્યાં મારો એક માણસ ઉભો હશે. તે તમને પૂછે એના જવાબ આપજો. એટલે તે માણસ તુર્તજ તમને મારી પાસે લઇ આવશે."

સઘળાએ જવાની તૈયારી કરી; પણ એટલામાંજ સિપાહીઓ ત્યાં આવતા જણાયા. તેઓ વિરોધસિંહ અને શયતાનસિંહને લઇ આવતા હતા.

ખરા ગુન્હેગારો આવી ઉભા રહ્યા. વિજયે તેમની તરફ જોયું. બન્ને જમીન તરફ જોઇ રહ્યા. વિજયે કહ્યું; "પાપાત્માઓ ! હું

પ્રથમથીજ ધારતો હતો કે તમારી આવીજ દશા થવાની છે. જે ખાડો ખોદે છે, તેજ ખાડામાં પડે છે. તમે મોટા અમલદારો હતા. તમને રાજ્ય તરફથી સારો દરમાયો મળતો હતો; છતાં તમે લોભથી અંધ થઈ ન કરવાનાં કાર્યો કર્યાં. મારા જેવા એક નિર્દોષને ફસાવ્યો. નિર્દોષ રાણીનું ખુન કર્યું. એ સઘળા પાપની સજા તમારે ભોગવવીજ જોઇએ." આમ બોલતા વિજયે સિપાહીઓ તરફ જોઇ પૂછ્યું; આમને શું સજા કરવાનો હુકમ થયો છે?"

"તેમને સિંહને સ્વાધિન કરવાના છે?" સિપાહીઓએ જણાવ્યું.

"અફસોસ. જાઓ, લઇ જાવ; તેમને તેમના નસીબને આધિન થવા દયો." વિજયે કહ્યું.

સીપાહીઓ તે બન્ને કમનશીબ કેદીઓને લઇ ચાલતા થયા અને સરદાર દુર્જનસાલની આજ્ઞાથી તેઓને સિંહના પિંજરામાં હડસેલી મૂકયા. ભૂખ્યા વનરાજોએ થોડીવારમાંજ તેઓને ફાડી ખાધા.

સિપાહીઓ પાછા આવ્યા અને ગૂન્હેગારોને શિક્ષાનો અમલ થઇ ચૂકયાના વર્તમાન જણાવ્યા. બાદ વિજય તે સિપાહીઓની સાથે ચાલ્યો. બન્ધી સઘળાને લઇ તેના મુકામ તરફ જવાને રવાના થયો.

સવાર થતાં વિજયસિંહ સારાં વસ્ત્ર ધારણ કરી દુર્જનસાલના મહેલે આવ્યો. તેને જોતાંજ દુર્જનસાલ આનંદ પામ્યો અને તેને પ્રેમથી બોલાવી પોતાની પાસે બેસાડી પોતે કરેલા અન્યાયને માટે ઘણીજ દિલગીરી દર્શાવી. વિજયે તેના મનનું સમાધાન કર્યું. અન્ય વાતોને અંતે દુર્જને કહ્યું, "પુષ્પક ! સારૂં થયું કે પ્રભુએ વેળાસર મને સારી બુદ્ધિ સુઝાડી અને મને ખરી ખબર પડી. તારા જેવો બહાદુર નર ગુમાવવાથી મને ઘણુંજ સહન કરવું પડત. પુષ્પક ! આ ટુંક વખતમાં ઘણા બનાવો બની ગયા છે. ભુજંગસિંહે આપણાં તમામ નગરો જીતી લીધાં છે. આપણા ખંડીયા અને મિત્ર રાજ્યો પણ તેને મળી ચૂકયા છે. તેણે નૌતમનગર સોંપી દેવાનો સંદેશો મોકલ્યો છે. મેં સંદેશાનો જવાબ હજી મોકલ્યો નથી, આથી તેણે આ તરફ કુચ

કરી છે. મારા ધારવા પ્રમાણે તે આ એક બે દિવસમાંજ નોતમનગરને ઘેરો ઘાલશે. આપણે તૈયાર થઈ રહેવું જોઇએ. મારો વિચાર છેવટ સુધી લઢવાનો છે, સેનાપતિપદ તને આપવામાં આવશે. પરમદિવસે વિજયાદશમી છે. હું તે દિવસે સિંહાસનારૂઢ થઇશ અને તને સેનાપતિ પદે સ્થાપીશ." દુર્જને પોતાના મનની તમામ વાત વિજયને જણાવી. તેની મનેચ્છા જાણી વિજય મનમાં હસ્યો, બીજી અનેક વાતો ચાલી, દુર્જને ચંપક વિશે પૂછ્યું. હું જાણતો નથી એમ વિજયે જણાવ્યું. ભોજન સમય થતાં વિજયે અને દુર્જનસાલે જમી લીધું. બપોરે સરદારો અને અમલદારોની ખાનગી સભા થઈ. તેમાં દુર્જનસાલને ગાદીપર બેસવાની સઘળાએ સંમતિ દર્શાવી અને શત્રુઓ સામે થવાની તૈયારી કરવાનો ઠરાવ થયો. સાંજ પડતાં સઘળા વિખરાયા. વીજય પણ દુર્જનની રજા લઇ ત્યાંથી નીકળ્યો અને બન્શીને મળવા ચાલ્યો.

## પ્રકરણ ૧૭ મું.

### મિત્રના નિવાસસ્થાને.

વિજયસિંહ કિલ્લાની પાછળ આવેલા વડ વૃક્ષ આગળ આવ્યો. સંધ્યાકાળનો સમય થવા આવ્યો હતો. ગરમીના બદલે શિતળતા વ્યાપી રહી હતી. વિજયે વડ આગળ આવી આસપાસ જોયું તો કોઇ જણાયું નહિ. વિજયસિંહ વિશાળ વડ નીચે વિચારાવસ્થામાં ઉભો. તેને ઉભા રહે થોડીજ વાર થઇ હશે, એટલામાં તેની પાછળની બાજુએથી એક માણસ નીકળી આવી તેની સામે ઉભો રહ્યો. વિજયે તેના સામે જોયું. તે માણસે પૂછ્યું, " તમે અહિં કેમ ઉભા છો ? "

" મિત્રને મળવા. "

" તમારૂં નામ શું ? "

" પુષ્પક. "

" આ નામ તમારૂં ખરૂં નથી. "

" કદાચ એમ પણ હોય."

તે માણસે હશીને પૂછ્યું, " તમારી પાસે આવી અંગુઠી છે કે ?" તે માણસે એક અંગુઠી કાઢી વિજયને બતાવી. તે અંગુઠી પોતાની હતી અને તે વસંતની આંગળીએ હતી. એવી બીજી વીંટી વિજયની પાસે હતી. વિજયે પોતાની આંગળીએ તેવી વીંટી દેખાડતાં કહ્યું, " જુઓ આ રહી."

" ત્યારે ચાલો મારી સાથે."

વિજય તે માણસની સાથે ચાલ્યો. લગભગ એકાદ માઇલ આવી તે માણસ ઉભો રહ્યો અને ગજવામાંથી સીસોટી કાઢી તેણે અવાજ કર્યો. બે ઘોડેસ્વારો દોડી આવ્યા અને ઘોડા પરથી નીચે ઉતરી પડયા. પેલા માણસે એક ઘોડા પર વિજયને બેસવાનું કહ્યું. વિજય ઘોડા પર સ્વાર થયો. બીજા ઘોડા પર પેલા માણસે સ્વારી કરી. ઘોડેથી ઉતરી નીચે ઉભેલા બે માણસોને ચાલી આવવાનું કહી તે માણસે ઘોડો દોડાવી મૂકયો. વિજયનો અશ્વ પણ પૂર વેગે તેની પાછળ જવા લાગ્યો. અર્ધા કલાકમાં તો તેઓ ઘણે દૂર નીકળી આવ્યા. ચારે તરફ ઉંચા પર્વતો આવી રહ્યા હતા, રસ્તો વિકટ હતો. એક લાંબી પહોળી ખીણમાં ઘોડા ચાલ્યા જતા હતા. રાત્રિ પડી ચૂકી હતી. જાંખું અજવાળું જણાતું હતું. ચાલ્યા જતા ઘોડાઓ અંતે એક જગાએ આવી અટકયા. ત્યાં આગળ એક દરવાજા જેવું આરકું આવેલું હતું. ખીણ આ સ્થળે પૂરી થતી હતી. તે આરકાની આગળ એક મોટો પત્થર ઉભો કરેલો હતો. પેલા માણસે ઘોડા પરથી ઉતરી પુનઃ સીસોટીનો અવાજ કર્યો. અલ્પવારમાં ઉભો કરેલો પત્થર મોટા અવાજની સાથે જમીન પર પડયો અને આગળ જવાનો રસ્તો ખુલ્લો થયો. અંદર એક મશાલધારી ઉભો હતો. વિજયે પોતાની સાથેના માણસ સાથે અંદર પ્રવેશી આગળ ચાલવા માંડયું. મશાલવાળાએ એક લોખંડી સાંકળ ખેંચી કે જેથી જમીન પર પડેલો પત્થર પાછો હતો તેમ ગોઠવાઇ ગયો. આ બધું જોઇ વિજયના આશ્ચર્યનો

પાર રહ્યો નહિ. આવું અગોચર સ્થાન પસંદ કરવાને માટે તેણે મનથી બન્શીની પ્રશંસા કરી. અંદર કેટલેક સ્થળે નાનાં–નાનાં તાપણાં સળગતાં હતાં. તાપણાંની આગળ એકેક હથીઆરબંધ માણસ બેઠેલો હતો. એવી અનેક ચોકીયો વટાવી બન્ને જણા એક વિશાળ મયદાનમાં આવી ઉભા. ત્યાં નાના–મોટા અનેક તંબુઓ ઉભા કરેલા હતા. દીપકો પ્રકાશી રહ્યા હતા. અનેક હથીઆરબંધ માણસો આમતેમ ફરી રહ્યા હતા. દેખાવ છાવણી સમાન હતો. વિજયસિંહના માણસો પણ આ સ્થળે આવીને રહેલા હતા. કેટલાક નૌત્તમનગરમાં નાના વેશ બદલીને રહ્યા હતા. વિજયસિંહ એક મોટા તંબુ આગળ આવ્યો. ત્યાં કનક અને બન્શીકુમાર ઉભા હતા. વિજય મિત્રોને મળી તેમની સાથે તંબુમાં પ્રવેશ્યો, મોહનરાય અને બીજા દેશભક્તો સાથે તેણે હાથ મેળવી રામ રામ કર્યા. પરસ્પરમાં કુશળ વર્તમાન પૂછાયા. બાદ વિજયે દુર્જનસાલની ઇચ્છા સર્વને જણાવી. સઘળા હસ્યા. કેટલીક વાતોને અંતે વિજયે બન્શીને પુછ્યું: "ભાઇ! કહે હવે તું મને છોડાવવા કેવી રીતે ત્યાં આવ્યો હતો?"

"કિલ્લાની પાછળ આવેલો નાનો કોટ કુદીને આવ્યો હતો."

"મારા પકડાવાની તને કેવી રીતે ખબર પડી હતી?"

"મને તો દરેક વાતની ખબર પડે છે. મારા અનેક માણસો નૌત્તમનગરમાં રહી જાસુસનું કામ કરે છે અને ત્યાંના સમાચાર પળે પળે આવે છે."

"તારા આવા અદ્ભુત કાર્યં માટે તને ધન્યવાદ ઘટે છે. બંધુ! તને આ ગયબી સ્થાન ક્યાંથી મળી આવ્યું?"

"આ અદૃશ્ય અને અદ્ભુત સ્થાન મળવાને માટે હું એક વૃદ્ધનો અત્યંત ઉપકારી છું. હું તે વૃદ્ધની કૃપાથીજ આ સ્થળે નિવાસ કરી મારૂં કામ બજાવું છું. તે વૃદ્ધ પૂર્ણ સ્વદેશ ભક્ત છે. સ્વદેશ સેવામાંજ તેનું આખું જીવન ગયું છે. તે દુર્જનસાલનો કટ્ટો દુશ્મન છે. દુર્જનસાલે તેનું સર્વસ્વ નાશ કર્યું છે. તે વૃદ્ધ આજેજ તેની તમામ વાત કહેનાર છે."

"તે વૃદ્ધ ક્યાં છે?"

"હમણાં આવશે."

બન્શીનું બોલવું પૂરૂં થતાંજ એ માણસોની સાથે એક વૃદ્ધ માણસ સામેથી આવતો જણાયો.

આવનાર વૃદ્ધનું શરીર સુકાએલું હતું. કમ્મરેથી તે થોડોક વાકો વળેલો હતો. તેના માથાના વાળ શ્વેત થઇ ગયા હતા. તેની આંખ્યો ઉંડી ઉતરેલી હતી; પણ એક પ્રકારના અપૂર્વ તેજથી ચળકતી હતી. વૃદ્ધને જોઇ સઘળાએ ઉભા થઇ માન આપ્યું. વૃદ્ધે ઉંચા હાથ કરી સૌને આશિષ આપી મોહનરાયની સાથે સ્થાન લીધું.

વૃદ્ધે થોડીવાર શાન્ત બેઠા પછી પુછ્યું, "બન્શી! તું કહેતો હતો ને વિજય આવ્યો કે નહિ?"

"વિજયસિંહ આવી ગએલ છે. જુઓ આ રહ્યો તે મારો ભાઇ."

વૃદ્ધે વિજય તરફ દ્રષ્ટિ કરી. વિજય વૃદ્ધની પાસે ગયો. વૃદ્ધે વિજયને ધારી ધારીને અવલોકયો; અને પૂછ્યું, "નોતમનગરનો ગાદી વારસ ક્યાં છે?"

"આ રહ્યો." કનક ઉભો થઇ વૃદ્ધની પાસે ગયો. વૃદ્ધે તેની સામે જોતાંજ રડી દીધું. તેણે એક હાથ કનક અને બીજો હાથ વિજયના માથે મૂકી અશ્રુવિસર્જન કરતાં બોલવા માંડ્યું, "મારા બાળકો! તમે સુખી રહો. હા! મને અત્યારે અસહ્ય દુઃખ ઉત્પન્ન થાય છે. તમારા જેવાજ મારા એ બહાદુર બાળકો સ્વર્ગમાં જઇ રહ્યા છે. તેમની આશાઓ તેમના અંતરમાંજ સમાઇ છે. બાળકો! તમને જોઇ મારા તે બાળકો યાદ આવે છે. જુનું દુઃખ તાજું થાય છે. તમારા જેવાજ તે બન્ને બહાદુર હતા." વૃદ્ધ વધુ બોલી શક્યો નહિ!

કનકે પુછ્યું, "તે બે બહાદુરો શું તમારા પોતાના જ પુત્રો હતા?"

"ના, હા; પણુ પેટના પુત્રો કરતાં વિશેષ હતા. બન્ને રાજ-કુમાર હતા." વૃદ્ધે અશ્રુ વ્હોતાં કહ્યું.

"શું રાજકુમાર?"

"હા, તમે રાયપુર અને અચળગઢનાં નામ કદાચ સાંભળ્યાં હશે?" વૃદ્ધે પુછ્યું.

"હા, પણુ અચળગઢ હાલ છે અને રાયપુર નાશ પામ્યું છે." મોહનરાયે જણાવ્યું.

વૃદ્ધે સ્હેજ હોઠ પીસી કહ્યું, "હા, રાયપુર નાશ પામ્યું છે. અચળગઢ કાયમ રહી નોત્તમનગરને તાબે રહ્યું છે."

"આ વાતથી તમને દુઃખ ઉત્પન્ન થતું હોય એમ જણાય છે?" વિજયે પૂછ્યું.

"બેટા! મેં તે બન્ને નગરોનો ઉદય અને અસ્ત આ આંખ્યોએ જોયેલો છે. રાયપુરમાંજ આ હાડ ચામ બંધાઇને પોષાયાં છે. બનવા કાળ બને જાય છે. કુળમાં ઉત્પન્ન થએલો એક કપુત સર્વનો નાશ કરે છે. એ મુજબ એક કુલાંગારના કારણેજ તે બન્ને વૈભવશાળી નગરો હાલ વેરાન જેવાં થઇ પડયાં છે.

"મારા પિતાજી અને દુર્જનસાલ એક વખતે અચળગઢની વાતો કરતા હતા."

"હા, તેજ દુર્જનસાલનો કર્મચંડાળ બાપ દુર્જયસિંહ રાય-પુરનો સેનાપતિ હતો. રાજાના હજુરીયાની પદ્દીમાંથી સેનાપતિની પદવીએ ચઢયો હતો; અને અધિક તૃષ્ણાથી રાજયનો રીપુ બન્યો હતો. પણ અંતકાળે બુરી રીતે મુઓ હતો. તેના જેવોજ તેનો પુત્ર દુર્જન નીકળ્યો અને રાજા દુર્મદની સેવામાં રહી રાયપુરનો નાશ કર્યો અને અચળગઢપર આધીપત્ય મેળવ્યું. અચળગઢ અત્યારે નોતમનગરને તાબે છે; પણ ત્યાંની પેદાશ દુર્જનશાલને મળે છે. હું પ્રભુનો ઉપ-કાર માનું છું કે અચળગઢ અને તેની આસપાસનો પ્રદેશ આ અઠ-વાડીઆમાંજ ભુજંગસિંહે જીતી લીધો છે. બાળકો! એ બન્ને રાજ્યો-

ની કથા કરૂણ છે. હું વિશેષ સંભળાવી તમને દુઃખી કરવા નથી માગતો.”

“તમે જે વાત કહેવાનું મને વચન આપ્યું છે, તે વાત ક્યારે કહેશો?” બન્શીએ પૂછ્યું.

“તે વાત બીજી કંઇ નહિ પણ આ બન્ને નગરોનીજ કરૂણ વાત કહેવાનો હતો.”

“ત્યારે તે વાત સંભળાવોને?” કમળાએ કહ્યું.

“તે સઘળી વાત કહેતાં મને અપાર કષ્ટ ઉત્પન્ન થશે. છતાં તમારી ઇચ્છા છે તો સાંભળો હું તમામ વાત કહી સંભળાવું છું. વાતમાંથી તમને કંઇક નવું જાણવાનું પણ મળી આવશે. રાજપૂતો કેવા બહાદુર હતા? કેવા અડગ સ્વદેશ ભકત હતા? વગેરે સાંભળી તમે અજબ થશો.”

“વળી આ ગુપ્તસ્થાન વિશે પણ તમે કંઇ જણાવવાના હતા ને?”

“હા, આ સ્થાનની માહિતી વાતમાંથીજ મળશે.”

વૃદ્ધ થોડીક્ષણ વિચારમાં રહ્યો. ત્યાં એકત્ર થએલું મંડળ વૃદ્ધની વાત સાંભળવાને આતુર બની રહ્યું. વૃદ્ધે ધીમે ધીમે વાર્તાની શરૂઆત કરી.

## પ્રકરણ ૧૮ મું.

### વૃદ્ધની વાત.

કેટલાંક વર્ષ પૂર્વે રાયપુર નામક નગર સુવિખ્યાત અતિ રળીયામણું અને સુશોભિત હતું. તેના વિશાળ રસ્તાઓ અને આજુ બાજુ એકસરખી બાંધણીની દુકાનોની હાર આવેલી હતી. હવેલીયોનું પુરાતન કોતરણી કામ અને લોકોની જાહોજલાલી મનરંજન કરવાને પુરતાં હતાં. તે શહેરમાં માણસોની જથાબંધ અવર જવરથી સ્પષ્ટ દેખાઇ આવતું હતું કે રાયપુર ઘણું આગળ પડતું અને વેપારમાં દિનપ્રતિદિન

વૃદ્ધિ પામતું હતું. તેની આબાદાની સારૂ કોઇ પણ શંકાને સ્થાન આપી શકતું નહિ. માણુસો ધર્મિષ્ટ ને સર્વ વાતે સુખી દેખાતાં હતાં. ત્યાં ચોરી કે લુંટફાટનું તો નામજ નહતું. તે શહેરના રક્ષણુને સારૂ આજુ બાજુ ગંજાવર કોટ બાંધવામાં આવ્યો હતો અને જોડમાં પહોળી ખાઇ ખોદવામાં આવેલી હતી. નગરમાં પ્રવેશ કરવાને માટે ખાઇની ઉપર મૂકવામાં આવેલા પૂલ ઉપરથી આવવું જવું પડતું હતું. પુલને રાત્રીના સમયે ખેંચી લેવામાં આવતો હતો. તે વખતે સિંહાસનારૂઢ વિબુધસિંહ રાજા હતો. તે હમેશ પોતાની ફરજો યથોચિત બજાવવામાં મશગુલ રહેતો હતો. તે ધર્મધુરંધર ન્યાયનિપુણુ નીતિવાન અને રાજ્યકળાકુશળ હતો. એક પણુ માણુસ એવો ન હતો કે, નૃપતિની આજ્ઞાનો અનાદર કરી શકે. મહાન સરદારો પણુ ડરીને શુભ નિષ્ઠાથી કામ કરતા હતા. રાજા પોતે રૈયતનો શુભચિંતક હતો તેથી તે નિશદીન તેમના ભલાને માટે ચિંતાતુર રહેતો. તેથી પ્રજા સર્વ વાતે સુખી હતી. તેને બે પુત્રો હતા. મોટા કુંવરનું નામ કનકસિંહ અને નાનાનું નામ ઝાલીમસિંહ હતું. કનકસિંહનામાં પિતાના સર્વે ગુણો જોવામાં આવતા હતા ત્યારે ઝાલીમસિંહ તેનાથી ઉલટોજ હતો. તે ઝેરીલો—ક્રૂર—દગાબાજ અને રાજ્યનો લોભી હતો. જ્યારે બેઉ કુંવરો પુખ્ત ઉમ્મરે આવ્યા ત્યારે રાજા વિબુધસિંહ વૃદ્ધાવસ્થામાં પ્રવેશ કરી ચુકયો અને વખત જતાં તેણે પરલોક પ્રયાણુ કર્યું. રાજ્યના નિયમ મુજબ મોટા કુંવરને ગાદીનશીન કરવામાં આવ્યો. તે દીવસે ઘેરેઘેર તોરણો બાંધવામાં આવ્યાં. ઉત્સવ ઉજવવામાં આવ્યો અને જ્યાં ત્યાં આનંદ છવાઇ રહ્યો. શહેરને પણુ પુર ઠાઠથી શણુગારવામાં આવ્યું. લોકોના હર્ષનો પારજ રહ્યો નહિ. આથી ઝાલીમસિંહ મનમાં ને મનમાંજ બળી ગયો અને રાજ્ય કેવી રીતે પ્રાપ્ત કરવું તેના વિચાર કરવા લાગ્યો. ઉપરથી જયેષ્ઠ ભ્રાતા પ્રત્યે લાગણી દેખાડતો ને દરેક વાતમાં સંમતિ આપતો. પરંતુ અંદરથી તેનું અનિષ્ટજ ઇચ્છતો.

ધીમે ધીમે કેટલાક સરદારોને રૂશ્વતથી તો કેટલાકને જાગીરો, ખીતાબો ને ઉચ્ચ પદવીની લાલચ આપી પોતાના તરફ કરી દીધા. આથી કોઇ તેના વિરૂધ્ધ બોલી શકતું નહિ. એક દીવસે પ્રાતઃકાલે સર્પદંશથી રાજાના મૃત્યુની ખબર બહાર આવી અને સુર્ય ઉદય થતાં તો તે આખા ગામમાં પ્રસરી રહી. જ્યાં ત્યાં એ વાત ચર્ચાવા લાગી અને લોકો શોકાતુર બની ગયાં ને તે દીવસે કામ કાજ–વેપાર ધંધો બંધ કરવામાં આવ્યો. સર્વત્ર દીલગીરી છવાઇ રહી. રાજ્ય પ્રાસાદમાં પણ રડારોળ મચી રહ્યું. ઝાલીમસિંહ પણ કૃતિમ શોક કરી માથા કુટી શોરબકોર કરવા મંડી ગયો. પ્રજાજનો આમ કરવાથી કાંઇ વળશે નહી એમ કહી તેને આશ્વાસન આપવા લાગ્યા, તેમ તેમ તે વધારે ઢોંગ કરવા લાગ્યો, તેથી તેના ઉપર કોઇને કાંઇ વહેમ પડયો નહી. અંતે પોતે રાજ્યની લગામ હાથમાં લીધી અને ગાદીના વારસ કનકસિંહના પુત્ર અજીતના નામથી રાજ્ય કરવા લાગ્યો. તેની પહેલી સ્રી એક પુત્રી, જેનું નામ વીરબાળા હતું તેને મુકીને સ્વર્ગે સીધાવી હતી. તેથી ઝાલીમસિંહે ફરીથી કળાવંતિ નામની સ્રીની સાથે લગ્ન કરી પટરાણી પદે સ્થાપી હતી. આ નવી રાણીના સ્નેહમાં સપડાઇ જઇને આડુ અવળું ભંભેરાઇને તેનો સ્નેહ વીરબાળા ઉપરથી સહેજ ઓછો થયો હતો. તેને પોતાના માર્ગનો કંટક અજીતકુમાર હૃદયમાં શુળની પેઠે ખુંચ્યા કરતો હતો. તેને છુંદી નાંખવાનો વિચાર કરતો હતો પણ કનકસિંહનો પરમસ્નેહી અચલગઢનો ખંડીઓ રાજા આડો આવશે એમ ધારી પહેલાં તેનું ઠેકાણું કરવાનું ઇષ્ટ ધારી તેની જોડે લડાઇ જાહેર કરવાનો અગર દગાથી પકડી મંગાવી કેદ કરવાનો નિશ્ચય કર્યો. લડાઇમાં ફાવશું નહિ એમ ધારી તે જાતે ખંડણી ઉઘરાવવાના બહાને લસ્કર લઇને નીકળ્યો અને અચલગઢથી પાંચ માઇલ દુર મુકામ કર્યો અને સૈનીકોને તંબુ નાખવાની આજ્ઞા આપી. અચળગઢના રાજા ધીરસીંહને આ વાતની ખબર આપી સાંજના ચાર પાંચ વાગ્યાના સુમારે ખંડણી લઇને પોતાના તંબુએ આવવા કહે-

વરાવ્યું. ધીરસિંહ જેવો બહાદુર તેવોજ ભોળા અને સરલ સ્વભાવનો માણસ હતો. તે ઝાલીમની પ્રપંચજાળને પારખી શક્યો નહી. રાજા થોડા અંગરક્ષકો સાથે લઇને ખંડણીને નજરાણું આપવા ચાલ્યો. અંગરક્ષકોને અંદર પ્રવેશ નહી કરવા દેવાનો પહેલેથી હુકમ આપી પોતાના માણસો પહેલેથી તૈયાર રાખ્યા હતા. જેવો ધીરસીંહે અંદર પ્રવેશ કર્યો કે તરતજ એને ઘેરી લેવામાં આવ્યો અને તે સામો થાય તે પહેલાં તો તેના હાથ પગ બેડીથી જકડી દેવામાં આવ્યા. ધીરસીંહના મુખમાંથી દગો એ શબ્દ નીકળી ગયો. પણ શૃંખલાબંધન અવસ્થામાં કાંઇ પણ કરી શક્યો નહીં. બહાર પણ એવોજ બનાવ બન્યો. અંગરક્ષકોને કેદ કરવામાં આવ્યા ને લશ્કરને નગર પ્રવેશ કરી કબજો લેવાની પરવાનગી આપી. રાણીને આ વાતની ખબર પડતાંજ બેશુદ્ધ થઇ પૃથ્વી ઉપર ઢળી પડી. જમીન સાથે સખત માથુ અફળાવાથી દેહને પ્રાણ છુટા પડી ગયા. સૈનીકોએ મહેલમાં શોધખોળ કરતાં રાણીને પ્રાણ રહીત નીહાળી. બાદ સીપાહીઓ કુમારને લઇને રાજાની પાસે આવ્યા. ઝાલીમના દીલમાં દયાએ પ્રવેશ કર્યો ને કુંવરને જીવતો રાખી પોતાની પાસે રાખ્યો. રાજ્યમાં પોતાનો માણસ નીમી વ્યવસ્થા કરવાનું સોંપી પોતાના નગર પ્રતિ પ્રયાણ કર્યું. ધીરસીંહને પણ કેદી અવસ્થામાં સાથમાંજ લેવામાં આવ્યો.

ધીરસિંહને બે દીવસ કેદખાનામાં રાખી ત્રીજે દીવસે પ્રાતઃકાળે શીરચ્છેદ કરવાનું જાહેર કરવામાં આવ્યું અને સાવચેતીથી સંભાળ રાખવાના કામની જોખમદારી સેનાપતિ દુર્જયને સોંપવામાં આવી. પરંતુ બીજે દીવસેજ સાંજના ધીરસીંહે આપઘાત કર્યાનું જાહેર કરવામાં આવ્યું અને તેથી તેના શબને બરાબર તપાસીને નજીકમાં વહેતી નદીના પવિત્ર પ્રવાહમાં જળચરોને સ્વાધીન કરવામાં આવ્યું. પોતાનું ધાર્યું કાર્ય પૂર્ણ થવાથી ઝાલીમ ખુશ મીજાજમાં જોવામાં આવતો હતો. તેવામાં એકાએક અજીતના ગુમ થયાના સમાચાર મળ્યા. ઘણી તપાસ પછી પત્તો નહી મળતાં તેને મુવેલો માન્યો કેમકે તેને પુરતી

સાબીતી મળી હતી. બાદ તે સર્વ વાતે સુખી બની પ્રજાને પીડવા લાગ્યો. એના આવા વર્તનને લીધે અમલદારો પણ સ્વછંદી મરજી મુજબ વર્તન કરતા હતા. રૈયતને દુ:ખની સીમાજ ન હતી. અને એકથી બીજા છેડા સુધી અંધાધુંધી ચાલી રહી હતી. એક વખતે રાયપુર જે કનકની પુરી હતી તે કથીરની પુરી બની રહી. જે રાજ્યમાં અન્યાય અધર્મને ત્રાસ વ્યાપી રહ્યા છે જ્યાં પ્રજાજનોને પીડવામાં આવે છે તે સુરાજ્ય નહી પણ કુરાજ્ય છે. રાયપુર એક વખતે ઇંદ્રપુરીની પણ હરીફાઇ કરતું હતું અને જે સ્વર્ગના સ્થાન સમાન મનાતું હતું તે આજે નર્કના સ્થાન સમ જણાય છે. ધીરસિંહના કુમારને સાથે લાવવામાં આવ્યો હતો. તેનું નામ રૂપસિંહ હતું. તે રૂપસીંહ ઝાલીમસિંહની કન્યા સાથે રહી મોટો થયો, અને પરીણામે તેમનો બાલ્યસ્નેહ જુદાજ પ્રકારમાં પ્રકાસ્યો. ઝાલીમસિંહે આ વાત જાણતાં રૂપસિંહનો નાશ કરવાનો નિશ્ચય કર્યો અને એક પહેરેગીરને સેનાપતિ દુર્જયને અને પ્રધાન રામદાસને એકદમ બોલાવી લાવવાનો હુકમ કીધો. થોડીવારમાં તો બેઉ જણા ત્યાં ઉપસ્થિત થયા. એટલે રાજા તેમને કેટલાક ઓરડાઓ ઓલંગીને એકાંત વાસમાં લઇ ગયો. અસલના વખતમાં છુપી મસલતો કરવાને વાસ્તે છૂપા ઓરડાનો ઉપયોગ કરવામાં આવતો. કારણકે વાત શત્રુના જાણવામાં આવે નહી. એ સ્થાન મંત્રણાગૃહ તરીકે ઓળખાતું. તે ઘણો મહોટો ઓરડો હતો અને તેમાં ચારે બાજુ ગાદીતકીયા બીછાવી દેવામાં આવ્યા હતા. અજાણ્યા માણસને આમાં પ્રવેશ કરતાં ઘણી મુશ્કેલી નડે તેમ હતું અને ભુલા પડવાનો સંભવ હતો. આ ગૃહમાં રાજા સિવાય દાખલ થવાનો મનાઇ હુકમ હતો.

રાજાએ વાત ઉપાડી કહ્યું કે, રાજા ધીરસિંહના કુમારને અત્યારસુધી આપણા મહેલમાં રાખ્યો હતો તે ઘણો બદમાસ જણાય છે વળી તે બળવાખોર થવાનો ભય રહે છે. તે બીજા રાજ્યમાં જઇને આપણી સામે કાંઇ તર્કટ કરે એમ મને ભય રહે છે. વળી તેણે

આપણી વીરબાળાને તેના પ્રેમમાં ફસાવી છે. તેના પિતાને આપણે દગાથી કેદ કર્યો તે વાત પણ તેના જાણવામાં આવી છે. તેનો એક ગુન્હો માફી બક્ષવા લાયક નથી અને તેથી તેને મેં અત્યારે ને અત્યારે મહેલ છોડી જવાનો હુકમ કીધો છે. તે કોઇ સ્થલે જવાને નીકળી ચુક્યો હશે. માટે એને રસ્તામાંજ પુરો કરવામાં આવે એવી વ્યવસ્થા થવી જોઇએ. એ બાબતમાં તમારો વિચાર દર્શાવશો અને તમો મારા મતથી વિરૂદ્ધ નહી પડો એવી હું આશા રાખું છું.

સેનાપતિ રાજાને સંમતિ દર્શાવતાં બોલ્યો કે મારે મારા રાજાજીની સર્વ વાત માન્ય છે. તમે જે કરો તે સઘળું લાભને માટેજ છે. તેથી અમો મતફેર થઇએજ નહી. પ્હેલાં એ છોકરો મને ઘણો સારો લાગતો હતો પણ પાછળથી તેના કેટલાક વર્તન ઉપરથી તે લુચ્ચો ને દગાખોર નીકળશે એમ હું ધારતો હતો પણ આપને કહેવાની મારી હિંમત ચાલી શકતી ન હતી. કેમકે વખતે આપ ગુસ્સે થાવ. આપ જે પ્રમાણે આજ્ઞા આપશો તે પ્રમાણે કરવાને હું તો આ પગેજ તૈયાર છું કેમ પ્રધાનજી તમારો શું વિચાર છે ?

પ્રધાન બિચારો વૃદ્ધ હતો તે અત્યારસુધીની વાતચિત સાંભળીને બોલ્યો. મારા માનવંત રાજા, તે બીચારા માબાપ વગરના છોકરાને આવી રીતે દુઃખ દેવું તે આપ જેવા મહાન પુરૂષને શોભે નહી. જ્યારે એના પ્રતિ તિરસ્કાર ઉત્પન્ન થયો છે તો તેને દેશનિકાલ કર્યો છે તે કાંઇ ઓછું નથી. હવે એનો પીછો છોડી દેવો જોઇએ. વાર્તામાં કાંઇ સત્ય હોય તો તે બહાર આવે છે તે પ્રમાણે એને કોઇએ વાત સંભળાવી હશે તેથી એના પિતા સબંધી તેના જાણવામાં આવ્યું હશે. તે રાજ્યને કોઇ પણ રીતે નુકશાન કરી શકે તેમ નથી. તેના મગજમાં કદાચ વૈરના વિચારો ભરાઇ આવ્યા હશે તેથી તે બકવાદ કરતો હશે. તેને કોઇ ઓળખતું નથી અને તેની પાસે સાધનો પણ નથી કે સામા થવાની હીંમત કરી શકે. મારા ધારવા મુજબ તે ઘણો સાલસ ને ભલો છે પણ કોઇએ એને ચડાવ્યો હશે. માટે બાળકના

બોલ્યા સામુ જોવું નહી અને એનું ચિત્ત દોરી જાય ત્યાં એને જવા દેવો એવી મારી નમ્ર પ્રાર્થના છે. પછી તો આપની ઇચ્છામાં આવે તેમ કરો. ”

આ સાંભળીને રાજા અને દુર્જન બેઉ હસવા લાગ્યા, ને બોલ્યા, પ્રધાન તમો વૃદ્ધ થયા છો એટલે સાઠે બુદ્ધિ નાઠી તે પ્રમાણે તમારી મતિ ફેરવાઇ ગઇ છે. તમો રાજ્ય પ્રપંચમાં કાંઇ સમજતા નથી. ઉગતો રોગ અને શત્રુને તો જડ મુળથીજ દાબી દેવા જોઇએ, નહી તો ઘર ઘાલી બેસે. તેથી જે થાય તે જોયા કરો. ” એમ કહીને રૂપસિંહ રાજ્યની સરહદ ઓળંગે તે પહેલાંજ જંગલમાં તેનો નાશ કરાવવાનું તેણે સેનાપતિને સુચન કર્યું. આ સાંભળીને પ્રધાન ઘણોજ દીલગીર થઇ બોલ્યો કે જે ખાડો ખોદે તેજ આખરે પડે છે માટે કોઇનું બુરૂ ઇચ્છવામાં પણ ઇશ્વર રાજી નથી. તેમ કરવા જતાં આપણુંજ બુરૂ થાય છે. અને હમેશ ઇશ્વર પ્રતિકુળ થાય છે. વખતે એક સમય ફાવીએ પણ કુદરતનો કોપ ઉતરશે ત્યારે સહન કરવું મુશ્કેલ પડશે. માટે મારૂં કહ્યું માનો અને એ વાત જવા દો.

પ્રધાન જો કે વયમાં વૃદ્ધ થયો હતો કીંતુ વીરતા અને ચાતુર્ય તેનામાંથી ગયાં ન હતાં. પોતાની જાતને જે ખરૂં લાગતું તે જાહેર કરવામાં કોઇની લેશ પણ પરવા કરતો નહી અને હીમત પુર્વક જણાવી દેતો. આટલું કહેવા છતાં તેના કથન પ્રત્યે કોઇએ ધ્યાન આપ્યું નહી. છેવટે ઝાલીમે પ્રધાનને જવાની આજ્ઞા આપી પ્રધાન ચાલતો થયો. દુર્જય હસ્યો. તેના હાસ્યનો ભાવાર્થ પ્રધાન કળી ગયો.

રાજ્યમાં સર્વ ઠેકાણે છુપા જાસુસો રાજ્યવિરૂદ્ધ હિલચાલ તપાસવાને મુકવામાં આવ્યા હતા. દુર્જયે પ્રધાનના વિદાય થયા પછી કેટલાક ઘોડેસ્વારોને બોલાવી મંગાવ્યા. તેમને ચારે દીશામાં રવાના કરતાં પહેલાં આજ્ઞા આપી કે રાજા ઝાલીમસીંહનું ફરમાન છે કે રૂપસીંહ નામનો જે છોકરો અત્યાર સુધી આપણા રાજ્ય મહાલયમાં રહેતો હતો તે રાજ્યનું અનિષ્ટ કરવાની ઇચ્છા રાખે છે. તે રાજદ્રોહી બની

ગયો છે માટે તે સરહદ ઓળંગે તે પહેલાં તેને અવનિમાંથી વિદાય કરી દેવો જોઇએ. કામપૂર્ણ કર્યા પછી નીશાની દાખલ તેનું શીર લાવવું. જે કાર્ય પરિપુર્ણ કરશે તેને રાજ્ય તરફથી સો સોના મહોરોનું ઇનામ મળશે. આ કામ કરતાં પહેલાં યાદ રાખજો કે તે એકદમ શરણે આવે તેવો નથી માટે ઘણી સાવચેતીથી કામ લેવાનું છે. જાવ, મારા બહાદુર સૈનિકો ફતેહ કરો. ઘોડેસ્વારો ચાલ્યા ગયા. પેલી તરફ પ્રધાને ઘેર જઇને શય્યામાં સ્થાન લીધું પણ તેને આખી રાત બીલકુલ ચેન પડયું નહી. તેથી શૈય્યા ત્યાગી તે આમતેમ આંટા મારવા લાગ્યો ને મનમાં બબડવા લાગ્યો કે પડતીનો પ્રારંભ થઇ ચુકયો છે. રાજા પોતાની જાતેજ ખીલેલા બાગનું નિકંદન કાઢવા માંગે છે. દુષ્ટ સેનાપતિ દુર્જય આડે રસ્તે દોરે છે તેમાં તેનો પણ કાંઇ સ્વાર્થ રહેલો છે. તે રાજા સમજી શકતો નથી અને તેના હાથનું રમકડું બની જઇ તે નચાવે તેમ નાચે છે. હે પરમાત્મા રાંકડી રૈયતને રીબાતી જેતાં અને અન્યાયને નજરોનજર નીહાળતાં પહેલાં જ મારો પરલોકવાસ થયો હોત તો સારૂં. પ્રભુ નિર્દોષને બચાવજે અને પાપીઓને પુરેપુરો બદલો આપજે. હે શશિદેવ તમે નભમંડળમાં છુપાઇ જાવ અને પૃથ્વીને પ્રકાશિત ન કરો કારણકે આવા નીચ માણસોનો ભાર પૃથ્વી સહન કરી રહી છે અને તેમને જમીનમાં સમાવી દેતી નથી.” આમ અનેક પ્રકારે આત્મગત્ બોલતો પ્રધાન અંતે નિદ્રાવશ થયો.

* * * * *

રૂપસીંહના દેશનિકાલ થયાની વાત વીરબાળાના જાણવામાં આવવાથી તે ઘણી દુ:ખી થઇ, તેનું હ્રદય રડવા લાગ્યું. તે મન સાથે વિચારતી હતી કે રૂપસિંહને શામાટે દેશનિકાલની આજ્ઞા થઇ હશે ? શું તે હવે મને નહિ મળે ? રૂપસિંહ તારો વિયોગ મને અસહ્ય થઇ પડશે. હું શું કરૂં ?” વીરબાળા આક્રંદ કરવા લાગી. તેજપળે ઝાલીમસિંહે કુમારીના ઓરડામાં પ્રવેશ કર્યો. જેવો અંદર આવીને બેઠો કે તરતજ વીરબાળાએ પૂછયું, “ પિતાજી જેવી રીતે એક આંખે દુખતુ હોય છે ત્યારે બીજી આંખ પણ તેટલીજ હેરાન

થાય છે. તેવી રીતે મારા સ્નેહિ રૂપસિંહને દેશપાર કરીને મને દુઃખ દેવામાં આપનો શું હેતુ છે ? ”

રાજા જે હેતુ સિદ્ધ કરવા આવ્યો હતો તેને વ્યક્ત નહિ કરતાં શીખામણરૂપે બોલ્યો, “ છોકરી તું નાદાન છે, અણસમજુ છે, તેથી ન કરવાનાં કામ કરે છે. રૂપસિંહ ધીક્કારવા યોગ્ય છે. ” “ બાપુ તેણે એવો તે શું ગુન્હો કર્યો છે કે આટલો બધો તેને ધીક્કારો છો.” વીરબાળાએ પુછયું. ઝાલીમસિંહ બોલ્યો, “ તે ગમે તેવા ગુણો ધરાવતો હોય તેથી હું તેને તારા સ્નેહી તરીકે કબુલ કરી શકું નહી. તે મ્હારા ગુલામ જેવો છે. મારા નોકરનો પુત્ર છે. તેને તારા સહવાસમાં રહેવા દેવાથી મારી આબરૂને બટ્ટો લાગે, નામને કલંક ચોટે અને મારા માનની હાની થાય. રાજકન્યાઓ માટે તો યોગ્ય અને લાયક યુવાન જોઇએ. ” તરતજ વીરબાળા બોલી, “ પિતાજી તે એક રાજ્યરત્ન છે. વિદ્યામાં કેળવાયલો તેમજ અસ્ત્ર શસ્ત્ર વાપરવામાં નિપુણ છે. વધારામાં કામદેવનો અવતાર છે. વળી તે વીર યોદ્ધો છે. ભય શબ્દ શું છે તે તો જાણતોજ નથી. પિતાજી ! તે મને તેના પુર્ણ પ્રેમથી ચાહે છે. હૂં પણ તેને મારૂં સર્વસ્વ માનું છું, વળી તે મારી સાથેજ મોટો થએલો છે. અમે એક બીજાને કેવા પ્રેમથી ચાહીએ છીએ તે અમારાં મનઅને એક પ્રભુજ જાણે છે. અમારા પ્રેમમાં પવિત્રતા છે. આમાં તમારા નામને કલંક લાગે એવું કાંઇ નથી. પિતાજી તમારા શબ્દોમાં સત્ય નથી. તેને એકાએક દુર કરવામાં કાંઇક રહસ્ય અને તમારી મતલબ સમાયલી હોય એમ જણાય છે.

ઝાલીમસિંહ રોષમય વદને બોલ્યો, “ મારી ઇચ્છા તેને દૂર કરી તને સારે ઠેકાણે પરણાવવાની છે. હું તને સુખી જોવાને ઇચ્છું છું અને તેથીજ મેં જે કંઇ કર્યું છે તે વ્યાજબીજ કર્યું છે. હું થોડા દિવસમાં તને પરણાવી દેનાર છું. ”

વીરબાળાએ નિઃશ્વાસ નાખી કહ્યું.

“ પિતાજી, પિતાજી આ શું વદો છો ? આ હૃદયનું દાન એકને

દેવાઇ ચુકયું છે. આ શરીર એકને અર્પણ થઇ ચુકયાના નિશ્ચય પછી તેના ઉપર મારો કશોજ હક નથી. સ્ત્રીને કદાપી એકથી વધારે પતી હોઇ શકેજ નહિ. આ મન વ્હાલા રૂપસિંહની સાથે પ્રેમગાંઠથી બંધાઇ ચુકયું છે એટલે ગમે તે ઉપાયથી છુટું પડી શકશે નહી. મારો ટેક પ્રાણાન્તે પણ છૂટશે નહિ.

મારા હૃદય મંદીરમાં એક પ્રેમ પ્રતિમાની સ્થાપના થઇ ચુકી છે. તે પ્રેમની પ્રતિમા સિવાય અન્ય સર્વ જગતના જીવો મારે માતા અને પિતા સમાન છે. પાષાણની પ્રતિમાને માટે તો ધાતુના આસનની જરૂર હોય છે, પણ એને સ્થળે પુષ્પનું આસન મુકવામાં આવે તો ખીલી નહી નીકળતાં બીચારૂં પુષ્પ છુંદાઇ જાય છે કચરાઇ જાય છે. કેવી દયાજનક સ્થીતિ, સર્વ ચીજો પોતાના યોગ્ય સ્થાન ઉપરજ શોભે છે. અંબાડી હાથી ઉપર જેવી શોભી રહે છે અને દીપી નીકળે છે તેવી રીતે બીજા કોઇ વાહન ઉપર સુશોભિત દેખાતી નથી. સીંહણના દુધને રાખવાને તો સુવર્ણ પાત્રનીજ જરૂર હોય છે. જો તે બીજા પાત્રમાં મુકવામાં આવે તો તે ઢોળાઇને અગર ફાડીને બહાર નીકળી જાય છે. માટે હે પિતાજી મારી પ્રત્યે નિષ્ઠુર ન બનતાં મારી આશાને સફળ કરો." આટલું લંબાણ વિવેચન કરી વીરબાળા તેના પિતાના તરફ જોઇ રહી.

જાલીમસિંહ આત્મગત્ વિચારવા લાગ્યો કે, " છોકરી નરમાસથી સમજાવવાથી માને તેમ નથી, માટે ધમકીથી જરૂર માનશે." આમ વિચારી બોલ્યો કે, "છોકરી ! તું બોલતી બંધ થા. હું તારી શીખામણ સાંભળવા અહિં નથી આવ્યો પણ મારો વિચાર જણાવવા આવ્યો છું તેમાં તારે સંમત થવુંજ પડશે. હું જે કહું છું તે તારા હિતને માટેજ કહું છું માટે વિચાર કરી જો. હું તને વિચારને માટે વખત આપું છું."

આટલું કહી જાલીમસિંહ તરત ત્યાંથી ચાલ્યો ગયો.

મહાન ધર્મસંકટ માથે આવ્યું છે. મારે શું કરવું વગેરેના

વિચારમાં ને વિચારમાં બાળા નિદ્રાધિન થઇ ગઇ.

બીજા દિવસની રાત્રિ પડી. જગ જંપ્યું, પણ વીરબાળા જાગતી હતી. વીરબાળા પોતાનો ધર્મ અને ફરજ સારી પેઠે સમજતી હતી. કોઇનું પણ મન દુ:ખાય એવું એકે કાર્યજ કરતી નહી. તેમજ સર્વ પ્રત્યે સમાન દ્રષ્ટી અને દયા ભાવ દર્શાવનારી હતી. તેનો મુખ્ય ગુણ એ હતો કે તે કોઇનું પણ દુ:ખ જોઇ શકતી નહી. તે ઘણીજ ખુબ-સુરત હતી. તેનું ગૌર અંગ, તેજોમય કાન્તિ, વિશાળ લલાટ તેની શોભામાં વધારો કરતા હતા. નાગની ફણાની માફક લાંબા કાળા કેશ ગુલાબી ગાલ અને દાડમની કળી સમાન દંત, હંસસમાન ગતિ; જાણે પરમાત્માએ ખાસ નવરાશની વેળાએ તેનાં અંગ ન ઘડયાં હોય એમ જણાતું હતું. આ સૌમ્યમૂર્તિ વિશ્વમાં કોને માટે સરજાયલી હશે અને કોના ભાગ્યમાં લખાયલી છે તે હવે જોવાનું છે. વિરબાળા અને રૂપસિંહે સાથેજ વિદ્યા સંપાદન કરી હતી. વીરબાળા રૂપસિંહને પ્રાણથી પણ વધુ પ્રીય ગણતી હતી. તેને તેના સીવાય ઘડી પણ ચાલતું નહી. બહાર ફરવા પણ સાથમાંજ જતાં હતાં. નિર્દોષ પ્રેમ અત્યંત વધી પડયો હતો પણ વખત આવતાં પ્રેમે પોતાનું સ્વરૂપ બદલ્યું હતું, પણ બન્નેએ મનોવેગને દબાવી રાખ્યો હતો. દીલ ખોલવાનો ઉચિત અવસર પ્રાપ્ત થાય એની ઇંતેજારીથી રાહ જોવાતી હતી. તેવામાં રૂપસિંહને દેશ નિકાલ થવાનો પ્રસંગ આવ્યો. બન્નેની આશા મનમાંજ સમાઇ. વીરબાળા વિચાર તરંગોમાં હતી. એવામાંજ તે જેનું ધ્યાન ધરતી હતી, તેજ રૂપસિંહ એકાએક તેની નજર સામે આવી ઉભો. વીર-બાળા ચમકી અને રૂપસિંહને કંઠે વળગતાં બોલી, "વ્હાલા! તું કયાંથી આવ્યો? હું તારૂંજ ધ્યાન ધરતી હતી. રૂપસિંહ! મેં તારી ઉપર આવેલી આફતની વાત સાંભળી છે. હેં મને કોઇની સાથે સંદેશો પણ કહાવ્યો નહિ? તું અત્યારે શાન્ત ઉભો છે; પણ તારી મુખમુદ્રાજ સાક્ષી આપે છે. ઉદાસીનતાની છાયા તારા મુખપર પ્રસરી રહી છે અને તારૂં મન વિચારોના વમળમાં ગોથાં ખાતું હોય એમ મને

જણાય છે. તું મને ઘણી વખત કહેતો કે તારાથી કાંઇ છાનું છેજ નહી તો આ બધું છુપુ રાખવામાં શો હેતુ સમાયલો છે? જો મને કહેવાથી કોઇ પણ જાતનું વિઘ્ન નડે તેવું હોય તો પછી જેવી તારી ઇચ્છા? પણ હું ધારૂં છું કે તારા દુઃખમાં ભાગ લઇ શકીશ અને નિવારણનો કાંઇ ઉપાય મારી બુદ્ધિ અનુસાર સુચવીશ." વીરબાળાએ કહેવાનું હતું તે કહી દીધું.

"આ જગતમાં તારાથી કાંઇ પણ ગુપ્ત છેજ નહી અને જણાવવામાં પણ હરકત નથી. પણ એમ કરવાથી તારા કોમળ શરીર અને વિશુદ્ધ હૃદયપર આઘાત થયા સિવાય રહેશે નહી. કેમકે સ્નેહિજનો પોતાના સ્નેહીના સુખે સુખી અને દુઃખે દુઃખી થાય છે; કેમકે

સંકટ સમયે સ્હાય આપે એ ખરા સ્નેહી જાણવા;
જરૂરે શીર પણ ઝુકાવે એ ખરા મિત્રો માનવા.

અને તેથીજ મેં જણાવવું ઉચિત માન્યું ન હતું. પણ જ્યારે આટલો બધો આગ્રહ છે તો મારે મારી વાત જણાવી તને દુઃખી કરવી પડશે. બાળા! મારા મનમાં વારંવાર વિચાર ઉપસ્થિત થાય છે કે હું ઉમ્મર લાયક થયો છું તો મારે મારા નિર્વાહ અર્થે સાધનો ખોળી લેવાં જોઇએ. અને તેથી આ રાજ્ય છોડી બીજી જગ્યાએ નોકરી શોધવા જવાનો ઇરાદો છે તો તે સબંધી તારો શું વિચાર છે?" રૂપસીંહે જુદીજ વાત જણાવી.

"આ રાજ્ય તમારૂં છે તો પછી અન્યત્ર સ્થાને જવાની શી જરૂર છે? અહીંઆં તમો મરજી મુજબ વર્તિ શકો તેમ છો. શું તમને મારા પિતાશ્રી અથવા માતુશ્રી તરફથી કાંઇ કહેવામાં આવ્યું છે?"

"બાળા! તું જાણે છે કે હું શત્રુકુમાર છું. મારા પિતાશ્રી-ઉપર કેવી આફતો ગુજરી હતી તે સઘળું હાલમાં મારા સાંભળવામાં આવ્યું છે. મારા પિતાનો ક્રૂરતાથી ઘાત થયો હતો. મારે મારા પિતૃ-ઘાતકને ત્યાં ગુલામની માફક રહી પેટ ભરીને આનંદ માનવો એના કરતાં ભીક્ષા માગી પેટ ભરવું એ ઉત્તમ છે. મારે મારી રાંકડી પ્રજાને

રીઆતી નજરે નજર નીહાળવી અને પિતાના નામને કલંક લગાડવું તેના કરતાં મરણને હું વધારે પસંદ કરૂં છું.

હું સિંહનું બાળક છું, નહી કે શીયાળવાનું. સીંહની એક ગર્જના આખા વનને ગજાવી મુકવાને બસ છે. કેશરીનું નાનુ બચ્ચું પણ મોટા મોટા ગજરાજોને પાછા ફેરવે છે. મારા શરીરમાં જુવાનીના જોસનું લોહી વહે છે. મારા પ્રચંડ બે બાહુમાં બળ છે અને એક હાથમાં તલ્વાર પકડી છે પછી જોઉં છું કે શું થાય છે. મારો હવે એજ નિશ્ચય છે કે વખત આવતાં મારૂં રાજ્ય પાછું લેવું અને રણ સંગ્રામમાં દુશ્મનોને બળ બતાવવું.

રૂપસિંહના નિશ્ચયથી વીરબાળા પ્રસન્ન થઇ. રૂપસીંહે છેવટે પોતાને થએલી દેશનિકાલની આજ્ઞાની વાત પણ વીરબાળાને જણાવી. આ નિર્દોષ બાળકો જ્યારે આવી વાતો કરતાં હતાં ત્યારે એ લોકો એમજ સમજતાં હતાં કે વૃક્ષ પાન અને વાયુ શીવાય કોઇ પણ વાત સાંભળતું નથી, કિંતુ એ ભુલ ભરેલુ હતું. ભીંતને પણ કાન હોય છે અને પોતાની પાછળ શું બીના બની રહી છે તેનું ભાન ભુલી ગયાં હતાં. નજીકના ઓરડામાં છુપાઇને ઝાલીમસીંહ ધ્યાનપુર્વક વાત સાંભળી રહ્યો હતો. એ ગુસ્સામાંને ગુસ્સાંમાં બહાર નીકળવાની તૈયારી કરતો હતો એટલામાંજ વીરબાળા બોલી કે, "શું તું મને એકલી રઝળતી મુકીને જઇશ? તને મારી ઉપર પણ દયા આવતી નથી? જો તારો મારા પ્રત્યે લેશ માત્ર પણ પ્રેમ હોય તો મારી એક ઇચ્છા પૂર્ણ કર. હું નથી ધારતી કે તું એટલો બધો કઠોર થઇશ.

તરત રૂપસિંહ વચમાંજ બોલી ઉઠયો કે હવે કઠોર કે કોમળ થવાનો સમય છે નહી. આ મારા કૃત્રિમ ઉદ્‌ગારો નથી પણ તે બળતા હૃદયના શબ્દો છે. તારે માટે એક ચીજ તો શું પણ આ જીવ આ પળે તૈયાર છે. તું કહે તેટલીજ વાર છે, બોલ શી વસ્તુની અપેક્ષા છે?"

"પ્રિયે! ફક્ત તારો વિયોગજ મને અતિ કઠોર થઇ પડયો

છે, તારા ગયા પછી હું કેવી રીતે જીવી શકીશ? રૂપસિંહ મને એક વચન આપ." વીરબાળાએ કહ્યું.

રૂપસિંહે વચન આપી પૂછ્યું, "તારી ઇચ્છા જણાવ?"

"વચન પાળી શકાશે?"

"જરૂર."

"તું જાય ત્યાં મને સાથે લઇ જા."

"મારી સાથે આવવાથી તું દુઃખી થઇશ. રાનેરાન રખડવું પડશે. તાપ ટાઢ–વરસાદ વગેરે સહન કરવું પડશે?"

"હું તારા માટે સર્વ કાંઈ સહન કરવાને તૈયાર છું."

"વચન આપી ચૂક્યો છું તેથી લાચાર છું. ચાલ ત્યારે તૈયાર થા. આપણે અત્યારેજ નીકળી જવું જોઇએ. મને શહેર છોડી જવાનો હુકમ થઇ ચૂક્યો છે. પણ તારા પ્રેમને લીધેજ હું અહિં આવવાનું સાહસ કરી શક્યો છું. તને મળવાને માટે મેં પહેરેગીરોને પુષ્કળ નાણું આપ્યું છે."

વીરબાળા તૈયાર થઇ. બન્ને એક કદમ આગળ ભરે એવામાંજ રાક્ષસસ્વરૂપ જાલીમસિંહ તેમની સામે આવી ઉભો. જાલીમસિંહને જોતાંજ રૂપસિંહ ઉશ્કેરાયો.

તરતજ તેણે કમ્મરમાંથી કટાર કાઢી અને એકદમ જાલીમસિંહના અંગપર ધસી જઇ તેના ખભા પર ઘા કર્યો. જાલીમસિંહ ચીસ નાખી જમીનપર પછડાયો.

રૂપસિંહ અને વીરબાળા નીચે આવ્યાં. બે પહેરેગીરો ઉભા હતા. તેમણે રૂપસિંહને સલામ કરી. રૂપસિંહ વીરબાળા સાથે આગળ વધ્યો. એક માણસ ઘોડો લઇને ઉભેલો હતો, રૂપસિંહે વીરબાળાને ઘોડાપર બેસારી પોતે તેની પાછળ સ્વાર થયો અને ઘોડાને જંગલ તરફ દોડાવી મૂક્યો. રૂપસિંહ અને વીરબાળા ઘણા દિવસ સુધી જંગલમાં રખડી એક ગામમાં આવ્યાં. એ ગામમાં રહી તેમણે ઘણાં વર્ષ વીતાવ્યાં. એક દિવસે રૂપસિંહ ગામની પાદરે ફરતો હતો. એ-

વામાં એક મોટું લશ્કર ત્યાં થઇને જતું તેની નજરે પડ્યું. સૈન્ય જોતાંજ ક્ષત્રિય લોહી ઉકળ્યું.

તેણે સૈન્યના એક જમાદારની પાસે જઇ પૂછ્યું, " ભાઇ! આ લસ્કર કોનું છે અને કયાં જાય છે ? "

જવાબમાં જમાદારે જણાવ્યું કે, " અમારૂં સૈન્ય રાયપુર તરફ જાય છે. અમારા સૈન્યનો સરદાર દેશભક્ત છે. તેનીપર રાયપુર રાજ્યના પ્રજાજનોની એક અરજી આવેલી છે. તેમાં પોતાને દુઃખ મૂક્ત કરવાનું પ્રજાજનોએ લખ્યું છે. "

" ત્યાંની પ્રજાને શું દુઃખ છે ? "

" ઘણું દુઃખ છે. ત્યાંનો રાજા જાલીમસિંહ ઘણોજ ક્રૂર હતો. તેના રાજ્ય અમલથી પ્રજા ભીખારી બની ગઇ. પરીણામે પ્રજામાં અસંતોષ વધ્યો. રાજ્યનો સેનાપતિ દુર્જયસિંહ રાજ્ય લગામ હાથમાં લેવાની ખટપટ કરવા લાગ્યો.

રાજ્ય વિરૂદ્ધ ષડયંત્ર રચી પ્રજાજનોને પોતાના પક્ષમાં મેળવવા લાગ્યો. તેણે પ્રજાને સુખી કરવાના સોગન ખાધા. પરીણામે પ્રજાએ બંડ કર્યું. અને જાલીમસિંહનું ખૂન થયું.

પ્રજાએ જાલીમસિંહના પક્ષના તમામ અમલદારોનો ઘાણ કાઢી નાખ્યો અને પછી મોટી સભા ભરી સર્વનો એક મત થતાં દુર્જયસિંહને રાજ્ય લગામ સોપી, દુર્જયે એકાદ વર્ષ તો પ્રજાને સુખી કરવાના પોતાના સોગન પાળ્યા. પણ પછી રાજ્યસત્તા બરાબર જામતાં તેણે પ્રજાજનોમાં દાગ બેસારવો શરૂ કર્યો. રાજ્યની ત્રિજોરી ખાલી હોવાથી તેણે પ્રજાને લુંટવા માંડી. ભારે કર નાખ્યા. અનેક પ્રકારના જુલ્મી કાયદાઓ સ્થાપ્યા. અમલદારો અને સૈનિકોને સ્વેચ્છ વર્તવાની છૂટ આપી. સર્વત્ર ત્રાસ અને અન્યાયની વૃદ્ધિ થઇ રહી. આથી ત્યાંના જુના વૃદ્ધ પ્રધાન રામદાસે એક મંડળ ઉભું કર્યું. આ મંડળને દેશ ભકતોનું નામ આપવામાં આવ્યું. રામદાસ દેશભકતોના મંડળ સાથે નગરની બહાર નીકળી રાજાને અને અમલદારોને મારે

ત્રાસ આપવા લાગ્યો. આ મંડળના નાશને માટે રાજ્ય તરફથી અનેક પ્રયાસો થયા; પણ અમારૂં મંડળ ઘટવાને બદલે વધવા લાગ્યું. અમારા મંડળમાં પુષ્કળ સૈનિકો છે. પ્રધાન રામદાસે હાલમાં એક યુવાનને સેનાપતિ બનાવ્યો છે. તે જો કે ઉમ્મરે નાનો છે; પણ યુદ્ધ કળામાં નીપુણ છે. વૃદ્ધ તેને અત્યંત વ્હાલથી ચાહે છે. થોડા દિવસની વાત પર ઘણો કરૂણ બનાવ બન્યો છે, રાજ્યના દુઃખી જનોએ ત્રાસમાંથી છૂટવાને માટે અને અમારી મદદ માગવાને માટે નિશ્ચય કરવા એક સભા ભરી. તેમાં રાજ્યની સામે થવાના ઠરાવ થયા. અમારા નેતા પર મદદને માટે પત્ર લખાયો. આ અરસામાંજ રાજ્યના સૈનિકોએ અચાનક સભાની આસપાસ ઘેરો નાખ્યો અને ભૂખ્યા વાઘ જેમ બકરાંપર તૂટી પડે એ પ્રમાણે નિર્દોષ પ્રજાજનોની કતલ ચલાવી. કતલ પાંચ–છ કલાક ચાલી. તેમાં અસંખ્ય વૃદ્ધ–બાળકો અને સ્ત્રીયો કપાઇ મૂઆં. આ હત્યાકાંડની અમને ખબર મળતાં અને પ્રજાનો વિનંતી પત્ર મળતાં અમે તૈયારી કરી. અમારી તૈયારીની ખબર દુર્જયસિંહને પડી છે. તેણે પણ મોટી તૈયારી કરી છે. તાબાનાં રાજ્ય અને પરદેશી રાજ્યોને મદદે . છે. અમે ઇશ્વર પર આધાર રાખી એ તરફ જઇએ છીએ."

જમાદારની વાત ધ્યાન પૂર્વક સાંભળી રૂપસિંહ બોલ્યો; "મહેરબાની કરી મને તમારા સરદાર સાથે મેળવો."

"ચાલો." કહી જમાદાર રૂપસિંહને રામદાસની પાસે લઇ ગયો.

રામદાસે થોડીવાર તેના સામે જોઇ પૂછ્યું, "ભાઇ ! તારી શી ઇચ્છા છે ?"

"આ પ્રજાના ઉદ્ધારના ધર્મ યુદ્ધમાં ભાગ લેવાની મારી પ્રબળ ઇચ્છાછે." રૂપસિંહે જણાવ્યું.

"ભલે; આ ધર્મ યુદ્ધમાં જોડાવાની દરેકને છુટ છે. તારૂં નામ શું ભાઇ ?"

"રૂપસિંહ."

"જન્મભૂમિ ?"

"અચળગઢ; પણ રાયપુરમાં ઉછરી મોટો થયો છું."

રામદાસે આંખ્યો ફાડી તેના સામે જોયું; અને કંઇક ઓળખાણુ પડતાં પૂછ્યું, "તુ ધીરસિંહનો પુત્ર...

વૃદ્ધ આગળ બોલે એ પહેલાંજ રૂપસિંહ બોલ્યો; "હા, હું તેજ છું. રાજકન્યા વીરબાળા પણ મારી સાથેજ છે."

વૃદ્ધે પ્રભુનો ઉપકાર માન્યો, ત્યાં છાવણી નખાઇ, રાજકન્યા વૃદ્ધને મળી.

રામદાસે આશિષ આપી. આ પછી તેણે રૂપસિંહને સેનાનાયક સાથે મેળવ્યો. રૂપસિંહ યુવાન સેનાનાયકને જોતાંજ વિસ્મય થયો. સેનાનાયક ઉમ્મરે નાનો હતો; પણ દેખાવે બહાદુર હતો. રૂપસિંહે તેને નમન કર્યું. રૂપસિંહને સૈન્યમાં સરદારી મળી. આ પછી રાત્રે મોટી સભા ભરાઇ. તેમાં ઠરાવ થયો કે અર્ધા સૈન્ય સાથે રૂપસિંહે રાયપુર ઉપર હુમલો કરવો અને બાકીના સૈન્ય સાથે સેનાનાયકે અચળગઢ અને તેની આસપાસનાં ગામ સર કરવાં.

વીરબાળા સઘળી વાત જાણી આનંદ પામી. વૃદ્ધ પ્રધાને તેને સ્નેહથી બોલાવી આશિષ આપી. ચાર દિવસ સુધી ત્યાં પડાવ રહ્યો. પાંચમા દિવસે ઉપડવાની તૈયારી થઇ. રૂપસિંહ સઘળાને મળી પોતાના સૈન્ય સાથે રાયપુર જવાને તૈયાર થયો. વીરબાળાએ સૈનિક પોશાક ધારણ કરી લીધો. એવામાં એક સૈનિકે આવી જણાવ્યું કે વૃદ્ધપ્રધાન આપને બોલાવે છે. રૂપસિંહ પ્રધાનની પાસે આવ્યો. પ્રધાને તેને એકાન્તમાં લઇ જઈ કહ્યું, "રૂપસિંહ! તુ મને ઓળખે છે ?"

"હા, આપ રાયપુરના વફાદાર પ્રધાનજી છો."

"આ સઘળી મહેનત શાને માટે થાય છે એ જાણે છે ?"

"હા, પાપીઓથી પીડાતી પ્રજાને બચાવવા માટે."

"હા, તે પણ ખરૂં અને બીજું પણ ખરૂં ?" પ્રધાને ઝીણી નજરે રૂપસિંહ તરફ જોઇ કહ્યું.

"શું ?" રૂપસિંહે આશ્ચર્ય પામી પુછયું.

"તું વચન આપે તો કહું ?"

"શાનું વચન ?"

"રાયપુર જીત્યા પછી તારે તેની ગાદી પર બેસવું નહિ. ત્યાંની પ્રજા તને આગ્રહ કરે તો પણ તારે રાજ્યગાદીનો સ્વીકાર કરવો નહિ."

"મારે કબુલ છે. લ્યો આ વચન." રૂપસિંહે વચન આપ્યું.

"ત્યારે હવે બીજી અગત્યની વાત સાંભળ. તે એકે રાયપુરનો રાજ્ય વારસ જીવતો છે."

"શું ખરૂં કહો છો ?"

"હા, તે યુવાનીમાં પ્રવેશી ચૂકયો છે. બહાદુર છે અને..." બાકીની વાત વૃદ્ધે રૂપસિંહના કાનમાં ધીમેથી કરી. રૂપસિંહ આનંદ પામ્યો. તેણે બે હાથ જોડી પ્રભુનો ઉપકાર માન્યો અને પછી વૃદ્ધની આજ્ઞા લઇ રાયપુર તરફ કુચ કરી. દુર્જયસિંહ પણ લડવાને તૈયાર થઇ ઉભો હતો. રાયપુરની સરહદમાં પ્રવેશ કરતાંજ દેશભક્ત પ્રજાજનો રૂપસિંહને આવી મળ્યા. શત્રુ સૈન્ય પણ આવી પહોંચ્યું. લડાઇ શરૂ થઇ. રૂપસિંહના લડવૈયા પૂર્ણ જોસથી શત્રુઓ પર તૂટી પડયા. એ લડાઇ ચાર દિવસ સુધી લંબાઇ. શત્રુ સૈન્યની ઘણી ખુવારી થઇ હતી. પાંચમા દિવસે શત્રુઓનું જોર નરમ પડયું. રૂપસિંહના સૈન્ય સામે તેઓ ટકી શકયા નહિં. ઘણા મરી ગયા, ઘાયલ થયા. છેવટે નાશ ભાગ શરૂ થઇ. દુર્જયસિંહ પહેલો નાઠો. રૂપસિંહના સૈન્યે શત્રુઓની પુંઠ પકડી કેટલાકને માર્યા અને કેટલાકને કેદ કર્યા. શત્રુ સૈન્યને છીન્ન ભીન્ન કરી રૂપસિંહે વિજયમાળા ધારણ કરી નગરમાં પ્રવેશ કર્યો. પ્રજાજનોએ પોતાના રક્ષકને આનંદથી વધાવ્યો. રૂપસિંહે રાજમહેલમાં નિવાસ કર્યો. પ્રજાને શાન્તિ આપી. બીજે દિવસે સવારે ખબર આવી કે દુર્જયસિંહ નૌત્તમનગર ગયો છે અને ત્યાંના રાજાની મદદથી મોટું સૈન્ય લઇ આ તરફ આવવા વિચાર રાખે છે.

આ સમાચારથી રૂપસિંહ વિચારમાં પડયો. તેણે વિજય સમાચાર અને આ નવા સમાચાર વૃદ્ધ પ્રધાનને મોકલાવ્યા અને તેમના જવાબની રાહ જોઇ રહ્યો. રાયપુરની પ્રજાના ટોળે ટોળાં રાજમહેલ આગળ એકત્ર થયાં અને રૂપસિંહને ખાલી ગાદી પર બીરાજવાની વિનંતી કરવા લાગ્યાં. પણ રૂપસિંહ કંઇ જવાબ દઇ શકયો નહિ.

તેને વિચારમાં જોઇ પ્રજાજનો આશ્ચર્ય પામ્યાં.

પ્રજાજનોએ સભાઓ ભરી રૂપસિંહને ગાદી પર બિરાજવાની વિનંતીના ઠરાવો કર્યા. નગરના પ્રતિષ્ઠીતજનો રૂપસિંહની પાસે આવ્યા અને પ્રજાજનોની ઇચ્છા વિદિત કરી. રૂપસિંહે જણાવ્યું કે હું ચાર દિવસમાં મારો નિશ્ચય જણાવીશ. પ્રજાના અગ્રેસરો પાછા ગયા; અને રૂપસિંહનો જવાબ પ્રજાજનોને જણાવ્યો. રૂપસિંહના આવા જવાબથી વીરબાળા આશ્ચર્ય પામી. તેને ખબર ન્હોતી કે રૂપસિંહે ગાદી પર નહિ બેસવાનું વચન વૃદ્ધ પ્રધાનને આપ્યું છે. વીરબાળાના મનમાં અનેક તર્ક–વિતર્ક થવા લાગ્યા.

બીજો દિવસ થયો. સમાચાર આવ્યા કે સેનાનાયકે અચળગઢ અને તેની આસપાસનો પ્રદેશ જીતી લીધો છે. ત્યાં બંદોબસ્ત કરી થોડા દિવસમાં તેઓ અહિં આવશે. રૂપસિંહ આનંદ પામ્યો. માતૃભૂમિનો ઉદ્ધાર થવાથી તેણે પ્રભુનો ઉપકાર માન્યો.

## પ્રકરણ ૧૯ મું.

### વૃદ્ધની વાતની પૂર્ણાહુતી.

ચોથા દિવસનો પ્રાતઃકાળ થયો. રૂપસિંહ વિચાર વમળમાં રાયપુરના રાજ્ય મહેલના જરૂખામાં બેઠો હતો. તેની પાસે વીરબાળા બેઠેલી હતી. રાજમહેલ નીચે અસંખ્ય સૈનિકો પહેરો ભરી રહ્યા

હતા. રૂપસિંહને વિચાર વશ જોઇ વીરબાળાએ પૂછ્યું, " શું વિચાર કરી રહ્યા છો ? "

" ભવિષ્યનો. " રૂપસિંહે વિચારમાંથી જાગી પૂછ્યું.

" ભવિષ્યના વિચાર કરવાની શું જરૂર છે? પ્રભુ કૃપાએ આપણે વિજયમાળ ધારણ કરી છે. તમે હવે રાયપુરની ગાદીએ બીરાજો એટલે બસ. " વીરબાળાએ કહ્યું.

રૂપસિંહે નિઃશ્વાસ નાખી કહ્યું, " હું એજ વિચાર કરૂં છું, મારે ગાદી પર બેસવું કે નહિ તેનો સત્ય જવાબ આજે સાંજે મારે આપવાનો છે. સાંજ પડતાં પ્રજાજનોનાં ટોળે ટોળાં મારો જવાબ સાંભળવાને એકઠાં થશે. "

" તેમને જણાવી દેજો કે તમારા આગ્રહથી હું રાજય ગાદીનો સ્વીકાર કરૂં છું. "

રૂપસિંહ હસ્યો. વીરબાળાને તેના હાસ્યમાં ગંભીર ભેદ જણાયો. તેણે રૂપસિંહના સામે જોયું. રૂપસિંહ તેને કંઇ કહે એટલામાં એક સૈનિકે ત્યાં પ્રવેશ કર્યો. રૂપસિંહે પૂછ્યું, " તમે નૌત્તમનગર ગયા હતા ને ? "

" હાજી. "

" ત્યાંના શું સમાચાર છે ? "

" સમાચાર વીપરીત છે. દુર્જયસિંહ અને તેનો પુત્ર દુર્જનસાલ ત્યાંના મહારાજા દુર્મદસિંહના આશ્રયે રહેલા છે. જાલીમસિંહની યુવાન રાણી કળાવતી પણ તેઓની સાથે છે. કળાવતી અને દુર્જયનો પુત્ર દુર્જન પરસ્પરને ચાહે છે. દુર્જયે પોતાનો સ્વાર્થ સાધવા વિષયાંધ રાજા દુર્મદને ખુબસુરત કળાવતીની ભેટ કરી છે. દુર્મદે ખુશીથી એ ભેટ સ્વીકારી કળાવતીને પટરાણી પદે સ્થાપી છે. અને બદલામાં દુર્જનસાલને નૌત્તમનગરના સેનાપતીનું પદ આપ્યું છે. કળાવતી પટરાણી પદ પ્રાપ્ત થવાથી ખુશી થઇ છે; નૌત્તમનગરના દરબારમાં પીતા–પુત્રનું સારૂં સન્માન જળ-

વાય છે. પરીણામે રાજા દુર્મદે તેને સૈનિકોની મદદ આપી આપણા હાથમાંથી રાજ્ય પાછું લેવાની સંમતી આપી છે. આથી દુર્જયસિંહ મોટા સૈન્ય સાથે આ તરફ આવવા આવતી કાલે ત્યાંથી કુચ કરનાર છે."

ગુપ્તચરના આવા સમાચારથી રૂપસિંહે થોડીકવારમાં વિચાર કરી તે ગુપ્તચરને અચળગઢ તરફ જવાને સૂચવ્યું અને તેને જણાવ્યું કે ત્યાં જઈ તુ આ સર્વ સમાચાર રામદાસને જણાવજે અને તેમને ત્યાંના તમામ સૈન્ય સાથે જલ્દીથી આવવાનું કહેજે.

ગુપ્તચર રવાના થયો, રૂપસિંહે તમામ દેશભક્ત સૈન્યને દુશ્મનોના સમાચાર જણાવ્યા અને રાયપુરની બહાર મોટા મેદાનમાં છાવણી નાખી. આ યુદ્ધ થતાં પહેલાં રૂપસિંહને ગાદી નશીન કરવાની ઇચ્છાથી રાયપુરનાં પ્રજાજનો પોતાની ઇચ્છા વ્યક્ત કરવા રાજ્ય મહેલના ચોગાનમાં એકત્ર થવા લાગ્યાં. સાંજ પડતાં તો રાજ્ય મહેલનું વિશાળ મયદાન કીડીઓની માફક ભરાઇ ગયું. પ્રજાજનો બુમે બુમ પાડી રૂપસિંહને ગાદી પર બિરાજવાનો પોકાર કરવા લાગ્યાં. રૂપસિંહ આ વખતે એટલો તો ગમગીન જણાતો હતો કે તેને બહારની બીનાની ખબર પડી નહિ. વીરબાળાએ તેને સાવધ કરી નીચેનું દૃશ્ય બતાવ્યું. પ્રજાના પોકાર ધ્વનીથી રૂપસિંહ ચમક્યો અને બોલ્યો; "આ લોકો નકામી હઠ કરી રહ્યા છે."

"કેમ વારૂ ?" વીરબાળાએ પૂછ્યું;

"હુ તેમનો રાજા થવાને ઇચ્છતો નથી."

"શા માટે ?" વીરબાળાએ આંખ્યો વિકાશી પૂછ્યું;

"હુ લાયક નથી."

"તમારા આ શબ્દોથી હું અજબ થાઉં છું. શું તમે રાજા થવાને લાયક નથી ? વ્હાલા રૂપસિંહ તું આ શું બોલે છે ?"

"વીરબાળા ! હું સત્ય કહું છું."

"કારણ ?"

" કારણુ પછીથી જણાશે. "

" આ વખતે જણાવવામાં શું હરકત છે ? "

" હરકત કાંઇ નથી; પણ હાલ તને જણાવી શકતો નથી. "

" શું મારાથી જુદાઇ ? "

" ના, તારૂં અને મારૂં હૃદય એકજ છે. તારા માટે આ પ્રાણ છે. "

" ત્યારે સત્ય ઘટના જણાવો ? "

" રાયપુરની ગાદીનો વારસ બીજો છે. "

" કોણ ? "

" રાયપુરના મર્હુમ મહારાજા કનકસિંહનો પુત્ર અજીતકુમાર. " રૂપસિંહે જણાવી દીધું.

" શું તે જીવતો છે ? "

" હા, આપણા સૈન્યનો મોટો સેનાનાયક જે છે તેજ અજીતસિંહ છે. "

" અજીતસિંહ; મારો ભાઇ જીવતો છે જાણી આનંદ પામું છું અને સાથે આશ્ચર્ય પણ પામું છું કે જે અજીતસિંહના મરણ સમાચાર પુરતા પુરાવા સાથે મારા પિતાને મળ્યા હતા તે હાલ જીવે છે. "

" વીરબાળા ! એમાં આશ્ચર્ય પામવા જેવું નથી. પ્રભુની ઘટમાળ ન્યારીજ છે. તમારા પિતા જાલીમસિંહ અજીતને મારી નિષ્કંટક રાજ્ય કરવા ઇચ્છતા હતા. રાજકુમારનું ખૂન કરવાનું કામ તેમણે બે ખૂનીઓને સોંપ્યું હતું. એ વાત પ્રધાન રામદાસના જાણવામાં આવી અને તેથી એક દિવસે તેઓ રાજકુમારને જંગલમાં લઇ ગયા અને જે ખૂનીઓને ખૂન કરવાની આજ્ઞા મળી હતી તેઓને બોલાવી પુષ્કળ ધન આપી સંતોષ્યા અને પછી રાજકુમારનાં વસ્ત્રો લોહીથી રંગી ખૂનીઓના હાથમાં આપી તેમને જણાવ્યું કે જાઓ અને રાજાને જણાવજો કે રાજકુમારની પર એક વાઘે હુમલો કર્યો

અને મારી નાખ્યા. ખુનીયોએ આ પ્રમાણે જાલિમસિંહને કહ્યું. જાલીમસિંહ આનંદ પામ્યો. પ્રધાને રાજકુમારને ગુપ્ત રાખ્યો. તેજ અજીતકુમારે આજે પોતાના દેશનો ઉદ્ધાર કર્યો છે."

"પ્રધાનજીની વફાદારીને માટે હું ધન્યવાદ આપું છું; અને હવે તમને વિનંતિ કરૂં છું કે જ્યાં સુધી અજીતકુમાર અહિં આવે નહિ ત્યાં સુધી તમે તેના વતીથી રાજ્યગાદી સંભાળો. રાજ્યગાદી પર બીરાજમાન થયા પછીજ આ રાજ્યના રાજ્ય કર્તા તરીકેના હુકમ કરી શકાશે. દુષ્મનોની સામે થવા માટે રાજ્ય ગાદી પર બેસવાની ઘણી જરૂર છે."

"તે હું સમજું છું, પણ મારો આત્મા ના કહે છે."

"તમારે કયાં કાયમના રાજા થવું છે?"

"વીરબાળા! રાજ્ય લોભ જુદીજ વસ્તુ છે. રાજ્ય લોભથી પવિત્ર અપવિત્ર અને ન્યાયી અન્યાયી બનવાનાં અનેક દ્રષ્ટાંતો છે."

"પણ રાજા થયા વિના દુષ્મનોની સામે શી રીતે થઇ શકાશે? દુષ્મનોની સામે થતા પહેલાં ગાદી પર બેસવુંજ જોઇએ. રૂપસિંહ! તમારી હઠમાં આપણી અને પ્રજાની હાની છે. શું તમે પ્રજાના રક્ષક નથી?"

"પ્રજાની રક્ષાનું કામ હું પ્રભુને સોંપું છું. દેવી! આ યુદ્ધમાં આપણો વિનાશ છે. શત્રુસૈન્ય સાગર સમાન છે. આપણને કોઇની મદદ નથી. આ યુદ્ધનું પરીણામ હું જાણી ચૂકયો છું. પરસ્પરની દુષ્મનાવટથી આ આખો દેશ ગુલામીની જંજીરોમાં જકડાશે."

"આપણે જીવીશું ત્યાં સુધી પ્રયત્ન કરીશું. હાલતો આપણે દુષ્મનોથી પૂર્ણ નિર્ભય થઇ જવાની જરૂર છે."

રૂપસિંહ બોલ્યો, "દેવી! ડરે છે શાને? હાથમાં તલ્વાર છે ત્યાં સુધી દુષ્મનો જખ મારે છે. તારૂં કહેવું સત્ય છે; પણ રાજ્ય ગાદીનો વારસ હયાત છતાં મારાથી ગાદીએ કેવી રીતે બેસાય! પ્રજા પણ હઠમાં આવી છે."

વીરબાળાનું મુખ લાલચોળ થયું. તે બોલી, " હું તમને આવા ભોળા નહોતી જાણતી. સાંભળો, સાંભળો; રૂપસિંહ! નીચે રાયપુરની રૈયત પોતાની મુક્તી મેળવવા ખાતર તમને અરજ કરે છે; જો તમારા શરીરમાં રજપુતનું ખરૂં લોહી દોડતું હોય અને તમે ખરા ક્ષત્રીય વંશના વીર યોદ્ધા ગણાતા હો તો તેઓને જવાબ આપો અને તેઓની અરજ કબુલ કરો. "

હજી પણ મેદાનમાં રૈયતના પોકાર થઇ રહ્યા હતા. રૂપસિંહના ચહેરાની ઉપર હવે ગંભીર શાન્તી પથરાઇ રહી. તેણે વિચારનો ત્યાગ કર્યો. વીરબાળાના શબ્દોથી તે ઉશ્કેરાયો. તેની રગેરગમાં શુરા રજપુત બચ્ચાનું લોહી દોડતું હોવાથી તે એકાએક ઉભો થયો. વીરબાળાએ તેનામાં આ અદ્દભુત ફેરફાર જોયો. હવે તેને પુર્ણ ખાત્રી થઇ કે તેને ઉશ્કેરવા વધારે કહેવાની જરૂર નથી વીરબાળાએ ગંભીરતાથી કહ્યું, આજે ઘણાં વરસોથી હું પ્રજાનાં રૂદન પોકાર સાંભળી રહી છું. પ્રભુ કૃપાએ આપણે વિજય મેળવ્યો છે. તમે નીચે જાઓ અને દુઃખીઆરી પ્રજા તમને જે કહે તે ધ્યાન પુર્વક સાંભળી તેની પર વિચાર કરી આ રાજ્યના દુષ્મનોને પૂરા કરો. વ્હાલા રૂપસિંહ! મને લાગે છે કે અત્રેના તમામ લોકો તમને રાજ્ય ગાદી ઉપર બેસાડવા આતુર છે તેમાં કંઇ ખોટું નથી. રૂપસિંહ! આપણાં પુર્વજોના પુન્યે કરી આપણી આ વખત આવી છે અને પ્રભુ કૃપાએજ જન સેવા કરવાની આપણને આ અમૂલ્ય તક હાથ લાગી છે. "

રાજમહેલના જરૂખામાં વીરબાળા અને રૂપસિંહમાં આ પ્રમાણે સંવાદ ચાલી રહ્યો હતો.

રૂપસિંહે થોડીકવાર વિચાર કરી કહ્યું, "વીરબાળા મારા મનની સઘળી વાત પૂર્ણ ધ્યાનથી સાંભળ. નીચેના લોકો મને રાજ્ય ગાદી આપવાને સારૂં નથી આવ્યા પણ એ લોકો તો ફક્ત મને દુર્જયસિંહની જગ્યાએ રાજ્યના એક અધીકારી તરીકે નીમવાને આતુર

છે. પણ એ વાત મને રૂચતી નથી. લોકોમાંથી ચુંટી કઢાયલા લુહાર, સુતાર, ખેડુત અને શાહુકારો સાથે બેસી તેઓની મસલતથી થતાં કામકાજો ઉપર વિવેચન કરી તેઓની સલાહ પ્રમાણે ચાલી હાજીહા કરનારો હું રૈયતનો પગારદાર નોકર બની શકું નહિ. હું રાજવંશી રૂપસિંહ તેઓના હુકમમાં રહી શકું નહિ. જે મુજબ મારા બાપ દાદાઓએ અને વડીલોએ તખ્તપર બેસી એક હાથમાં તરવાર અને બીજા હાથમાં રાજ્યદંડ પકડી તેઓની ઉપર હકુમત ચલાવી છે તેજ મુજબ હકુમત ચલાવવાની મને જો તક મળે તોજ હું તેઓના પોકારને માન આપું. બાકી તેઓ મને દુર્જયસિંહની જગાની ઉપર નામનો રાજા નીમવા માગતા હોય તો તે મારે કબુલ નથી.

"ત્યારે હવે કરવું શું?" વીરબાળા બોલી ઉઠી. "ખુલ્લાસાથી બોલો. મારા પ્રિયતમ તમારા મનમાં શું વિચારો ઘુમે છે? તમારા વિચાર મને નહિ જણાવો તો પછી કોને જણાવશો? આવો વખત ફરી આવનાર નથી, રાયપુરની ગાદી હાલમાં બીન ધણીઆતી થઇ પડી રહી છે અને રૈયત તમારી સઘળી સરતો કબુલ કરી તમને રાજા બનાવે એવો વખત આવ્યો છે. માટે બોલો કે આ સઘળી તક ગુમાવી દેવામાં તમને શું લાભ છે? તમે તેઓની પાસે જઇ તમારી સરતો કબુલ કરાવી કેમ રાજપતી થતા નથી?"

"વીરબાળા! તું હજી રજપુતોની રાજ્યનીતિ પુરેપુરી પીછાનતી નથી. જો જાણતી હોત તો આવી સલાહ, અરે રાજ્યરીપુ બનવાની આવી ભલામણ કદી પણ કરતજ નહિ. આ રાજ્ય બીજાનું છે. રાયપૂરના મહારાજાનું છે. તે પવિત્ર વંશમાં એક પણ વારસ હયાત હોય ત્યાં સુધી તે મારો ધણી ને હું તેમનો નોકર થઇ રહીશ. આવી રીતે ગાદીના વારસનો હક પડાવી લઇ તેની ગાદી ઉપર બેસી રાજ્યરીપુનું કલંક હું કે મારાં કુટુંબને લાગવા દઇશ નહિ."

"હું આ પળેજ નીચે જાઉં છું અને મારા વિચાર લોકોને જણાવું છું. પ્રિયે તું પણ મારી સાથે ચાલ." આમ બોલતો રૂપ-સિંહ નીચે આવ્યો અને રાજમહેલના એક ઉંચા સ્થાન પર પ્રજાજનો તેને જોઇ શકે એવી રીતે વીરબાળા સાથે ઉભો. પ્રજાએ જય ગર્જના પોકારી.

ગગનને ભેદી નાખે એવા અવાજથી પ્રજાજનો રૂપસિંહના નામની જય ગર્જના પોકારવા લાગ્યાં. પ્રચંડ પોકારોથી રૂપસિંહની આંખ્યો ચળકવા લાગી. પ્રજાના પ્રેમથી તેનું હૃદય ભરાઇ આવ્યું. અંતે રૂપસિંહે હાથ ઉંચો કરી સર્વને શાંત પાડી કહેવા માંડયું.

"આર્ય બંધુઓ, સાચા શુરવીરો અને નીમકહલાલ રજપુતો આજે એવો વખત આવ્યો છે, કે બોલવા કરતાં કરી બતાવવા-માંજ આપણા દેશની ઉન્નતિ સમાએલી છે. બોલો તમારી શું ઇચ્છા છે ?"

રૂપસિંહનું બોલવું પૂર્ણ થતાંજ પ્રજાજનો બોલી ઉઠયા.

"અમને નવો રાજ્ય અમલ જોઇએ છે. નવો રાજ અધિકારી અમો માગીએ છીએ." નીચે ચોગાનમાંથી જુદા જુદા અવાજો નીકળ્યા.

રૂપસિંહે હાથના ઇસારાથી તેમને શાન્ત રાખ્યા અને પુછ્યું, શું તમો મને દુર્જયસિંહની જગા ઉપર નીમી એક રાજ અધિકારીનો ઓદ્ધો આપવા માગો છો?"

"હા, હા." નીચેથી ગર્જના થઇ અને તરતજ શાન્ત પડી ગઇ. લોકો અધીરાઇથી પોતાના આ હવે એકલાજ રક્ષક અને સાચા સલાહકારનો જવાબ સાંભળવા આતુર બન્યા.

પુનઃ રૂપસિંહે કહ્યું, "આર્ય મિત્રો! હું તમારો ઉપકાર માનું છું. પણ દીલગીર છું કે તમારી એ માગણી હું કબુલ રાખી શકતો નથી. હુંએક દેશભક્ત છું. દેશની સેવા કરવી એજ કર્તવ્ય સમજું છું. વળી મને અહિં મોકલનાર મારા સરદારની ઇચ્છા પણ મારે જાણવી જોઇએ. તેમને યોગ્ય લાગશે તે વ્યવસ્થા કરશે. હું તમારી માગણી સ્વીકારતો નથી જાણી દિલગીર થશો નહિ.

તમે કદાચ કહેશો કે જે વખતે રાજા વિશુધસિંહ જીવતા હતા ત્યારે કોઇ કોઇ વખતે તેમની તરફથી મારા પિતા તમારી પર રાજ્ય અમલ ચલાવતા હતા. તમારૂં એ કહેવું કબુલ છે. અને એથી તમે મને આ રાજ્યની સંભાળને માટે રાજા તરીકે માન્ય રાખો, પણ તમે અને સરદાર દુર્જયે જે રાજ્યવ્યવસ્થાના નીયમો ઘડેલા છે તે મને માન્ય નથી. અને તેથીજ હું તમારી માગણી સ્વીકારી શકતો નથી."

રૂપસિંહનો આવો જવાબ સાંભળી લોકો નાશીપાસ બની ગયાં. અને દીલગીર થઇ તેને તેનાં કારણો પુછવા લાગ્યાં.

રૂપસિંહ બોલ્યો, "કારણો મારી પાસે ઘણાંજ મજબુત છે. પણ કદાચ મારાં એ કારણો તમને ગમશે નહિ. તમને મારૂં બોલવું હાલના સમયને બીન અનુસરતું અને રાજદ્રોહી લાગશે. પણ મને તેની દરકાર નથી. હું તમારી સામે હીંમતથી ને નમનતાઇથી ઉભો છું. કદાચ તમે મને મારા શબ્દો માટે રાજદ્રોહી ગણી મને ગોળીબ્હારથી વીધી નાંખશો તો પણ હું ખુશીથી મરવાને તૈયાર છું. એક સાચા રજપુત તરીકે, એક નીમકહલાલ નોકર તરીકે મારા મનમાં જે વિચારો છે, તે મારે તમોને જણાવવા જોઇએ. માટે સાંભળો. જે નવો રાજકારોબાર તમોએ સ્થાપ્યો છે તેને હું ધીક્કારૂં છું. તેને માટે મને બીલકુલ માન નથી. કારણ હું જાણું છું. અને તમારી પણ ખાતરી થઇ ચૂકી છે કે એ કારોબાર સઘળો લાંચ રૂસવત અને દગાફટકાથી ભરપુર છે. વળી નવા કારોબારે તમોને શું ફાયદા કર્યા છે ? રાજ્યની ત્રીજોરી આજે ખાલી થઇ ગઇ છે. તમારી સઘળી મિલ્કત ખેંચાઇ ગઇ છે. જુલ્મગાર અધીકારીઓ દ્રવ્યવાન બન્યા છે. તમારૂં સ્વતંત્રપણું છીનવી લેવાની બાજીઓ પ્રથમથીજ રચાઇ હતી. તમારા રાજ્યને જીતી લેવા, તમારામાં કુસંપનો રોગ ફેલાવવા નૌત્તમનગરના રાજ્યકર્માચારીઓ પહેલેથીજ પ્રપંચજાળ પાથરી રહ્યા હતા. મહારાજા પડતાં તમારૂં નગર દુષ્ટ રાજાને તાબે થયું. તમને પરસ્પરમાં લડાવી ગુલામગીરીમાં ગીરફતાર કર્યા. ઓ રજપુત

શુરવીરો, એ બહાદુર લડવૈયાઓ આ સઘળું તમારી નજર આગળ બની ગયું છે. છતાં તમે એવા સડેલા કારોબારનો અધીકાર આપવાને આવ્યા છો એ જોઇ મને અફસોસ થાય છે. તમારા પ્રજાજનોમાંજ એવા કુટિલ રાજદ્રોહીયો હજી અધીકાર ઉપર છે કે જેમનાં દુષ્કર્મોની સીમાજ નથી. આપણો વિજય થયો છે; છતાં તેઓ નોત્તમનગરની મદદથી હજી પાછા આવનાર છે."

લોકો આ સાંભળતાં દીગ્મૂઢ બની ગયા. રૂપસીંહના શબ્દો સઘળા ખરા હતા એમ તેઓ જાણતા હતા. તેઓની સંમતીથી રાજ્ય અમલ ભોગવતો અને પ્રજાનો નિમાયલો વડો અધીકારી રાજા દુર્જય લુચ્ચો અને બેવફા નીકળ્યો હતો અને તેઓનું પ્યારૂં રાજ્ય નોત્તમનગરના રાજાનું ખંડીયું બનાવવા તૈયાર થયો હતો. એ સઘળું તેઓ જાણતા હતા. વળી તેઓ એમ પણ જાણતા હતા કે આ સઘળી ખટપટોનો નીકાલ કરનાર તેઓના વહાલાવતનને તારનાર તેઓનો ઉદ્ધાર કરનાર એકજ વીરલો પુરૂષ એકજ સાચો રજપુત એકજ રાજ્યપુત એકજ ખાનદાની નર તેઓની સામે ઉભો હતો, અને તે રૂપસિંહ પોતેજ હતો. રૂપસિંહે પ્રજા સમક્ષ પોતાના વિચાર જણાવી છેવટે જાહેર કર્યું કે તમારો ખરો રાજા અજીતસિંહ હયાત છે. હું તો તેમનો નોકર છું. આપણે આપણા દુષ્મનોનો નાશ કરી અજીતકુમારને રાયપુરની ગાદીએ વિરાજમાન કરીશું. શત્રુઓના ચડી આવવાના સમાચાર મેં તેમને મોકલ્યા છે અને તેથી તેઓ થોડા વખતમાંજ આપણી મદદે આવશે."

આ નવી વાત સાંભળી પ્રજા આશ્ચર્યમાં ગરકાવ થઇ ગઇ. અજીતકુમારના નામના વિજયધ્વની થવા લાગ્યા. રૂપસિંહે સઘળાઓને દુષ્મનોની ભેટ લેવાને તૈયાર થવાનું જણાવ્યું. રૂપસિંહ અને અજીતના જયધ્વનીથી ગગન ગજાવતા પ્રજાજનો પોત પોતાને ઘેર ચાલ્યાં ગયાં.

રૂપસિંહ અને વીરબાળા એક બીજાનો હાથ પકડી મહેલમાં

પ્રવેસ્યાં. રાત્રિ પડી. રૂપસિંહે વીરબાળાના મનનું સમાધાન કર્યું. મોડી રાત્રે બન્ને નિદ્રાધિન થયાં. મધ્યરાત્રિ થતાં વીરબાળા એકાએક જાગી ઉઠી. તેને ભયંકર સ્વપ્ન આવ્યું હતું. તે સ્વપ્નમાં તેણે તેના વ્હાલા સ્વામીને રણમાં પડેલો જોયો. તત્કાળ ઝબકીને જાગી ઉઠી. રૂપસિંહને જગાડયો અને સ્વપ્નની વાત જણાવી. રૂપસિંહ હશીને બોલ્યો, સ્વપ્ન એ ખાલી ભ્રમણાજ છે. છતાં મારૂં મૃત્યુ થાય તોએ શું? દેશસેવા કરતાં રણમાં સૂવું એ તો ભાગ્યવાનના નશીબમાંજ લખાએલું હોય છે. દેવી! આ યુદ્ધમાં મને વિજયની આશા નથી. દુષ્મન દગા વધારે છે.

નૌત્તમનગરના રાજ્યલોભી રાજાનું ભાવી હાલ તેજ છે. નાનાં રજવાડાં અંદર અંદરના કલહથી નિર્બળ બની ગયાં છે. આખા દેશની સત્તા જતે દિવસે નૌત્તમનગરને તાબે થશે. ત્રાસ–અન્યાયનું સામ્રાજ્ય સર્વત્ર સ્થપાશે.”

આ શબ્દો રૂપસિંહ હૃદયથી બોલતો હતો અને જાણે તે ખરા પડશે એવું તેને અંતરાત્મા સૂચવતો હતો. શી ખબર કે તેમની આ છેલ્લીજ રાત્રિ હોય? રૂપસિંહ અને વીરબાળાએ આખી રાત્રિ વાર્તાવિનોદ કર્યો. મોટું પરોઢ થયું. એકાએક રણશીંગાનો નાદ થયો. ઘોડેસ્વારોની દોડાદોડી થઇ રહી. દુષ્મને ઓચિંતો છાપો માર્યાના સમાચાર મળ્યા. નગરમાં દોડાદોડી થઇ રહી. નગરના દરવાજા બહાર કે જ્યાં રૂપસિંહના સૈનિકોએ છાવણી નાંખી હતી; ત્યાં યુદ્ધ મચી રહ્યું હતું, સૈનિકો સેનાપતિના નામનો પોકાર કરી રહ્યા હતા.

રૂપસિંહ ઉભો થયો અને વીરબાળાને હૃદયદાન દેતાં બોલ્યો, દેવી જાઉં છું, સંભાળજે. આ આપણું છેલ્લું મિલન છે. આપણું મિલન હવે સ્વર્ગમાં થશે.”

રૂપસિંહના આ શબ્દો ખરા હતા. વીરબાળા પણ તેની સાથે જવાને તૈયાર થઇ. બન્ને ઘોડેસ્વાર થઇ નગર બહાર આવ્યાં. સેના-

નીયોએ સેનાપતીને જયગર્જનાથી વધાવી લઇ પ્રબળ વેગથી દુશ્મનો પર આક્રમણ કર્યું. રાયપુરના શૂરવીર પ્રજાજનો પણ શસ્ત્રો ધારણ કરી મેદાને પડયા. યુદ્ધની ભયંકરતા વધી. સ્વભૂમિભકતો શત્રુસૈન્યને કેટલેક દૂર પાછળ હઠાવવામાં ફતેહમંદ થયા. પણ તત્કાળ તેમનીપર ચારે તરફથી હુમલો થયો. દુર્જયે ચારે તરફથી ઘેરી લેવાની અગાઉથી ગોઠવણ કરી રાખી હતી. રૂપસિંહ અને તેના સૈનિકો ઘેરાઇ ગયા. સ્વભૂમિને ચ્હાનારા વીરનરો અદ્‌ભુત પરાક્રમ બતાવી એક પછી એક રણમાં સૂવા લાગ્યા. આ સમયેજ શત્રુ સૈન્ય પર પાછળથી હુમલો થયો. અજીતકુમાર અને પ્રધાન રામદાસે સૈન્ય સાથે આવી પહોંચી શત્રુઓ પર પાછળથી મારો ચલાવ્યો. દુશ્મનો ગભરાયા. રૂપસિંહના સૈનિકોનો ઉત્સાહ વધ્યો. તેમણે પ્રબળ વેગથી દુશ્મનો પર ધસારો કર્યો. યુદ્ધ આખો દિવસ ચાલ્યું. બન્ને પક્ષનાં ઘણાં માણસો મરાયાં. રૂપસિંહ–વીરબાળા–અજીત અને રામદાસે અસંખ્ય સૈનિકો અને સરદારોને જમીનપર સૂવાર્યા. તેમના ધસારાથી દુશ્મનો ટકી શક્યા નહિ. એકજ દિવસના યુદ્ધથી તેઓ નાશીપાસ થઇ ગયા. દુર્જયે યુદ્ધ બંધ રાખવાનું કહેણ મોકલ્યું, રાત્રિ પડી હતી. પોતાના સૈનિકોને પણ વિરામની જરૂર હતી. આથી અજીતકુમારે શત્રુનું કહેણ સ્વીકારી યુદ્ધ બંધ રાખ્યું. સામ સામે બન્ને છાવણીયો થઇ. સૈનિકો ખાવા પીવાની ખટપટમાં પડયા. રૂપસિંહ, અજીતકુમાર, વીરબાળા એકજ તંબુમાં મળી વિચાર કરવા લાગ્યાં, રામદાસે વિજય મળવાનો સંભવ નથી એમ જણાવ્યું. મસલત અને યુદ્ધની રચના ઘડવામાં મધ્યરાત્રિ વિતી ગઇ. છાવણીમાં શાન્તિ પથરાઇ રહી હતી. એવામાં એકાએક દગો–દગો–નાસો વગેરેના પોકાર ચારે તરફ થઇ રહ્યા. સૈનિકો ટપોટપ રણમાં પડવા લાગ્યા. દુશ્મનોનો દગો નિહાળી ગુસ્સાથી ગાંડા બનેલા રૂપસિંહ, અજીત અને રામદાસ ખુલ્લી તલ્વારો સાથે તંબુમાંથી બ્હાર નીકળ્યા. વીરબાળાએ ચંડીકા સ્વરૂપ ધારણ કરી યુદ્ધમાં ઝંપલાવ્યું. મિત્ર કોણ અને શત્રુ કોણ ? તેની અંધારામાં ખબર પડતી

ન્હોતી. સૈનિકોની બુમો–હથીઆરોના અવાજોથી રણભૂમિ ગાજી રહી હતી. આ અરસ્સામાંજ એક તીરથી રૂપસિંહ ઘવાયો અને ઘોડેથી નીચે ઉથલી પડયો. નીચે પડતાંજ તેના મુખમાંથી 'વીરબાળા સંભાળજે, સ્વર્ગમાં જાઉં છું. મારૂં પુર્ણ સૌભાગ્ય' બસ આટલાજ શબ્દો તેના મુખમાંથી નીકળ્યા. રૂપસિંહ મરાયો. જીવતા રહેલા સૈનિકો ઉશ્કેરાયા. રામદાસ અને અજીતે કાળો કેર વર્તાવ્યો. ચંડીકા સ્વરૂપ વીરબાળાએ દુષ્મનોના રૂધીરથી તેનું ખપ્પર ભર્યું. દુષ્મનોના અનેક સરદારો મરાયા. દુર્જય અને અજીત સામ સામે આવ્યા. અજીત સર્વાંગે જખમી થએલો હતો. દુર્જયે ભાલાના પ્રહારથી તેને ઘોડેથી ગબડાવ્યો. અજીતે મોટી બુમ મારતા કહ્યું, "પ્રધાનજી. સંભાળો–જાઉં છું. આમ બોલતાંજ તેણે પ્રાણ મૂક્યા. રામદાસ ગાંડો બન્યો, દુર્જયપર ઉછળ્યો; અને દુર્જયને ઘોડેથી નીચે પાડી તેની સાથે મલ્લ યુદ્ધ કરવા લાગ્યો. રામદાસમાં આ વખતે જાણે પિશાચે પ્રવેશ કર્યો હોય એમ જણાતું હતું. દુર્જય તેની સામે ટક્કર ઝીલી શક્યો નહિ. રામદાસે તેને નીચે પછાડયો અને કમ્મરમાંથી તીક્ષણ કટાર કાઢી તેના હૃદયમાં ભોંકી. દુર્જય તરફડવા લાગ્યો. રામદાસે શત્રુના લોહીથી રૂપસિંહ અને અજીતનું તર્પણ કર્યું અને પછી ઘવાયેલો રામદાસ બેશુદ્ધ થઇ જમીનપર પડયો. પ્રભાત થયું. પ્રકાશ પથરાયો. યુદ્ધ બંધ થયું હતું. દેશભક્તોમાંથી કોઇ જીવતું ન્હોતું. દુર્જયનો પુત્ર દુર્જન યુદ્ધમાં હતો. તેણે પિતાના શબને દાહાંજલી દઇ નગરમાં પ્રવેશ કર્યો; અને જીવતા રહેલા પ્રજાજનોના ધિક્કાર વચ્ચે ગાદીએ બેઠો. રણભૂમિમાં વીરબાળા વૃદ્ધની પાસેજ બેશુદ્ધ થઇને પડેલી હતી. ઘણીવારે બન્ને શુદ્ધીમાં આવ્યાં. વીરબાળાએ પોતાની ઇચ્છા સતી થવાની જણાવી. રામદાસે ઘણુંએ કહ્યું પણ તેણે માન્યું નહિ. છેવટે અશ્રુપૂર્ણ નયને રામદાસે આજ્ઞા આપી. બે ચિતાઓ તૈયાર થઇ. એકમાં અજીત અને બીજામાં રૂપસિંહના શબને સુવારવામાં આવ્યાં. અનેક નગરજનો સતીની આશિષ મેળવવાને એકત્ર થયાં હતાં.

વીરબાળાએ સૌને આશિષ આપી રૂપસિંહના શબની સાથે સહગમન કર્યું. અગ્નિ ભગવાને થોડી વારમાંજ શૂરાઓનાં શબને ભષ્મીભૂત કર્યાં. લોકો વેરાયાં. હતાશ થએલો રામદાસ ત્યાંથી ચાલી નીકળ્યો અને પાંચ–છ વર્ષ સુધી આ ગામ અને બીજા ગામ ફર્યો. નૌત્તમનગરની સત્તા દિન પ્રતિદીન વધતી હતી. રાજ્યના જુલ્મથી અનેક બહાદુરો બહારવટુ કરતા હતા. વૃદ્ધને એક બહારવટીયાનો મેળાપ થયો અને પછી રામદાસ બહારવટીયાને આશ્રયે રહી રાજકર્મચારીયોને પીડવા લાગ્યો. એ અરસામાંજ દુષ્ટ દુર્મદે રાજપુર પર ચઢાઇ કરી. રામદાસ તેની ટુકડી સાથે મહારાજા કેશરીસિંહની મદદે ગયો. પણ દુર્મદનો ભાગ્ય સિતારો ચઢતો હોવાથી અને રજવાડામાં પરસ્પર કુસંપ હોવાથી હાર થઇ. કેશરીસિંહ મહારાજનો પાટવી કુમાર રાજસિંહ ધવાયો. તેના મરણની બુમ ઉડી. સૈનિકો નાઠા. મહારાજા કેશરીસિંહે કેશરીયાં કર્યાં. તે પહેલાં તેઓશ્રીએ પોતાના રાજગુરૂને બોલાવી પોતાનાં બે નાનાં બાળકો ગુરૂને સોંપ્યાં અને ગુરૂનું તથા બાળકોનું રક્ષણ કરવાનું અને દુષ્મનોના ઘેરામાંથી નીકળી જવાનું કામ રામદાસને સોંપ્યું. એ સાથે બાળકો હાથીદાંતની પેટી આપી તેમને જવાની આજ્ઞા આપી. રામદાસનાં તમામ માણસો ખપી ગયાં હતાં. ફક્ત ચાર સરદારો અને વૃદ્ધ રાજગુરૂ તેની સાથે હતો કેશરીસિંહ મરાયા. તેમના બાળકો અને હાથીદાંતની પેટી હાથ કરવા દુષ્મનો પાછળ પડયા. રામદાસે દુષ્મનોને હંફાવ્યા; પણ આખરે પકડાઇ જવાની અણીપર આવ્યો. તેણે તરતજ રાજગુરૂને રાજાનાં બાળકો અને પેલી પેટી સાથે જતા રહેવાનું જણાવ્યું. શત્રુઓ આવી પહોંચે એ પહેલાં બ્રાહ્મણ પસાર થઇ ગયો. દુષ્મનો રામદાસને અને તેનાં માણસોને પકડી ગયા. તેમને જેલમાં પૂર્યા. જેલમાં બે વર્ષ રહી એક દિવસે લાગ મળતાં રામદાસ નાશી છૂટયો અને તેના આશ્રયદાતા બહારવટીયા સરદારને આવી મળ્યો, પછી રામદાસ પેલા બ્રાહ્મણની તપાસમાં નીકળ્યો. ઘણી તપાસને અંતે તેને ખબર મળી કે દુષ્મનોએ રાજગુરૂનો ઘાત કર્યો છે. કેશરીસિંહ મહારાજાનાં બાળ-

કોને મહારાજા સમરસિંહ લઈ ગયા છે. આ સમાચારથી તે સંતોષ પામ્યો; પણ પછીથી જ્યારે પાપાત્મા દુર્મદસિંહે મહારાજા સમરસિંહ સાથે યુદ્ધ જાહેર કર્યું અને તેનું પરીણામ આવ્યું જાણી તેની નિરાશાનો પાર રહ્યો નહિ. તેણે બ્હારવટું કરવા માંડયું. પ્રભુ કૃપાએ તેને એક ભેદી ગુફા હાથ લાગી હતી. તેમાં તે નિર્ભયતાથી રહી દુષ્ટોને ત્રાસ આપતો હતો. તેની પાસે ઘણું દ્રવ્ય એકઠું થયું હતું. બહારવટીયો સરદાર એક લુંટમાં માર્યો ગયો. આ પછી રામદાસે થોડાં વર્ષ એ ધંધો ચલાવી બંધ કર્યો અને આ ગુફામાં રહી પ્રભુ ભજન કરવા લાગ્યો." આટલી વાત કરી તે વૃદ્ધ થોડીવાર શાન્ત રહી બન્શી અને વિજયને ઉદ્દેશી બોલ્યો, ભાઈઓ ! મારી વાત પૂરી થઇ છે. આ વાતમાં જે વૃધ્ધે અનેક સંકટો સહન કર્યાં છે; તે વૃદ્ધ બીજો કોઇ નહિ પણ અત્યારે જે તમારી આગળ બેઠેલો છે તે પોતેજ છે."

"શું રામદાસ તમે પોતેજ." વિજયે પૂછ્યું.

"હા, વિજયસિંહ! હું તેજ છું."

"તમારો અને ભુજંગસિંહનો મેળાપ કેવી રીતે થયો ?"

"ભુજંગસિંહ આ સ્થળે એકાએક આવી ચઢયા હતા. તેઓ તૃષાથી વ્યાકુળ બનેલા હતા. મેં તેમને પાણી પાઇ શાન્ત કર્યા. તે આ ગુફામાં એક દિવસ અને એક રાત્રિ રહ્યા. મેં તેમને તમારી તમામ વાત કહી સંભળાવી. તેણે મને આશ્વાસન આપ્યું અને પછી મને એક એવી ખાનગી વાત જણાવી કે જેથી હું આશ્ચર્ય પામ્યો. મેં એકત્ર કરેલું ધન દેશોદ્ધારના કાર્યમાં વાપરવા તેમને સમર્પ્યું. આ પછી ભુજંગસિંહે જે અદ્દભુત કામો કર્યાં એ સૌની જાણમાં છે."

"ભુજંગસિંહે તમને જે ગુપ્ત વાત જણાવી તે કહેવાની કૃપા કરો ?" વસંતે કહ્યું.

"ના, તેને મેં વચન આપ્યું છે કે તેની રજા સિવાય એ વાત કોઇને જણાવવી નહિ."

વિજય વિચારમાં પડી બોલ્યો, "રૂપસિંહ અને અજીત કુમાર

ખરેખરા દેશભકતો હતા. દેશસેવામાંજ તેમણે પ્રાણ આપ્યા. પરમાત્મા તેમના આત્માને અખંડ શાન્તિ આપો. તે વીર યોદ્ધાઓના વૈરની પરીતૃપ્તી નૌતમનગર સર કરી દુર્જનના રક્તથી કરીશું. પણ રામદાસ હું આપને એક વાત પૂછવા ઇચ્છું છું ?"

"જે પૂછવાની ઇચ્છા હોય તે પૂછો." રામદાસે જવાબ આપ્યો.

"કેશરીસિંહ મહારાજાનાં નાનાં બાળકો કે જેમને મહારાજા સમરસિંહ લઇ ગયા હતા તેમનું શું થયું ?"

રામદાસના મુખપર હાસ્ય છવાયું; પણ તરત ગંભીરતા ધારણ કરી બોલ્યો; "તે બાળકો હાલ મોટાં થયાં છે અને દેશસેવા કરવામાં જોડાયેલાં છે."

"તેઓ કયાં છે ?"

"તે જાણવાનો સમય હવે નજીકમાંજ છે." આમ બોલતો બહાદુર ભુજંગસિંહ એકાએક ત્યાં આવી ઉભો રહ્યો, રાત્રિના સમયે તેને આવેલો જોઇ સઘળાં આશ્ચર્ય પામ્યાં. તે બોલ્યો; "વિજય તારા મનમાં જે શંકા ઉત્પન્ન થઇ છે; તેનો ખુલાસો હવે થોડા દિવસમાં થશે. તે પહેલાં તમે બધાં ધ્યાનપૂર્વક મારી વાત શ્રવણ કરો."

સઘળાં શાન્ત થયાં. પ્રચંડ દેખાવનો ભુજંગસિંહ સર્વની વચ્ચે સ્થાન લઇ બોલ્યો; "મારાં વ્હાલાં જનો ! પ્રભુની કૃપાથી આપણે સંપૂર્ણ વિજય મેળવ્યો છે. જાલીમ સત્તાધિશોનો નાશ થયો છે. અધર્મ—અત્યાચારને સ્થાને શાન્તિનું રામરાજ્ય સ્થપાયું છે. સઘળાં રાજ્ય આપણે તાબે થયાં છે. ફક્ત નૌતમનગર ઉપર આપણો વિજય વાવટો ફરકવાનો બાકી છે."

ભુજંગ આગળ બોલે એ પહેલાંજ વિજય બોલ્યો; "પરમ દિવસે વિજયાદશમી છે. તે દિવસે નૌતમનગરના કિલ્લા પર વિજય વાવટો ફરકાવવાની મેં પ્રતિજ્ઞા કરી છે. મારી એ પ્રતિજ્ઞા હું જરૂર પૂરી કરીશ."

"બાઇ વિજય! તું તારી પ્રતિજ્ઞા પૂરી કરીશ એવી મને સં-

પૂર્ણ ખાત્રી છે. આપણે તે દિવસે નોત્તમનગરમાં પ્રવેશ કરીશું અને ખરા હકદાર આ કનકકુમારને રાજ્યગાદી પર વિરાજમાન કરીશું. પરંતુ તે પહેલાં આપણે યુક્તિથી કામ કરવાનું છે. બને ત્યાં સુધી આપણે એક પણ માણસનું લોહી વહેવરાવવું નથી. મેં ત્યાંની સઘળી બાતમી મંગાવી છે. નોત્તમનગરની પ્રજા આપણો સત્કાર કરવાને આતુર છે. ફક્ત રાજ્યના કેટલાક અમલદારો અને સૈનિકો વિરૂદ્ધ છે. પણ તેઓને આપણે આપણી તલ્વારના બળે તાબે કરીશું. દુર્જનસાલ પરમ દિવસે નોત્તમનગરની ગાદી પર બેસવા વિચાર રાખે છે. સવારમાં મોટો દરબાર ભરાશે. ત્યાં તમારે સઘળાએ જુદા જુદા વેશથી હાજરથવું; અને જે વખતે તે સિંહાસનારૂઢ થાય તે વખતે તેને અટકાવવો. દરબારમાં ગરબડ થશે. તમારે કનકકુમારને ગાદીના હકદાર તરીકે જાહેર કરવો. તે વખતે સરદારો વગેરે વિરૂદ્ધ પડશે; પણ હું તે વખતે ત્યાં હાજર થઇ અને દરબારનો રંગ બદલી નાખીશ. આ સાથે મારે આપ સર્વને એટલું જણાવવાનું કે તમારામાંથી કોઇએ દુર્જનનો વધ કરવો નહિ. કારણ કે તેનો વધ કરવાની મેં ભિષણ પ્રતિજ્ઞા કરેલી છે.”

ભુજંગ બોલતો બંધ થયો. તેના કહેવા પ્રત્યે સાૈએ સંમતિ દર્શાવી. ગુફામાં શાન્તિ પથરાઇ રહી. એવામાં રામદાસને કંઇક યાદ આવતાં ભુજંગસિંહ પ્રત્યે પૂછ્યું; “મહારાજા સમરસિંહ અને સ્નેહસિંહ હાલ કયાં છે?”

“તેઓ પેલા યોગીરાજ પાસે છે. રાજકન્યા રમા પણ ત્યાં છે. મહારાજા સમરસિંહ અને સ્નેહસિંહનું દિલ હવે આ અસાર સંસાર પરથી ઉઠી ગયું છે. તેઓ નોત્તમનગરની રાજ્યગાદી પર કનકકુમારને અને ચંદ્રાવતીની ગાદીપર તેમના કુમારને સ્થાપિત કરી વનવિહાર કરવા ઇચ્છે છે. યોગીરાજ-મહારાજ-સ્નેહસિંહ અને સર્વ સ્ત્રી મંડળ પ્રાતઃકાળમાં અહિં આવશે.” ભુજંગે જણાવ્યું.

“તે યોગીરાજ કોણ છે?”

"તેનો પૂર્વાશ્રમ કોઇ જાણતું નથી; પણ તે જ્ઞાની છે. દેશસે-વાનાની વાસના પ્રબળ હોવાથી તે વાસના પૂરી કરવા તેઓ આપણી સાથે રહે છે. રાજકન્યા રમાની પર તેમનો પ્રેમ અપૂર્વ છે."

"શું મારી રમા બ્હેન મહાત્માની પાસે છે?" કનકે પૂછ્યું.

"હા, તેણે ભગવી કંથા ધારણ કરેલી છે અને તમને રાજ્ય-ગાદી પર બીરાજમાન થએલા જોઇ તે પણ યોગીની સાથે નિવાસ કરવા ઇચ્છે છે."

"રાજ્યમાતા પણ ત્યાંજ હશે?" બન્શીએ પૂછ્યું.

"હા, રાજ્યમાતા સ્નેહસિંહનાં પત્ની વીરમતી સુધાસુંદરી વગેરે ત્યાંજ છે. આપણને વિજય મળવાથી તેઓ સઘળાં ઘણાં ખુશી થયાં છે."

"રણમલસિંહ—સુંદરસિંહ વગેરે કયાં છે?" વસંતે પૂછ્યું.

"આપણે જીતેલાં નગરોની વ્યવસ્થાના કાર્યમાં તેઓ રોકા-એલા છે. ઘણું કરીને તેઓ પરમ દિવસેજ આપણને આવી મળશે."

આવી રીતે વાતોમાં પ્રાત:કાળ થયો. પ્હો ફાટતાંજ એક ઘોડે-સ્વાર ત્યાં આવ્યો અને તેણે સૌના આવવાના સમાચાર જણાવ્યા.

ભુજંગસિંહ વગેરે સઘળાને લેવા સામા ગયા. રાજવંશી મંડળ નજીક આવી પહોંચ્યું. સૈનિકોએ જયગર્જના કરી. જંગલ મંગળમય જણાયું. સૌથી આગળ યોગીરાજ અને ભગવી કંથામાં શોભતી રમા ચાલ્યાં આવતાં હતાં. મહારાજા સમરસિંહ અને સ્નેહસિંહ પાછળ હતા. સ્નેહસિંહ હવે પ્રથમના જેવો ઉગ્ર જણાતો ન્હોતો. તેના મુખ પર ગંભીરતાની શાન્ત છાયા છવાએલી હતી. સમરસિંહનો કુમાર તેની આંગળી પકડી ચાલતો હતો. પાટવી કુમાર હવે મોટો જણાતો હતો. રાજ્યદેવી ગુણસુંદરી વગેરે સ્ત્રીમંડળ પણ આવી પહોંચ્યું. સ-ઘળાં એક બીજાને મળ્યાં ભેટયાં. ગુફાની બહારના મેદાનમાં તંબુઓ ઉભા થયા. સૈનિકોએ રાવટીઓ ઉભી કરી. મોટા તંબુમાં સર્વ એકત્ર મળી આનંદી મુખે વાર્તાલાપ કરવા લાગ્યા. સુધા બન્શીને મળી.

યોગીરાજે કનકને પાસે બોલાવી તેના માથાપર હાથ મૂકી કહ્યું; "કુમાર! તારે હવે તારા પિતાની ગાદી પર બેસવાનું છે. તું નિરંતર પ્રજાનો સેવક થઇને રહેજે. પ્રજાના કલ્યાણમાંજ રાજાનું કલ્યાણ છે. કનક! આ શુભ પ્રસંગને માટે તારે આ બહાદુર સરદાર ભુજંગસિંહનો ઉપકાર માનવાનો છે. તેનાજ પ્રયાસથી-સાહસથી તમારો વિજય થયો છે."

કનકકુમાર યોગીના શબ્દો સાંભળી રહ્યો અને પછી બ્હેનને મળ્યો. ભાઇ બ્હેનની આંખ્યોમાં ઝળઝળીયાં આવ્યાં. કમળા પણ તેના ભાઇ વિજયને મળી. સર્વનું શુભ મિલન થયું.

આખો દિવસ આનંદમાં પસાર થયો. સાંજ પડતાં વિજય-બન્શી-કનક રામદાસ અને અન્ય સરદારો નોત્તમનગર તરફ જવા રવાને થયા. નગરમાં પ્રવેશી વસંત અને વિજય સૌનાથી છૂટાં પડી પોતાના નિવાસસ્થાને ગયાં. બન્શીએ જતી વખતે વિજયને જણાવ્યું હતું કે રાત્રિના વખતે હું તમારે મકાને આવીશ.

## પ્રકરણ ૨૦ મું.

### સ્વપ્ન દર્શન અને વિજય પતાકા સ્થાપન.

વિજય અને વસંત મકાને આવ્યાં. મકાનમાં વિજયના વફાદાર માણસો હાજર હતા. તેમાંના એકને બોલાવી વિજયે પૂછ્યું, "કેમ આજના કંઇ સમાચાર છે કે?"

"હા, આજે દરબારમાંથી બે વખત આપને તેડું આવ્યું હતું."

"તેં શું જવાબ આપ્યો હતો?"

"મેં જણાવ્યું હતું કે મારા સરદારને અચાનક કામ આવી પડવાથી નજીકના ગામ જવું પડયું છે."

"તેં યોગ્યજ જવાબ આપ્યો છે. વારૂ બીજું કંઇ ?"

"આવતી કાલે સવારમાં દુર્જનસાલ રાજ્યગાદીપર બેસનાર છે."

"એ વિશે પ્રજામત શું છે ?"

"પ્રજા તદ્દન વિરૂદ્ધ છે. ફક્ત સરદારો સંમત છે. દુર્જનનો વિચાર રાજ્યાસને બિરાજી ભુજંગસિંહ સાથે સલાહ કરવાનો છે."

"દુર્જનસાલ ક્યાં રાજા છે કે જેથી ભુજંગસિંહ સલાહ સ્વિકારે."

"દુર્જનસાલની ઇચ્છા કદી સફળ થવાની નથી. મને તો અનિષ્ટજ જણાય છે."

"જે થવાનું છે તે કાલે થઇ જશે." વિજયે કહ્યું.

રાત્રી પડી. વેપારીના વેશથી બન્શી અને મોહનરાય વિજયની પાસે આવ્યા. વિજય તેઓને લઇ મકાનના મંત્રણાગૃહમાં ગયો. ત્યાં જઇ બેઠા પછી વિજયે પૂછ્યું, "કેમ કંઇ નવા જુની સાંભળી ?"

"દુર્જન કાલે રાજાધિરાજ થનાર છે." બન્શીએ જણાવ્યું.

"એ તો હું પણ જાણું છું. બીજું કાંઇ ?"

"પ્રજા તોફાને ચડવાનો સંભવ છે. જો કે દુર્જને નગરમાં સ્થળે–સ્થળે પહેરો મૂકયો છે. પણ તોફાનનો ભય ઓછો થવાને બદલે વધે છે."

"આપણે દરબારમાં જવાની વ્યવસ્થા કરી રાખી છેને ?" વિજયે પૂછ્યું.

"આપણા સઘળા સૈનિકો જુદા જુદા વેશથી દરબારમાં દાખલ થઇ જશે. આપણે પણ હાજર થઇશું; અને દુર્જનસાલ જે વખતે સિંહાસનારૂઢ થવા જશે કે તરત અટકાવીશું."

"પછી ?"

"રાજા તરીકે કનકકુમારને જાહેર કરીશું ?"

"તોફાન થશે તો ?"

"આપણી તલ્વારો શું કામની છે? શત્રુઓને તલ્વારના તાબે-દાર બનાવીશું. એટલામાં સરદાર બહાદુર પણ આવી પહોંચશે!"

"વિજયસિંહ! તમે તમારી પ્રતિજ્ઞા ક્યારે પૂર્ણ કરનાર છો?" મોહનરાયે પૂછ્યું.

"કઇ પ્રતિજ્ઞા?" વિજયે પૂછ્યું,

"શું એટલીજવારમાં પ્રતિજ્ઞા વિસરી ગયા?" મોહનરાયે હશીને પૂછ્યું.

"પણ શાની પ્રતિજ્ઞા?"

"નોત્તમનગરપર વિજય ધ્વજ ફરકાવવાની પ્રતિજ્ઞા ક્યારે પૂર્ણ કરવી છે?"

"પ્રભાતકાળમાં નોત્તમનગરના કિલ્લાપર આપણો વિજયવાવટો ફરકતો સૌની નજરે પડશે."

"તે કાર્ય કરવા ક્યારે નીકળશો?" બન્શીએ પૂછ્યું.

"મોટા પરોઢીએ."

"સાથે કોણ આવનાર છે?"

"બીજું કોઇ નહિ. હું અને વસંતજ એ કામ પૂર્ણ કરનાર છીએ."

"કંઇ ભય ઉપસ્થિત થશે તો?"

"ભયનો સંભવ નથી. પ્રજાજનો અને રાજ્યરક્ષકો મને વફાદાર તરીકે ઓળખે છે. એટલે હું રાજ્ય તરફનો માણસ છું એમ સમજી વાવટો ચઢાવવામાં તેમની તરફથી હરકત થશે નહિ."

"તમારૂં નામ પુષ્પકસિંહ નહિ વારૂં?" મોહનરાયે હશીને પૂછ્યું.

"હા, પણ એ નામ હવે ફક્ત થોડાજ સમયને માટે છે." વિજયે કહ્યું.

"વિજય વાવટો ચઢાવવા તમારા પ્રિયમિત્ર ચંપકસિંહને સાથે લઇ જશોને?" બન્શીએ પૂછ્યું.

"હા, એતો મારૂં હૃદય છે. તેના વિના મને પળવાર પણ

ચાલી શકે નહિ." વીજયે હસ્તાવદને કહ્યું.

જ્યારે આ રીતે વાર્તા વિનોદ ચાલી રહ્યો હતો; તે વખતે ચંપકસિંહ નામ ધારી વસંત તેના શયનગૃહમાં નિદ્રાવશ થએલી હતી. ઉપરા ઉપરી ઉજાગરાથી અને આ થોડા દિવસમાં પડેલા અતીશ્રમથી તે આજે વ્હેલી નિદ્રાધિન થઇ હતી.

વાતોમાં રાત્રિ ઘણી વીતી. મધ્યરાત્રિનો સુમાર થવા આવ્યો. બન્સીએ સ્વસ્થાને જવાની ઇચ્છા જણાવી. મોહનરાયે કહ્યું, "લ્યો અમે હવે રજા લઇએ છીએ. સવારમાં લગીર વ્હેલા દરબારમાં આવજો."

"હું તો સૌની પહેલાં હાજર થઇશ......" વિજય આગળ બોલે એટલામાં એક માણસ ત્યાં દાખલ થયો. તે માણસ વિજયનો વિશ્વાસુ ભુપત હતો. તેને જોઇ વિજયે પૂછ્યું, "ભુપત ? અત્યારે કયાંથી આવ્યો ?"

"નગરમાંથી."

"કંઇ નવાજુની છે ?"

"હા, રાજ્યના રીપુઓની અત્યારે ખાનગી સભા મળી હતી તે સભામાં હું મારા એક મિત્રની સાથે ઘુશી ગયો હતો અને પછી ત્યાં જે મંત્રણા ચાલી તે તમામ સાંભળી. બાદ સભા વિસર્જન થતાં અહિં તમારી પાસે આવ્યો."

"સભામાં દુર્જનસાલ હાજર હતો કે ?"

"હા, સભા તેણેજ બોલાવી હતી."

"સભામાં શું થયું ?"

"સઘળા અમલદારો–સરદારો અને બાયાતોએ દુર્જનસાલને જ ગાદીપતિ બનાવવાનો નિશ્ચય કર્યો છે."

"પ્રજાજનોનો શું વિચાર છે ?"

"તેમનો વિચાર દુર્જનને રાજા તરીકે સ્વીકારવાનો નથી; એમ કરતાં કદાચ લોહી રેડવું પડશે તો પણ પ્રજાજનો તૈયાર છે. પ્રજાજનોની જાહેર સભા પણ સાત વાગ્યાના સુમારે ભરાઇ હતી.

અધ્યક્ષસ્થાને રામદાસ બિરાજ્યા હતા. આપણો મોહન તે સભામાં હાજર હતો. તે અત્યારે રામદાસની પાસે છે.”

“ત્યારે તો દુર્જનસાલને ગાદીપર નહિ બેસવા દેવાનો ઠરાવ રામદાસજી જાહેર કરશેને ?”

“પ્રજા તરફથી તેજ બોલશે અને મોહનરાય તેમને ટેકો આપશે.”

“બસ એજ વખતે તલ્વારો ખેંચાશે.” બન્શીએ કહ્યું.

“શું ફીકર છે ? આપણી તલ્વારો પણ આપણી પાસેજ હશે; દરબારનો રંગ લઢાઇમાં બદલાશે. ગમે એ પ્રકારે કનક કુમારને સિંહાસનારૂઢ કરવાનો આપણો દ્રઢ નિશ્ચય છે.”

“સવારના પ્હોરમાં આપણા વિજય વાવટાનાં દર્શન થતાંજ દુષ્મનોના પેટમાં તેલ રેડાશે.”

“એમજ.”

આ પછી બન્શી અને મોહનરાય ચાલ્યા ગયા. ભૂપત પણ તેના શયનસ્થાને જઇ સૂતો. વિજયે તેના શયન ગૃહમાં જતાં વસંતના શયનાલયમાં ડોકીયું કર્યું. એક ઝીણો દીપક પ્રકાશી રહ્યો હતો. વસંત અસ્વસ્થ નિદ્રા અનુભવતી હતી. ઉંઘમાં તે કંઇક બોલતી હતી. વિજય આશ્ચર્ય પામ્યો અને ત્યાં ઉભો રહી વસંતના મુખ મંડળ તરફ દૃષ્ટિ કરી રહ્યો. વિજયને ત્યાં ઉભો રહે લગભગ અર્ધો કલાક થયો હશે એટલામાંજ વસંત એકાએક ઝબકી ઉઠી; અને આંખ્યો ચોળતી ચારે તરફ જોવા લાગી. તેના મુખપર આશ્ચર્ય અને કંઇક ગભરાટનાં ચિહ્નો જણાયાં. આવું જોઇ વિજય તરત તેની પાસે આવી ઉભો. તેને જોતાંજ વસંત બોલી, “તમે અત્યારે અહિ કયાંથી ? શું તમે હજી જાગો છો ?”

“હા, મોહનરાય અને બન્શી આવેલા હોવાથી હું તેમની પાસે બેઠો હતો. તેઓ હમણાંજ ગયા. પછી હું અહિં થઇને મારા સૂવાના ઓરડામાં જતો હતો. મેં તમારા ઓરડામાં નજર કરી.

ઉંઘમાં તમને કંઇક બોલતાં સાંભળી હું રોકાયો અને અહિં ઉભો."

"તમે ચોર છો." વસંતે હસીને કહ્યું.

"જેવો હું તેવાં તમે." વિજયે કહ્યું.

"એટલે ?"

"આપણે બન્ને ચોર."

"મેં શું ચોર્યું છે ?" વસંતે પૂછયું.

"ત્યારે મેં પણ શું ચોર્યું છે ?" વિજયે સામો પ્રશ્ન કર્યો.

"એ તો તમારા મનને પૂછી જુઓ ?" વસંતે કહ્યું.

"પૂછયું છે. આપણે પરસ્પર જે ચોર્યું છે; તે આપણી પાસે જ છે. દેવી ! આપણો વિજય હવે નજીકમાં છે. આપણે આનંદની પરીસીમાએ પહોંચીશું."

"હા અને પછી આપણે નવાં નામથી ઓળખાઇશું નહિ વારૂ ?"

"આ વળી નવું જાણ્યું ? કહો જોઇએ કેવાં નામથી ઓળખાઇશું ?"

"અત્યારે આપણે કેવાં નામથી ઓળખાઇએ છીએ ?"

"પુષ્પક અને ચંપક."

"અને આપણાં ખરાં નામ ?"

"વસંત અને વિજય."

"પણ આપણો એક બીજાનો સંબંધ શું ?"

"સ્નેહિયોનો."

"હવે સ્નેહિયો તરીકે ઓળખાઇશું નહિ."

"ત્યારે ?"

"પતી પત્ની બનીશું." વસતે કહી નાંખ્યું.

વિજય શરમાયો. તે કંઇ બોલ્યો નહિ. વસંતે તેનો હાથ પકડી કહ્યું, "હવે થોડા દિવસમાં તમે રાજા બનશો. આપણે પરણીશું અને રાજગાદીપર સાથે બેસીશું."

"પરણીશું તો ખરાં; પણ રાજ્યગાદીપર બેસવાની વાત અસંભવિત છે."

" કેમ વારૂ ? "

" હું ક્યાં રાજપુત્ર છું ? હું તો એક સામાન્ય સરદાર છું. "

"ગમે તે હો; પણ મારો આત્મા સાક્ષી પૂરે છે કે તમે જરૂર રાજા થવાના. પ્રિય ! આજે મેં એક અદ્દભુત સ્વપ્ન નિહાળ્યું છે. "

" સ્વપ્નમાં શું જોયું ? "

" જાણે હું તમે અને કમળા બ્હેન એક સુંદર બગીચામાં ફરતાં હતાં. અજવાળી રાત્રિ હતી. આપણા ત્રણ સિવાય ત્યાં બીજું કોઇ હતું નહિ. એવામાં એક વૃદ્ધ માણસ આકાશમાંથી જમીનપર ઉતરી આવ્યો. તે ઘણો તેજસ્વી હતો. તેના માથાના અને દાઢીના વાળ સફેત હતા. તેણે આપણી નજીક આવી હાથ ઉંચા કરી આશિષ આપી, અને પછી તેણે તમને અને કમળાને નજીક ખેંચી હૃદય સાથે દબાવ્યાં. હું દૂર ખસી ઉભી રહી. પછી તે વૃદ્ધ પુરૂષે તમને પૂછ્યું, " મારાં બાળકો ! તમને તમારી બાલ્યાવસ્થા યાદ છે કે ? " તેનો આવો પ્રશ્ન સાંભળી તરતજ તમે કહ્યું, " હા, મને પૂર્ણ સ્મૃતિ છે. અમે ભાઇ બ્હેન જંગલમાં બાંધેલી ઝુંપડીમાં તમારી સાથે રહેતાં હતાં. અમને જે જોઇએ તે તમે લાવી આપતા હતા; અને અમને પોતાનાં બાળકો સમાન ચ્હાતા હતા. તે વખતે આપણને મારવા રાજાના સેવકો ચારે તરફ ફરતા હતા. એક રાત્રે અમે તમારી સાથે ઝુંપડીમાં સુતાં હતાં–ઉંઘી ગયાં હતાં; તે વખતે દુષ્મનો આવ્યા. તમે બહાર નીકળ્યા. શત્રુઓથી તમે ઘાયલ થઇ પડયા. રાજા સમરસિંહ અને તેમના બંધુ અચાનક ત્યાં આવી ચઢયા. તેમણે દુષ્મનોને મારી તમારૂં વૈર લીધું. તમે મરણ કાંઠે હતા. રાજાના ભાઇ સ્નેહસિંહ ઝુંપડીમાં આવ્યા અને અમને તમારી પાસે લાવ્યા. તમને લોહીમાં તરબોળ જોઇ અમે રડવા લાગ્યાં. તમે અમને છાનાં રાખવાનો પ્રયત્ન કરી કહ્યું કે, " આજથી તમારા પિતા આ રાજા છે. તમે તેની સાથે જાવ. " આવું કહી તમે અમને રાજાને સોંપ્યાં. તે સાથે એક પેટી આપી; અને તેને સંભાળવાનું સૂચન કરી તમે પ્રાણ મૂકયા. તે પછી રાજાએ તમને અગ્નિસંસ્કાર કર્યો અને પછી રાજા સમરસિંહ

અમને તેની સાથે લઇ ગયા. આ સઘળું અમને સારી રીતે યાદ છે. તમે તેજ અમારા પાલક પિતા છો. "

તમારૂં આવું કહેવું સાંભળી તે વૃદ્ધના મુખપર હાસ્ય છવાયું. તે બોલ્યો; "વિજય! હું તેજ છું. તમને મોટાં અને યશસ્વિ થએલાં આજ હું આનંદ પામું છું. હું તમારીપરના પ્રેમે કરીને તમારામાં મારી વાસના રહી ગયેલી હોવાથી હજી મુક્તિ મેળવી શકયો નથી. રાજા દુર્મદ અને તેના અનુયાયીઓને તેમના કર્મના બદલા મળ્યા અને રાંકડી–દુઃખી પ્રજાનો ઉદ્ધાર થઇ રામરાજ્ય સ્થપાયેલું જાણી હવે હું સ્વર્ગમાં જઇશ. બેટા! મેં જે હાથીદાંતની પેટી આપેલી છે. તે કનકકુમારના ગાદીનશીન થયા પછી ઉઘાડજે. તેમાં તમે કોણ છો એ જણાશે. પુત્ર ! તું ટુંક સમયમાં રાજા થઇશ. તને રાજ્યસિંહાસને બેઠેલો જોઇ હું તને આશિષ આપી વૈકુંઠમાં જઇશ. તું રાજા થઇશ. અને આ મારી પુત્રી કમળા નોતમનગરની મહારાણી થશે. બાળકો, મારાં હૃદયધન! તમારૂં કલ્યાણ થાવ." આટલું બોલી તે વૃદ્ધ પુરૂષે મારા તરફ દૃષ્ટિ કરી અને મને દૂર ઉભેલી જોઇ કહ્યું, "બેટા વસંત ! તું દૂર કેમ ઉભી છે ? પાસે આવ. તું તો મારા વિજયની ભાગ્યદેવી છે. તારાં પનોતા પગલાંથીજ મારો વિજય ભાગ્ય લક્ષ્મીને વર્યો છે અને થોડા દિવસમાં તને પટરાણી પદે સ્થાપિ રાજાધિરાજ બનશે."

વૃદ્ધના આવા શબ્દોથી હું આનંદ પામી. મેં તેને પ્રણામ કર્યો. તરતજ એક દિવ્ય વિમાન આવ્યું. તેમાં બેસી તે વૃદ્ધ પુરૂષ આપણને આશિષ દેતો અદૃશ્ય થઇ ગયો. આ પછી હું તરત જાગી ઉઠી અને તમને જોયા. આ શું આશ્ચર્ય ? "

વસંતનું સ્વપ્ન સાંભળી વિજય વિચારમાં પડયો. તેને પોતાના બાલ્યકાળની સ્મૃતિ થઇ આવી. વસંતના સ્વપ્નનો બનાવ સત્યજ બનેલો તેને યાદ આવ્યો. વિજયની આંખોમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં. તેણે કહ્યું, " વસંત ! તારૂં સ્વપ્ન સત્ય છે. તે દિવ્ય મહાત્મા અમારા પાલક પિતા હતા. અમારા બચાવને અર્થે તેમણે પોતાના પ્રાણ આપ્યા

હતા. હા ! તે વખતનું કરૂણ દૃશ્ય અત્યારે યાદ કરતાં મારૂં હૃદય દ્રવે છે; પણ તે મારા વૃદ્ધ પિતાની ઇચ્છા આપણા હાથે પૂર્ણ થવાથી મને કંઇક સંતોષ થાય છે. પરમાત્મા મારા તે પિતાને અખંડ શાંતિ આપો. વસંત ! તે પૂજ્ય મહાત્માના સ્વપ્નમાં દર્શન કરી તું પણ પવિત્ર અને ભાગ્યવતી થઇ છે. તને ધન્ય છે. ”

“ હવે જ્યારે હું પટરાણી થાઉં ત્યારે ખૂબ ધન્યવાદ આપજો. ”

“ તારા સ્વપ્ન ઉપરથી તે પણ સત્ય થશે. હાથીદાંતની પેટીમાંજ મારા ભાગ્યનો કંઇક છૂપો ભેદ સમાએલો હશે. હું અનુમાનથી ધારી શકું છું કે મારો સંબંધ રાજપુરની ગાદી સાથે હશે. ”

“ તે હવે ટુંકમાંજ જણાશે. ચાલો હવે આરામ લ્યો. રાત્રિ ઘણી ગઇ છે, ઉજાગરાથી તમારી તબીયત બગડશે. ” વસંતે કહ્યું.

“ દેવી ! આજે મારે ઉંઘવું નથી. આપણે મોટા મળસકે કિલ્લાના મુખ્ય દ્વારે જવાનું છે અને ત્યાં ફરકતો નોત્તમનગરનો વાવટો ઉતારી આપણો વાવટો ચઢાવવાનો છે. ”

“ તમે આરામ લ્યો, હું વાવટો ચઢાવી આવીશ. ” વસંતે કહ્યું.

“ આપણા બન્નેના શુભ હસ્તેજ વિજય વાવટો કિલ્લાપર ફરકતો જોઇએ. આ પછી વિજયે સવારના દરબારમાં બનવાની બીના વસંતને જણાવી.

વાર્તા વિનોદ કરતાં બન્ને મોટા મળસકા સુધી જાગ્યાં. ભુપત આવ્યો અને બોલ્યો,

“ આપણે હવે કિલ્લા તરફ જઇશું ? ”

“ આપણા સૈનિકો તૈયાર થયા છે ? ”

“ હા, પચીસ સૈનિકો તૈયાર થઇ આપની રાહ જોઇ ઉભા છે. ”

“ તું આજે ઉંઘ્યો હોય એમ જણાતું નથી ? ”

“ યશ પ્રાપ્ત કરવાના સમયે મને ઉંઘ કેવી રીતે આવે ? ” ભુપતે કહ્યું.

વસંત–વિજય તૈયાર થઇ બહાર નીકળ્યાં. ભુપતે ભગવા રંગનો

વિજય વાવટો હાથમાં લીધો. સઘળાંએ કિલ્લા તરફ પ્રયાણુ કર્યું. નૌત્તમનગરના કિલ્લાનું મુખ્ય દ્વાર કે જ્યાં નૌત્તમનગરનો વાવટો ફરકતો હતો તે સ્થળ કંઇક દૂર હતું. વિજય–વસંત વગેરે ત્યાં આવી પહોંચ્યાં. ત્યાં આગળ દસેક સૈનિકો વાવટાની રક્ષાને માટે રહેતા હતા. વિજયે તેમની નજીક આવી હથીઆરો સોંપી દેવાનું જણાવ્યું. એકાએક ઘેરાઇ જવાથી અને મરણુના ભયે તે દસે જણાએએ વગર વિલંબે હથીઆર નીચે મૂકી દીધાં, ભુપતે તેમને કેદ કરવાની આજ્ઞા આપી. વિજયના સૈનિકો તેમને ત્યાંથી લઇ ગયા. એ પછી વિજય વસંત કિલ્લાપર ચઢયાં. વિજયે નૌત્તમનગરના વાવટાને ઉતારી નીચે ફેંકી દીધો અને તેના સ્થાને ભગવો વાવટો ફરકાવ્યો. ભુપતે વાવટા સમીપ નાળીએર વધેર્યાં. વસંત વિજય વગેરે વાવટાને નમન કરી નિવાસ સ્થાને આવ્યાં. ભગવા રંગનો વાવટો પવનમાં ફરકવા લાગ્યો.

## પ્રકરણ ૨૧ મું.

### દરબાર.

નૌત્તમનગરમાં આજે મોટો દરબાર ભરાવાનો હતો. આજે ભરવામાં આવનાર દરબારની વાતો ઘણા દિવસથી ચર્ચાતી હતી. લોકોમાં આજના દરબાર વિષેની અનેક વાતો અને અટકળો થઇ રહી હતી. કોઇ કહેતું કે દુર્જનસાલ રાજ્યગાદીપર બેસી તેની મરજી મુજબ રાજ્ય ચલાવશે. કોઇક કહેતું હતું કે પ્રજાની સંમતિથી નહિ પણ રાજ્યના મોટા અમલદારો અને પૈસાપાત્રોના મત પ્રમાણેજ રાજ્યતંત્ર ચાલશે. આ ઉપરાંત વળી એમ પણ બોલતું હતું કે, દુર્જનસાલ કદી પણ રાજ્યગાદી પર બેસી શકશે નહિ. રાજ્યગાદી પર બેસતાંજ દેશભકતો તેને અટકાવશે. હાલ ચારે તરફ દેશભકતોનો ડંકો વાગી રહ્યો છે. તેઓ આ એક બે દિવસમાં નૌત્તમનગર પોતાના તાબે કરશે. દુર્જનસાલને ગાદીપર બેસતો અટકાવવા દેશભકતો છૂપા-

વેશથી નગરમાં આવી ચૂક્યા છે. આજે દરબારમાં નવોજ રંગ જામશી.

જનસમાજમાં આ પ્રકારની અનેક વાતો ચર્ચાઇ રહી હતી. દુર્જનસાલના સાંભળવામાં પણ આવી ઘણી વાતો આવી હતી. તેના હૃદયમાં ભયનો ભાસ થઇ રહ્યો હતો; છતાં પણ તે રાજ્યગાદીની લાલસા ત્યાગી શક્યો ન્હોતો. સરદારો અને અમલદારોની બહુમતીથી રાજ્યાસનપર બેસવું અને પછી ભુજંગસિંહ સાથે સલાહ કરવી. પ્રજા વિરૂદ્ધ છે એવું દુર્જન સારી રીતે જાણતો હતો; પણ અમલદારો અને સરદારોનો મત પોતાની તરફ છે જાણી તેને પ્રજામતની પણ દરકાર ન્હોતી. રાજ્યગાદીપર બેસતાં અગર ઠરાવ મૂકતાં સભામાં કંઇ તોફાન થાય અગર પ્રજા બળવો કરે તો તે દબાવી દેવાને માટે દુર્જનસાલે રાજ્યના અમલદારો સાથે મળીને બંદોબસ્ત કરી રાખ્યો હતો. તે એવી રીતે કે જે સ્થળે દરબાર ભરવાનો હતો; તે સ્થળની ચારે તરફ લશ્કરીઓનો પહેરો મૂકી દીધો હતો. દરબાર રાજ્યમહેલના એક વિશાળ દિવાનખાનામાં ભરવાનું નક્કી કરેલું હતું. એ દરબાર ગૃહમાં દાખલ થવાને બે દરવાજા હતા, એક દરવાજેથી આવવાનું અને બીજે દરવાજેથી બહાર નીકળવાનું હતું દરબાર ભરાવાનો સમય થતાં સરદારો–ભાયાતો અને અમલદારો દરબાર ગૃહમાં પ્રવેશી પોતપોતાનાં આસનોપર બિરાજવા લાગ્યા. પ્રજા તરફના પ્રતિનીધીયો પણ હાજર થયા. શ્રીમાન વર્ગ સરદારોની બાજુમાં બેઠો. આ ઉપરાંત અનેક પ્રેક્ષકો પણ દરબાર ગૃહમાં હાજર થયાં. આ દરબારમાં આવવાની આજે સર્વને પરવાનગી હતી. જ્યારે દરબારમાં જગા રહી નહિ; ત્યારે લોકોને અંદર આવતા અટકાવવામાં આવ્યા. દરબારમાં પુષ્કળ માણસોનો જમાવ થઇ રહ્યો. દરબારગૃહની બહાર પણ લોકોની મોટી મેદની મળી. ઘોડેસ્વારો અને સૈનિકો બંદોબસ્તને માટે આમ તેમ ફરી રહ્યા હતા. દરબારગૃહની આસપાસ ખુલ્લી તલ્વારોનો પહેરો મૂકવામાં આવેલો હતો. આ પ્રમાણે દરબારની ધમાલ ચાલી રહી હતી એટલામાંજ મેદાનમાં ઉભેલા સંખ્યાબંધ લોકોના ટોળામાંથી દેશભક્તોના વિજયની ગગનભેદી ગર્જના સંભ-

બાઇ. એ સાથેજ દેશભક્તોનો વિજયધ્વજ કિલ્લાપર ચઢવાની વાત સર્વત્ર પથરાઇ. દરબારમાં બિરાજેલા જનોના જાણવામાં એ વાત આવી; પણ દુર્જનસાલને જલ્દીથી સિંહાસનારૂઢ કરવાની ઇચ્છાથી અમલદારો વગેરેએ એ વાત તરફ દુર્લક્ષ્ય આપ્યું. અંદરનાં પ્રજાજનો વિજય ધ્વજ ફરકવાની વાત જાણી આનંદ પામ્યા. સર્વ દરબારી મંડળ ભરાઇ ચૂક્યું હતું. ફક્ત બેજ આસનો ખાલી હતાં. એક રાજ્ય સિંહાસન અને બીજું દુર્જનસાલનું. દરબારી મંડળમાં દુર્જનસાલની આતુરતાથી રાહ જોવાઇ રહી હતી. સરદાર વર્ગ અને અમલદાર વર્ગ પ્રજાના પ્રતીનીધીયો અને પ્રજાજનો તરફ કરડી દ્રષ્ટે જોઇ રહ્યા હતા. આજના દરબારમાં નક્કી કંઇ નવાજુની થશે એમ સર્વની માન્યતા હતી. બન્શી–મોહનરાય–રામદાસ–કનક અને અન્ય દેશસેવકો જુદા–જુદા વેશથી ક્યારનાએ દરબાર ગૃહમાં આવી પ્રજા મંડળમાં બેઠા હતા. તમામ દેશભક્તોએ ધારણ કરેલાં વસ્ત્રોની નીચે શસ્ત્રો છૂપાવેલાં હતાં. દરબારમાં વિવિધ પ્રકારની વાતો થઇ રહી હતી. વિજયધ્વજ કિલ્લાપર ચઢવાથી સરદાર–શ્રીમંત અને અમલદાર વર્ગનાં મુખ ઉતરી ગયાં હતાં. દરબારના વિસર્જન થયા પછી વિજયધ્વજ નીચે ઉતારી નાખવાનો તેઓએ વિચાર રાખ્યો હતો એટલામાં પુષ્પક અને ચંપકની સાથે સરદાર દુર્જનસાલની રાજવંશી ઠાઠથી દરબાર ગૃહમાં આવ્યો. દરબારી મંડળે ઉભા થઇ દુર્જનસાલને માન આપ્યું. દુર્જનસાલ તેના આસનપર બેઠો. ચંપક અને પુષ્પક તેની બાજુમાં બેઠા. સભામાં શાન્તિ પથરાઇ રહી. થોડીવારે સભાના અધ્યક્ષ દુર્જનસાલે ઉભા થઇ બોલવા માંડ્યું; " પ્રિય સરદારો–અમલદારો–ભાયાતો અને મારી પ્રત્યે પ્રેમ રાખનારા મારા વફાદાર પ્રજાજનો! આજે ખાસ અગત્યના કામ માટે આ જાહેર દરબાર ભરવામાં આવ્યો છે. એ અગત્યનું કામ શું છે એ સૌ કોઇ જાણે છે. તમારે આજે જે કાર્ય કરવાનું છે તે મોટું અને અગત્યનું છે. તેની ઉપરજ નોત્તમનગરની આબાદીનો આધાર રહેલો છે. એ કાર્ય જણાવ્યા પહેલાં હું આપણા સુવિખ્યાત અને આબાદ રાજ્ય વિશે

થોડુંક કહેવા ઇચ્છુંછું. સદ્દગત મહારાજા દુર્મદસિંહે પોતાના બાહુબળથી નોત્તમનગરના રાજ્યની સાથે અનેક રાજ્યોનો વધારો કર્યો હતો. મહારાજાની વીર હાક વાગતી હતી. તેમનો વિજયધ્વજ સર્વત્ર ફરકતો હતો. રાજા–મહારાજાઓએ રાજરાજેન્દ્ર દુર્મદસિંહનું દાસત્વ સ્વિકાર્યું હતું. મહારાજ ઘણા ન્યાયી અને પ્રજા વત્સલ હતા. તેમણે પ્રજાને કેટલાક હક્ક આપ્યા હતા. પ્રજાની સંમતિ લઇનેજ તેઓ રાજ્ય કારભાર ચલાવતા હતા. તેમનાં એવાં પ્રજાહિત લાભનાં કાર્યો કેટલાકને પસંદ પડયાં નહિ. તેઓમાં પરાજય પામેલા કેટલાક રાજાઓ અને બહારવટું કરનાર કેટલાક માણસોને મહારાજાની રાજ્ય વ્યવસ્થા પસંદ પડી નહિ. તેઓ દુર્મદસિંહને પ્રજાભક્ષક પિશાચ–અન્યાયી વગેરે ઉપનામ આપી પ્રજાને ઉશ્કેરવા લાગ્યા. આથી ભોળી પ્રજામાંના કેટલાક જનો રાજ્યપ્રત્યેની વફાદારી ત્યાગી દુશ્મનોને મળ્યા. એ લોકો દેશભકતોના નામથી ઓળખાવા લાગ્યા. તેઓએ આપણને નુકશાન કરવા માંડયું અને જતે દિવસે ખુલ્લી દુશ્મનાવટ પણ જાહેર કરી. છતાં પણ મહારાજા શાન્ત બેસી રહ્યા. છેવટે દેશભકતોના નામથી ઓળખાતા દેશદ્રોહીયોએ પાટવીકુમાર કનકસિંહને ભોળવી પોતાના પક્ષમાં લીધો; અને ચારે તરફ તોફાન મચાવી મૂકયું. આથી મહારાજાએ શાન્તિ ત્યાગી સખ્ત પગલાં લેવા માંડયાં. દેશદ્રોહીયોમાંનાં કેટલાકને કેદમાં નાખ્યા અને અનેક દેશના દુશ્મનોનો નાશ કર્યો; પણ કહેવત છે કે ઘર ફુટ્યે ઘર જાય. કનકના ફુટવાથી દુશ્મનોને જોર મળ્યું હતું. તેઓએ ખુલ્લી લઢાઇ જાહેર કરી. તેમાં તેમનાં ઘણાં માણસો મરાયા. બહારવટીયો ભુજંગસિંહ થોડાક માણસો સાથે નાશી છૂટયો અને એક પર્વતની પાછળ છૂપાયો. તેને પકડી તેનો નાશ કરવાની ઇચ્છાથી મહારાજાએ સૈનિકો સાથે તે પ્હાડની પાસે છાવણી નાખી. પણ અફસોસ; આપણા ભોળા રાજા દુશ્મનોની પ્રપંચજાળમાં ફસાયા અને તેમને પકડી જઇ આપણા દુશ્મનોએ આપણા એ મહાન સરદારો સાથે મહારાજાને પણ જીવતા બાળી મુકયા. આ પછી આપ સર્વની સંમતિથી મહારાણી કળાવતી રાજ્યાસને બિરાજ્યાં. તેમણે મહારાજા

કરતાં પ્રજાજનોને વધુ હક્ક આપી સુખી કર્યા.

પ્રજાજનોએ ચુંટેલા જેટલા સભાસદો હતા, તેનાથી બમણી સંખ્યા વધારી અને દરબારમાં પ્રજાજનોના પ્રતિનીધીયોનું કહેવું–બોલવું ધ્યાનપૂર્વક સાંભળવામાં આવતું અને છેવટે બહુમતીથી રાજ્યતંત્ર ચલાવવામાં આવતું. મહારાજાને જીવતા બાળવાથી મહારાણીએ દુશ્મનોના નાશનો પ્રયત્ન આરંભ્યો. ખુલ્લી લઢાઇ થઇ. તેમાં દેશભક્તો તરીકે ઓળખાતા માણસોનો ઘાણ નીકળી ગયો. કનક રાજકન્યા વગેરે પણ એ લડાઇમાં મરાયાં. દેશદ્રોહીઓ છુટા છવાયા પથરાઇ ગયા. શાન્તિમાં કેટલાંક વર્ષ વીત્યાં. આપણે જેમ જેમ પ્રજાને વધુ છૂટ આપવા માંડી તેમ પ્રજાજનોમાં કેટલાકનો લોભ વધ્યો. છૂટા છવાયા પથરાએલા દેશભક્તો પ્રજાને ઉશ્કેરવા લાગ્યા. છૂપી સભાઓ થવા લાગી. કાવત્રાં ચાલવા લાગ્યાં. મંડળો સ્થપાયાં. આપણે બારીક નજર રાખી મંડળો વિખેરી નાખ્યાં. આગેવાનોને જેલ ભેગા કર્યા. પણ ઘણીજ દીલગીરી સાથે મારે જણાવવું પડે છે કે, આપણા પ્રયત્નો નિષ્ફળ નીવડયા. કનક અને બીજાઓને આપણે મરણ પામેલા માનતા હતા; તેઓ જીવતા જણાયા અને તેમણે સૈન્યની ભરતી કરી મોટું સૈન્ય એકત્ર કર્યું. પ્રજાને ભંભેરી આપણી પ્રત્યે તીરસ્કાર પ્રકટાવ્યો. પ્રજા આપણને તેમના દુશ્મન તરીકે જોવા લાગી અને આપણને રાજકારભારમાં કંઇપણ મદદ કરવાની સ્પષ્ટ ના પાડવા લાગી. કર ભરવાની પણ છેવટે ના પાડી. બળવા-લુંટફાટના ઉપદ્રવ મચવા લાગ્યા. આપણા સૈનિકો રાજ્યમાં વ્યવસ્થા સ્થાપવાના કાર્યમાં રોકાયા. આ અરસામાં દેશદ્રોહીયોએ આપણા બે સરદારોને લલચાવી મહારાણીનું ખૂન કરાવ્યું. મહારાણીના મરણ સમાચાર સાથેજ તેઓએ આપણી સાથે લઢાઇ જાહેર કરી. આપણા ઘણા માણસો–સરદારો દુશ્મનોને જઇ મળ્યા. શત્રુઓનું જોર વધ્યું. આપણા પ્રયત્નો નિષ્ફળ થવા લાગ્યા. સ્થળે–સ્થળે લઢાઇઓ ચાલી રહી. આપણે દરેક સ્થળે આપણો બહાદુરીથી બચાવ કર્યો; પણ શત્રુઓના અધીક જોરથી આપણે બહાદુરી સાથે પાછા હઠવું પડયું. દુશ્મનોએ એક પછી એક આપણા તાબાનાં રાજ્ય

જીતવા માંડયાં. તેઓએ આપણા મળતીયા અને મિત્રરાજ્યોનો પણ નાશ કરી નાખ્યો છે. આપણા અગત્યનાં નગર ચંદ્રાવતી–રાજપુર વગેરે સમૃદ્ધિવાન નગરો પણ હાલ તેમના તાબે થઇ ચૂકયાં છે. જીતવામાં અને લેવામાં ફક્ત હવે નૌતમનગરજ બાકી રહ્યું છે. તેમણે આપણી પાસે દૂત મોકલી નૌતમનગર સોંપી દેવાનું જણાવ્યું છે મેં સમય વિચારી તેમને એક વિનંતી પત્ર લખી વિચાર કરવાને માટે અઠવાડીયાની મુદત માંગી છે. તેમણે આપણી વિનંતી સ્વીકારી એટલી મુદત આપી છે. તે મુદત આવતી કાલે પૂરી થાય છે. આપણે હવે શું કરવું તેનો નિશ્ચય કરવાનો છે. વળી અત્યારે નવી વાત પણ સાંભળવામાં આવી છે. તે એ કે, કિલ્લાપર ઉડતો આપણો વાવટો ફેંકી દઇ દેશભકતોનો ભગવો વાવટો ફરકી રહ્યો છે. ભગવો વાવટો કિલ્લાપર ચઢવાથી જાણી લેવાનું છે કે નૌત્તમનગર તેમને તાબે થઇ ચુક્યું છે. આવી ભયંકર સ્થિતિમાં આપણે મૂકાએલા છીએ. આપણી રાજ્યગાદી પણ હજી ખાલી પડી છે. હવે પછી જે કરવાનું છે તેનો નિશ્ચય કરતાં પહેલાં આપણે રાજ્યગાદીપર કોઇને બિરાજમાન કરવાની ઘણી જરૂર છે.

રાજ્યસાસક નિમાયા પછીજ બધા વિચાર અને નિશ્ચય થઇ શકશે. આને માટે તમારી ધ્યાનમાં આવે એવો અને આ આફતમાંથી આપણને ઉગારી આપણું રાજ્ય અખંડિત અને આપણું સ્વમાન જાળવી શકે એવો કાર્યદક્ષ માણસ પસંદ કરી તેને આ સિંહાસન પર બેસાડવાની આપ સર્વ સભાસદોને હું વિનંતી અને ભલામણ કરૂં છું. ”

આટલું લંબાણ વિવેચન કરી નૌત્તમનગરનો સ્વાર્થપટુ મોટો સરદાર દુર્જનસાલ તેના આસનપર બેસી ગયો. તેનું ભાષણ સમાપ્ત થતાં સભામાં ઘોંઘાટ શરૂ થયો. તેનું બોલવું સરદાર અને અમલદાર વર્ગને પસંદ પડયું; પણ પ્રજાવર્ગને બીલકુલ પસંદ પડયું નહિ. તેના ભાષણ દરમ્યાન પ્રજાપક્ષમાંથી વારંવાર વિરોધસૂચક ઉદ્ગારો સંભળાતા હતા. દુર્જનસાલની રાજા થવાની ઇચ્છા છે એ સૌ કોઇના

જાણવામાં આવી ચૂક્યું હતું. ઘોંઘાટ વધવા લાગ્યો. છેવટે દુર્જન-સાલના સલાહકાર અને મિત્ર એક ઘરડા સરદાર માનસંગે ઉભા થઇ હાથ ઉંચો કરી સર્વને શાન્ત રહેવાની સૂચના કરી. માનસંગ શું બોલે છે એ સાંભળવાને સભાસદો શાન્ત થઇ ગયા,

કમ્મરમાંથી કંઇક વાંકા વળેલા અને વૃદ્ધાવસ્થાને લીધે બેડોળ જણાતા માનસંગે તેનું બોલવું શરૂ કર્યું; " નૌત્તમનગરના નાગરીકો સરદારો અને વફાદાર ભાયાતો ! તમે સઘળાએ આપણા માનીતા સરદારનું ભાષણ સાંભળ્યું પૂરૂં છે. એક વખતના વૈભવી દેશની આજે કેવી દુર્દશા થઇ રહી છે એ હવે આપણી અજાણની બહાર રહ્યું નથી. આપણા રાજ્યની પાયમાલી થએલી જોઇ સૌ કોઇને આંસુ આવ્યા વિના રહેજ નહિ. આપણા રાજ્યની પાયમલી થતી અટકાવવાને આપણે આપણું બનતું કર્યું છે. આપણા શૂરવીરોએ રાજ્યના બચાવને અર્થે પ્રાણ આપ્યા છે. આપણા બહાદુરોએ લઢાઇ વખતે પાછી પાની કરી નથી; પણ આપણા કમનસીબેજ આપણા સરદારો અને સૈનિકો માર્યા ગયા છે. આપણા નગરો શત્રુઓને હાથ ગયાં છે, નૌત્તમનગર જવાની પણ તૈયારી થઇ ચૂકી છે. આપણું નગર ફક્ત આજનોજ દિવસ આપણા હાથમાં છે. કાલે સવારના પ્હોરમાંજ શત્રુ સૈન્ય આવશે. તે વખતે આપણે નગરનો કબજો સોંપવો પડશે અગર તો લઢાઇ કરી જીવ આપવા પડશે. જેમ જેમ વખત જાય છે તેમ આપણી સ્થિતિ ગંભીર થતી જાય છે. વળી રાજ્યગાદી પણ હજી ખાલી છે. રાજ્યગાદીપર કોઇને સ્થાપિત કર્યા વિના આપણાથી કાંઇ પણ નિર્ણય થઇ શકશે નહિ. રાજ્યગાદીપર બેસનાર અને આવા બારીક પ્રસંગમાંથી આપણો અને આપણા રાજ્યનો બચાવ કરનાર અગર શત્રુઓ સાથે માનભરી સુલેહ કરી શકે એવો કાર્યદક્ષ અને રાજ્ય નીતિ નિપુણ માણસની ઘણી અગત્ય છે. એવા કાર્યદક્ષ માણસ આપણે ઘણા ગૂમાવ્યા છે. જેઓ એવા હતા તેમણે રાજ્યની રક્ષામાં પોતાના વ્હાલા પ્રાણ સમર્પ્યા છે. હાલ એવા રાજ્ય ચલાવનારની ખોટ પડી છે. પરંતુ ગમે એ પ્રકારે આપણે રાજ્યકારભાર ચલાવનાર તો જોઇએજ.

રાજગાદીપર કોઇને બેસાડયા વિના આપણાથી કંઇ પણ થઇ શકશે નહિ. આને માટે મેં પૂર્ણ વિચાર કરી જોયો છે. પણ એવા એકજ માણસ સિવાય અન્ય કોઇપણ માણસ રાજયકારભાર ચલાવી શકે એવો મને માલમ પડયો નથી. જે એક બહાદુર, રાજય નીતિથી ભરપૂર અને આવા બારીક પ્રસંગે કેવી રીતે વર્તવું તેનો જાણકાર ફક્ત એકજ માણસ છે અને તે બીજો કોઇ નહિ પણ આપણો જુનો અને માનીતો સરદાર દુર્જનસાલ છે...

આ વખતે જબરો ઘોંઘાટ મચી રહ્યો. દુર્જનના નામ ઉચ્ચાર સાથેજ દુર્જન પ્રત્યે ધિક્કારના શબ્દોનો વર્ષાદ વરશી રહ્યો. માનસંગે સૌને શાન્ત રહેવાનું કહ્યું. પુનઃ શાન્તિ વ્યાપી. માનસંગે આગળ ચલાવ્યું; " તમારામાં કેટલાક એવા છે કે જેઓ મોટા સરદારને ધિક્કારે છે. પરંતુ તેઓની મોટી ભૂલ છે. આ આફતનાસપાટામાંથી ઉગારનાર અને નૌત્તમનગરનું માન જાળવનાર દુર્જનસાલ સિવાય એક પણ માણસ મારી નજરમાં આવતો નથી. તેથી આપ સર્વ દુર્જનસાલને ગાદીપર બેસવાની સંમતિ આપશો એવી મારી આજીજી છે."

માનસંગનું બોલવું પૂર્ણ થતાંજ સભામાંથી ' ના, ના, એ રાજ્ય રીપુને નહિ,' ના પ્રચંડ ધ્વની સંભળાવા લાગ્યા.

આ પછીએક ભીમ કાય–રૌદ્રમૂર્તિ મોટા અમલદારે ઉભા થઇ બોલવા માંડયું. તે શું બોલે છે એ સાંભળવાને વળી પાછી શાન્તિ પ્રવર્તાઇ રહી.

તે અમલદાર બોલતો હતો કે, "ભાઇઓ ! દુર્જનસાલ આ રાજ્યના જુના સરદાર છે. તેમણે આખી જીંદગી આ રાજ્યનીજ સેવા કરેલી છે. તેમની કાર્યદક્ષતાથીજ નૌત્તમનગરનાં રાજ્યમાં બીજાં રાજ્યોનો વધારો થયો હતો. અત્યારે આપણી કફોડી સ્થિતિ થએલી છે. આવી સ્થિતિમાંથી દુર્જનસાલ સિવાય આપણો ઉદ્ધાર કરી શકે એવો મને કોઇ જણાતો નથી. તેથી હું દુર્જનસાલનેજ નૌત્તમનગરની ગાદી ઉપર બીરાજવાની વિનંતી કરૂં છું અને માનુભાના બોલવાને હું પુરતો ટેકો આપું છું. મારી માફક બીજા જનો પણ દુર્જનસાલને

રાજા થવાના ઠરાવમાં અનુમતી દર્શાવશો. આટલું બોલી અને મારી ઇચ્છા જણાવી હું મારા આસને બેસી જાઉં છું." રાક્ષસી દેખાવનો અમલદાર તેના આસનપર બેસી ગયો. તેના ભાષણ વખતે સભાસદોમાં વારેવારે હસવાના અવાજ સંભળાતા હતા. આ પછી બીજા બે ત્રણ સરદારોએ અને ભાયાતોએ દુર્જનસાલને ગાદી આપવાના ઠરાવને ઉભા થઇ ટેકો આપ્યો.

સરદાર અને અમલદાર વર્ગ તરફથી સંમતિ મળી ચૂકી. હવે ફકત પ્રજાની સંમતિ બાકી રહી. તે મેળવવાને દુર્જનસાલ પ્રજાજનો તરફ જોઇ રહ્યો. માનસંગે વ્યંગ સૂચક શબ્દોથી પ્રજાજનોને ઠરાવના ટેકામાં બોલવાનું જણાવ્યું, તત્કાળ એક વૃદ્ધ ઉભો થયો. એ વૃદ્ધ અન્ય કોઇ નહિ પણ રામદાસ હતો. આખી સભાની દૃષ્ટિ તેની તરફ ખેંચાઇ રહી. આ વૃદ્ધ કોણ હશે અને શું બોલશે તે જાણુવાની જીજ્ઞાસા વધી રહી. વૃદ્ધ રામદાસે તેના બુલંદ અવાજથી બોલવા માંડ્યું.

સરદાર દુર્જનસાલ અને સરદારો!

હું નોતમનગરની પ્રજા તરફથી બોલવાને ઉભો થયો છું. સરદાર દુર્જનસાલ અને બીજા અમલદારોએ જે કહ્યું તે અમે ધ્યાનપૂર્વક સાંભળ્યું છે. તમે દુર્જનસાલને રાજસિંહાસનપર સ્થાપિત કરવાને ઇચ્છો છો તે જાણી નોત્તમનગરની પ્રજા ઘણીજ દિલગીર થઇ છે. કારણકે દુર્જનસાલે આજ પર્યંત પ્રજાનું એક પણ ભલું કાર્ય કર્યું નથી. તેણે તેનો ધર્મ વિસાર્યો છે, તેણે પ્રજાના રક્ષકનું નહિ પણ ભક્ષકનું કામ કર્યું છે. નોત્તમનગરપર અત્યારે જે આફતનાં વાદળ ઝઝુમી રહ્યાં છે; તેનું કારણ પણ દુર્જનસાલજ છે. આથી નોત્તમનગરની પ્રજા તેને રાજા તરીકે સ્વીકારવા ખુશી નથી."...

રામદાસ હજી તેનું બોલવું પૂરૂં કરી રહ્યો ન્હોતો; એટલામાં તો રાજ્યકર્મચારીયો આકળ વિકળ થઇ ગયા. દુર્જને ક્રોધથી દાંત પીસી રામદાસને બોલતો અટકાવી પૂછ્યું; "તું કોણ છે?"

"હું પ્રજાનો સેવક છું અને તારા જેવા નર રાક્ષસનો જાલીમ દુષ્મન છું." રામદાસે મોટા અવાજથી કહ્યું.

"તારૂં નામ?" દુર્જને દાંત કચકચાવી પૂછ્યું.

"રામદાસ."

"શું રાયપુરનો પ્રધાન ?"

"હા."

"તું જીવે છે?"

"હા, તને લોહીમાં તરફડતો જોવાને હજી જીવું છું."

"તે પહેલાંજ હું તને લોહીમાં તરબોળ કરનાર છું." દુર્જને સરદારોને આજ્ઞા આપી. સરદારો ઉભા થયા કે તરતજ દુર્જનસાલની પાસે બેઠેલા વિજયે ઉભા થઇ મોટા અવાજે કહ્યુ; "સરદારો! સબુર કરો. દુર્જનસાલ ! તમે પણ શાન્ત થાઓ; અને મારૂં કહેવું સાંભળો. આ રાજ દરબાર છે. આજનો દરબાર જાહેર છે. આ દરબારમાં સર્વને બોલવાની અને પોતપોતાનો અભિપ્રાય દર્શાવવાની છૂટ છે. આ સમયે જે કોઇ જે કાંઇ બોલે તે શાન્તિથી સાંભળવાની જરૂર છે. વિરૂદ્ધ બોલનારને પણ ધ્યાનપૂર્વક અને ધિરજથી સાંભળવો એ સભાનો ધર્મ છે. હું સર્વ સભાસદોને રામદાસનું બોલવું સાંભળવાને અરજ કરૂં છું."

"અમે તેનું કંઇ પણ સાંભળવા માગતા નથી." સરદારો ગર્જી ઉઠયા.

"શું તમે પ્રજાજનોનું કંઇ પણ સાંભળવા ઇચ્છતા નથી ?" વિજયે પૂછ્યું.

"ના, પ્રજા અજ્ઞાન છે! રાજ્યની તાબેદાર છે." માનસંગ બોલી ઉઠયો.

"તમારી ભૂલ થાય છે. જે રાજ્યમાં પ્રજાનો અવાજ નથી; જે રાજ્યમાં પ્રજાને બોલવાની છૂટ નથી અને જે રાજ્યના અમલદારો પ્રજાને અજ્ઞાન અને ગુલામ ગણે છે, તે રાજ્ય રાક્ષસી છે,

જુલ્મી છે. શું તમારે આવું રાજ્ય સ્થાપવાની ઇચ્છા છે ? ” વિજયે પૂછ્યું.

સરદારોમાંથી કોઇએ જવાબ આપ્યો નહિ. વિજયે દુર્જનને પૂછ્યું, “ આપનો શું વિચાર છે ? ”

“ પુષ્પક ! તું હજી બાળક છે. મારો વિચાર જાણ્યા પહેલાં તારે રાજનીતિ શીખવાની ઘણી જરૂર છે. તું આ બાબતમાં સમજી શકીશ નહિ. વળી તું આ રાજ્યનો નથી. તારે શાન્ત બેસી રહી જે થાય તે જોયા કરવું. ” દુર્જને કહ્યું.

“ શું મારે અન્યાયને જોયા કરવો ? ” વિજયે પૂછ્યું.

“ રાજનીતિમાં ન્યાય અને અન્યાય સમાનજ છે. ” દુર્જને જણાવ્યું.

“ જો તમે આવાજ વિચારના હો તો આજથી તમને મારા રામ રામ છે. ” વિજયે કહ્યું.

“ એટલે ? ”

“ મેં તમારી નોકરીનો આજથી ત્યાગ કર્યો છે. ”

“ શું ત્યારે તું હવે દુશ્મન થઇશ ? ”

“ જો ન્યાયથી ચાલશો તો મિત્ર રહીશ અને અન્યાયથી ચાલશો તો દુશ્મન બનીશ. ”

“ શું તું મને રાજા થએલો જોવાને ખુશી નથી ? ”

“ તમે રાજા થાઓ તેથી હું ઘણોજ ખુશી છું; પણ તે પહેલાં તમારી ફરજ છે કે પ્રજાનું કહેવું પણ સાંભળવું. ”

“ પ્રજા મારી દુશ્મન છે. ”

“ પ્રજા કોઇની દુશ્મન નથી. પ્રજા પવિત્ર છે, રાંક છે; પણ પોતાની ઉપર જ્યારે અન્યાય થાય છે—રાક્ષસી જુલ્મ ગુજરે છે; ત્યારેજ પ્રજા અન્યાયનો નાશ કરવા તત્પર થાય છે. ”

દુર્જન જવાબ દઇ શક્યો નહિ. સરદારોમાં મસલત ચાલી અને છેવટે તેઓએ પ્રજાનું બોલવું સાંભળવાને કબુલ્યું.

રામદાસે લંબાણુ વિવેચન કરી દુર્જનસાલનાં તમામ પાપકર્મો ખુલ્લાં કર્યાં. રાયપુર વગેરેના નાશની વાત આવતાં પ્રજાજનોમાંના ઘણા રડી પડયા અને દુર્જનસાલ પ્રત્યે ધિક્કાર અને ફિટકારનો વરસાદ વરસાવી રહ્યા. છેવટે વૃદ્ધ રામદાસે તેનું બોલવું પુરૂં કરી આસન લીધું. રામદાસના નીચે બેસતાંની સાથે મોહનરાય ઉભા થયા. મોહનરાયને તમામ જનો ઓળખતા હતા. રાજ્યના અમલદારો અને સરદારોને મોહનરાય કંટકની માફક ખુંચતો હતો. મોહનરાય શું બોલનાર છે તે અમલદારો જાણી ચૂક્યા હતા.

મોહનરાયે પોતાના ભાષણમાં નોત્તમનગરના રાજ્યતંત્રના જુલ્મી અત્યાચારોનું દિગ્દર્શન કરાવી અંતમાં જણાવ્યું કે, " દુર્જનસાલ રાજ્ય ચલાવવાને અને રાજ્યગાદી પર બેસવાને તદ્દન નાલાયક છે."

આવું સાંભળતાંજ અમલદારવર્ગમાંના કેટલાકે ઉશ્કેરાઇને પૂછ્યું "ત્યારે રાજ્યગાદી પર બેસાડવો કોને ? "

" ખરા હકદારને. " બન્સીએ ઉભા થઇ જણાવ્યું.

" ખરો હકદાર કોણ છે ? " દુર્જને પૂછ્યું.

" કનકકુમાર. " બન્શીએ જણાવ્યું.

" કનક કોણ ? " માનસંગે પૂછ્યું.

" સદ્‌ગત્ મહારાજા દુર્જદસિંહનો કુમાર. "

" શું તે જીવતો છે ? " દરબારીયો પોકારી ઉઠયા.

" હા, અને પોતાના પિતાનું રાજ્યાસન લેવા આ વખતે અહિં હાજર છે. " કનકકુમારે ઉભા થઇ બુલંદ અવાજે જણાવ્યું.

દુર્જનસાલ અને રાજ્યના સરદારો વગેરે સ્તબ્ધ બન્યા. પરસ્પરમાં છૂપી ઇસારતો થઇ. દુર્જન બરાડ પાડી બોલી ઉઠયો, " કનક બળવાખોર છે. રાજ્યસિંહાસનને માટે અયોગ્ય છે. તે દેશદ્રોહી છે. તેને મરવું પડશે. " દુર્જનેસાલ તલ્વાર ખેંચી ઉભો થયો; કે તરત વિજયે સિંહ સમાન છલંગ મારી તેનો હાથ પકડી તેના આસને બેસાડતા કહ્યું, " ખબરદાર ! આજે તમારો અન્યાય પ્રત્યક્ષ

જણાય છે, તમે ખરા હકદારનો હક ડુબાવવા માંગો છો. વિચાર કરજો. પરિણામ ગંભીર આવશે. ”

“ પરીણામની પરવાહ નથી, તમે બધા બળવાખોર છો. આ સભામાંથી જીવતા બહાર જનાર નથી.” આમ બોલતા તમામ સરદારોએ ઉભા થઇ તલ્વારની મૂઠપર હાથ નાખ્યા. પ્રજાજનો પણ તૈયાર થયા. પણ એટલામાંજ એકાએક બહાર રણશીંગાનો ભયાનક નાદ અને લોકોનો કોલાહલ સંભળાયો. સઘળાનું ધ્યાન એ તરફ ખેંચાયું. એવામાંજ સૌની ભારે અજાયબીની વચ્ચે સરદાર બહાદુર ભુજંગસિંહ સભા વચ્ચે આવીને ઉભો રહ્યો.

# પ્રકરણ ૨૨ મું.

## પ્રતિજ્ઞા પાલન.

ભુજંગસિંહને જોતાંજ પ્રજાજનોમાં ઉત્સાહ અને બળ આવ્યું. દુર્જનસાલ અને તેના મદદગારોનાં મુખ કાળાં પડી ગયાં. સઘળા ભયથી ધ્રૂજવા લાગ્યા. તેમના હાથમાંની ખુલ્લી તલ્વારો હાથમાંજ રહી. તેઓએ બીજા બારણેથી બહાર નીકળી જવાનો વિચાર કરી બીજા બારણા તરફ જોયું; પણ અફસોસ તે બારણે થઇને પણ તેમનાથી બહાર નીકળી શકાય એમ ન્હોતું. કારણ કે બન્ને દ્વારમાં કાળસ્વરૂપ તેમના દુશ્મનો ઉભેલા હતા. એક દ્વારમાં બહાદુર સરદાર પહાડસિંહ અને ભીલ સરદાર રામજી ઉભેલા હતા અને બીજા દ્વારમાં સરદાર સુંદરસિંહ અને રણમલસિંહ જવાનો માર્ગ રોકીને ઉભા હતા.

ભુજંગસિંહે દરબારનો દેખાવ જોઇ મોટા અવાજથી રાજ્યના રીપુઓ પ્રત્યે કહેવા માંડ્યું. “ રાંકડી પ્રજાને પીડનારા પિશાચો ! તમારા હાથમાં ખુલ્લી તલ્વારો જોઇ હું ધારૂં છું કે હજી પણ તમારી પિશાચવૃત્તિનો નાશ થયો નથી. તમારા સૈનિકોનો નાશ થયો છે અને તમારા નગરપર અમારો વિજય વાવટો ચઢી ચૂક્યો છે; છતાં તમે નિર્દોષ

જનોનાં લોહી વહાવા તૈયાર થયા છો જાણી મને તમારી પ્રત્યે ધિક્કાર ઉત્પન્ન થાય છે. તમે કેવા શૂરવીરો છો, કેવા જવાંમર્દ છો એ તો હવે જણાઇ ચૂક્યું છે. અત્યાચારીયો ! તમારા હાથમાંની તલ્વારોને મ્યાનમાં પાછી મૂકી દયો. શું નિર્દોષ પ્રજાનો નાશ કરવાને માટે તમે મારી સાથે લડાઇ બંધ કરવાનો વિનંતિ પત્ર લખી સમય મેળવ્યો હતો કે ? શું આ દુષ્ટ દગાબાજ દેશના શત્રુ દુર્જનને રાજ્યાસને બેસાડવાને યુક્તિ રચી હતી કે ? યાદ રાખજો કે હવે તમારૂં જીવન અને મરણ મ્હારા હાથમાં છે. તમારૂં નૌત્તમનગર હવે તમારૂં નથી. તમારા તમામ સૈનિકો અમારા તાબે થઇ ગયા છે. મ્હારા બહાદુરોએ રાજ્યમહેલ સાથે આખા નગરનો કબજો મેળવ્યો છે. તમે આજે સભા ભરનાર છો અને દુર્જનને રાજા બનાવનાર છો એ પણ હું જાણતો હતો. તેમજ તમારાથી વિરૂદ્ધ પડનારા પ્રજાજનોના નાશને માટે તમે દરબારગૃહની આસપાસ સૈનિકો ગોઠવ્યા હતા તે પણ મારી અજાણની બહાર ન્હોતું. તમારા કારસ્થાનની તમને યોગ્ય શિક્ષા થશે. તમે હવે મારા બંધિવાન છો. ”

“ શું તમે અમને કેદ કરશો ? ” રાજ્યના રીપુઓ ધ્રુજતા અવાજે બોલ્યા.

“ હા, તમારા જેવાઓને હવે એક પળવાર પણ છૂટા મૂકી શકાય એમ નથી. ” ભુજંગે જણાવ્યું.

“ પરીણામનો વિચાર કરી અમને કેદ કરજો. ” દુર્જને ક્રોધથી કહ્યું.

“ હું પરીણામનો વિચાર કરીનેજ અહીં આવ્યો છું.”

“ અમારા હાથમાં હજી હથીઆરો છે. ”

“ તમારાં હથીઆરો ચળકતાં અને તેજસ્વી છે, પણ તે નામર્દોના હાથમાં છે.”

આવું સાંભળતાં દુર્જન ઉશ્કેરાયો. તેણે સરદારો સામે જોયું. સરદારો અને અમલદારો ભયભીત થઇ ગયા હતા. સઘળા દુર્જન

સામે જોઇ રહ્યા. એ અરસ્સામાંજ ભુજંગસિંહે પોતાના સૈનિકોને અંદર બોલાવી સઘળા હરામખોરોનાં હથીઆર છોડાવી બંધીવાન બનાવવાની આજ્ઞા આપી.

સૈનિકો શત્રુઓની આસપાસ ફરી વળ્યા અને સરદાર બહાદુરની આજ્ઞાનો અમલ કરવા લાગ્યા. દુર્જનના કોપનો પાર રહ્યો નહિ. તેણે મારવા કે મરવાનો નિશ્ચય કર્યો અને તત્કાળ ભુજંગસિંહ તરફ ધસ્યો. પણ તેની નજીક ઉભેલા પુષ્પક નામધારી વિજયે તેને અધવચથીજ પકડયો. દુર્જને બૂમ મારી કહ્યું, " પુષ્પક! મને મુકી દે. તું અત્યારે દુષ્મનની ગરજ સારે છે."

વિજયે અટ્ટહાસ્ય કરી કહ્યું, " દુર્જનસાલ! તારી આંખ્યોએ અંધકારનાં પડળ વળ્યાં છે. મરણોન્મુખે પહોંચેલો મનુષ્ય ઉન્માદવશ થઇ પ્રાણ મૂકે છે. દીપક હોલવાઇ જતાં વધુ પ્રકાશીત બને છે. તેવીજ રીતે તું તારા મૃત્યુકાળે અંધ બન્યો છે. જો એમ ન હોત તો તું તારા દુષ્મનને કદીપણ વફાદાર માનતજ નહિ. ચંડાળ! હું તારો વફાદાર નોકર નથી; પણ તારો પ્રાણ હરવા તારો નોકર થઇ રહેલો હું તારો જુનો દુષ્મન વિજયસિંહ છું. પાપના પુતળા! તારા અસીમ અત્યાચારથી તું હવે મરવાનેજ યોગ્ય છે. તારાં પૈશાચિક કર્મોનું સ્મરણ કરતાં મારા હૃદયમાં પ્રચંડ ક્રોધાગ્નિ પ્રકટી નીકળે છે. પાપાત્મા! ચાલ હવે તું તારા કર્મનું પ્રાયશ્ચિત કરવા તૈયાર થા." આમ બોલતા વિજયે તેને ધક્કો મારી ભુજંગસિંહ તરફ હડસેલ્યો. દુર્જને ભુજંગનો વધ કરવા કટાર ખેંચી; અને જેવો તે કટારનો ઘા કરે એ પહેલાંજ જેમ વાઘ બકરાને પકડે એ પ્રમાણે ભુજંગે પાપીને પકડયો.

દુર્જને રક્તનેત્રે ભુજંગ સામું જોયું. ભુજંગે ક્રોધથી ઉન્મત્ત થતાં વિકટ સ્વરે પૂછ્યું. " તારે મરતાં પહેલાં કંઇ કહેવું છે ?"

" શું તું મને મારી નાખવાનેજ ઇચ્છે છે ?" દુર્જને પૂછ્યું.

" હા તારા લોહીથી હાથ રંગવાની મેં પ્રતિજ્ઞા કરી છે. પાપી! તારા અન્નદાતાની પુત્રી પર જુલ્મ ગુજારવા તત્પર થયો

હતો; તે સમયને યાદ કર? ચંપકસિંહ કે જે વસંતકુમારી છે તેની પ્રત્યે વિપરીત દૃષ્ટિ રાખનાર રાક્ષસ તે સમય પણ યાદ કર. તારૂં અવસાન હવે નજીકમાં છે."

"હું મરવાથી ડરતો નથી. તેમ મારાં પાપથી પણ હું પસ્તાતો નથી. ભુજંગ! હું તને બ્હાદુર માનતો હતો, પણ મારી તે માન્યતામાં હાલ હું ઠગાયો છું." દુર્જને કહ્યું.

તેનું આવું બોલવું સાંભળી પ્રજાજનો ઉશ્કેરાઇ ગયા અને તેનો તુર્તજ વધ કરી નાખવાનું ભુજંગને કહેવા લાગ્યા. પણ ભુજંગે તેમ નહિ કરતાં પુનઃ દુર્જનને પૂછ્યું, "તું તારી માન્યતામાં શાથી ઠગાયો છે?"

"જે બહાદુર હોય છે; તે બહાદુરીથીજ શત્રુનો નાશ કરે છે." દુર્જને જણાવ્યું.

"એટલે?" ભુજંગસિંહે કોપપૂર્ણ નેત્રે પૂછ્યું.

"તું મારી સાથે દ્વંદ યુદ્ધ કરે તોજ હું તને બહાદુર માનું."

"ચાલ તૈયાર થા, હું તૈયાર છું." ભુજંગે તેને મુક્ત દીધો.

દુર્જને તલ્વાર ખેંચી. ભુજંગ અસાવધ ન્હોતો. દરબારગૃહમાં બન્નેનું યુદ્ધ મચી રહ્યું. આ યુદ્ધ લગભગ એક કલાક ચાલ્યું. આખરે દુર્જન ઘવાયો. તેના હાથમાંથી તલ્વાર છૂટી ગઇ. ભુજંગે તેને પકડી જમીન પર નાખ્યો અને પછી એક પળવારનો પણ વિલંબ નહિ કરતાં તીક્ષણ કટારથી તેને પૂરો કર્યો. દેશને દુઃખના દરિયામાં ડૂબાવનાર દુશ્મન સદાને માટે પૃથ્વી પરથી વિદાય થયો. ભુજંગસિંહ તેના લોહીથી રંગાયો. તેની પ્રતિજ્ઞા પુરી થઇ. ભુજંગસિંહની ખુલ્લી રહેલી તલ્વાર આજે ઘણા વર્ષે મ્યાન થઇ. સભામાં અને બહાર તેના અને કનકકુમારના નામની જયઘોષણા થઇ રહી.

દુર્જનના શબને ત્યાંથી લઇ જવામાં આવ્યું. કેદ થએલા સરદારો અને અમલદારો કારાગૃહ નિવાસી થયા. ભુજંગસિંહે પ્રજાજનોએ સહન કરેલાં કષ્ટને માટે સઘળાને ધન્યવાદ આપી જણાવ્યું

કે આવતી કાલે કનકકુમારને સિંહાસનારૂઢ કરવામાં આવશે. દરેક જનોને એ ઉત્સવમાં ભાગ લેવાનું આમંત્રણ છે. ખાસ ઢંઢેરો સાંજના જાહેર કરવામાં આવશે.

સભા વિસર્જન કરવામાં આવી. પ્રજાજનોના હર્ષનો આજે પાર ન્હોતો. કનકકુમારે તેના મદદગારો સાથે ઘણા વર્ષે પિતાનામહેલમાં પગ મૂકયો. મહેલના રક્ષકોએ હથીઆર નમાવી પોતાના નવા થનાર રાજેન્દ્રને માન આપ્યું. વસંતકુમારીના શુભ હસ્તે દેશભકતોનું વિજય નિશાન રાજમહેલપર ચઢાવવામાં આવ્યું. બીજા દિવસે રાજ્યાભિષેક થવાની ધામધૂમ થવા લાગી. સાંજના સમયે ભુજંગસિંહ અને રામદાસ ઘોડેસ્વાર થઇ મહારાજા સમરસિંહ વગેરે રાજકુટુંબને લઇ આવવા ગુફા તરફ જવા નીકળ્યા.

ગુફાની બહાર આવેલી છાવણીમાં વિજય સમાચાર કયારનાએ આવી ગયા હતા. સૈનિકો અને સરદારો આનંદ ઉત્સવ કરી રહ્યા હતા. ભુજંગસિંહ અને રામદાસ છાવણીમાં આવતાંજ સૌએ અભીવંદન આપ્યું. ભુજંગે મહારાજા સમરસિંહ અને પેલા વૃદ્ધ સંન્યાસીને શીર ઝુકાવી પ્રણામ કર્યા.

મહારાજા સમરસિંહ–સ્નેહસિંહ અને સંન્યાસીએ તેને આશિષ આપી. ચઢતી પડતીના ચમત્કાર જોનાર જનોએ આ શુભ વિજયને માટે પ્રભુનો ઉપકાર માન્યો. સઘળાંએ નૌત્તમનગર જવાની તૈયારી કરી. રાત્રિના દ્વિતીય પ્રહરે રાજવંશી મંડળે સર્વ સૈનિકો સાથે નૌત્તમનગરમાં પ્રવેશ કર્યો. આવકાર આપનારાં વાજીંત્રો વાગી રહ્યાં હતાં. ગૃહોમાં દીપકો ઝગહળી રહ્યા હતા. આકાશમાં ચંદ્રદેવ પ્રકાશી રહ્યા હતા. સૈનિકોએ મેદાનમાં પડાવ નાખ્યો. રાજવંશીયો મહેલમાં ગયાં. કનક વિજય રણમલ વગેરેએ સૌનો સત્કાર કર્યો. વૃદ્ધ સંન્યાસી મહાત્માને રાજમહેલના એક ઓરડામાં ઉતારો આપ્યો. આ એજ ઓરડો હતો કે જ્યાં રાજકુમારી રમાસુંદરી ઘણા વખત સુધી ધ્યાનસ્થ અવસ્થામાં બેસી રહી તેના પ્રિયતમ રાજસિંહનું ધ્યાન

ધરતી હતી. રાજસિંહની જુની થઇ ગએલી છબી હજી પણ દિવાલ-પર લટકી રહી હતી. છબીને પધરાવવાનો સુવર્ણ મઢેલો બાજઠ પણ હજી એક ખુણામાં પડયો હતો. રાજબાળાએ મહાત્મા સાથે આ ઓરડામાં પ્રવેશ કર્યો. તેની દષ્ટિ પ્રથમજ દિવાલપર લટકતી જુની થએલી છબીપર પડી. રાજકન્યાનાં રોમાંચ ઉભાં થયાં. બાલ્યકાળ યાદ આવ્યો. મરણ પામેલા રાજસિંહનું મધ્યરાત્રે મીલન થવાની સ્મૃતિ થઇ આવી. બની ગએલા સઘળા બનાવ રમાની દષ્ટિ સમિપ ઉપસ્થિત થવા લાગ્યા. કોમળ હૃદય ચિરાવા લાગ્યું. મુખમાંથી નિઃશ્વાસ ધ્વની નીકળવા લાગ્યા. રાજબાળાની આંખોમાં અશ્રુ ઉભરાયાં. નજીકમાં બેઠેલા સંન્યાસીએ એ દશ્ય અવલોક્યું. તત્કાળ તેણે રમાને બોલાવી પૃછ્યું, "બેટા! શું થાય છે? તારી આંખોમાં અશ્રુ કેમ જણાય છે?"

"બાપુ! કંઇ નહિ. બની ગએલા બનાવ અત્યારે યાદ આવતાં મારૂં હૃદય દુઃખી થાય છે."

"બેટા! સંસારમાં સુખ દુઃખની ઘટમાળ ફર્યાજ કરે છે. ચડતી પડતીના ચમત્કાર પળે પળે થયાજ કરે છે. તારા જેવી જ્ઞાની બાળાને બની ગએલા પ્રસંગને યાદ કરી દુઃખી થવું યોગ્ય નથી. હું ધારૂં છું કે આ સામે આવેલી છબી જોવાથીજ તને અત્યારે કષ્ટ ઉત્પન્ન થઇ રહ્યું છે, નહિ વારૂ?" સાધુએ કહ્યું.

"આપનું ધારવું સત્ય છે. એ છબીજ મારૂં સર્વસ્વ હતું અને હજી પણ છે; પણ તે ક્યાં? હજારો ગાઉનાં અંતર. તે સ્વર્ગમાં; હું મૃત્યુ-લોકમાં. પ્રભુ, હરી–કૃષ્ણ..." રાજકન્યા વધુ બોલી શકી નહિ. સાધુનું અંતર પણ ભરાઇ આવ્યું. રમાએ પૂછ્યું, "બાપુ! મારા દુઃખી શબ્દો સાંભળી તમને દુઃખ થાય છે. હું સર્વના દુઃખનું કારણ છું. બાપુ શોક કરશો નહિ. ભાગ્યમાં હોય છે તેજ થાય છે. મારા પૂર્વના સંસ્કાર એવાજ હશે. તેમાં કોઇનાથી શું બની શકે એમ છે?"

"બ્હેન! જ્યાં સુધી તું શાન્તિ સુખ પ્રાપ્ત કરી શકીશ નહિ, ત્યાં સુધી મને પણ સુખ કે શાન્તિ મળનાર નથી."

"મારા ભાઇના તખ્તનશીન થયા પછી આપણે હિમાલયમાં ચાલ્યાં જઇશું અને બાકીનું જીવન પ્રભુના ધ્યાનમાં–આત્માના કલ્યાણમાં પૂર્ણ કરીશું."

"જેવી પ્રભુની ઇચ્છા. રમા! હવે આરામ લે. થવાનું થએ જશે. રાત્રિ ઘણી વીતી છે. પ્રાતઃકાળે વ્હેલાં જાગૃત થવાનું છે."

સાધુમહાત્મા પ્રભુનું ધ્યાન ધરતા નિદ્રાવશ થઇ ગયા. મધ્યરાત્રિ થવાને થોડીવાર હતી. રમા હજી જાગતી હતી. રાજસિંહના વિચારે તેની નિદ્રા જતી રહી હતી. તેના હૃદયમાં રાજસિંહના વિચાર અને દૃષ્ટિ સમક્ષ રાજસિંહની છાયા ફરતી જણાતી હતી. આખરે કંટાળી રમા ઉભી થઇ અને ઓરડાની બ્હાર નીકળી ખુલ્લા ધાબામાં આવી ઉભી. શાન્ત રાત્રિ સમસમાકાર અવાજે વ્યતિત થતી હતી. મહેલમાં સઘળાં નિદ્રાધિન થએલાં હતાં. લશ્કરી છાવણીમાં પહેરેગીરો પહેરો ભરી રહ્યા હતા. વિજયાદશમીનો નિશાનાથ નભમંડળમાં ભ્રમણ કરી રહ્યો હતો. પવન મંદ–મંદ બ્હાતો હતો. રાજકન્યાએ થોડીકવાર ચંદ્રની તરફ નિહાળી આત્મગત બોલવા માંડયું, "પ્રાણાધાર રાજસિંહ! શું તારાં દર્શન હવે નહિ થાય? શું તું મને નહિ મળે? શું આપેલું વચન તું પૂર્ણ નહિ કરે? મારા પ્રિયતમ!

હવે તારા વિના અવર મુજને ના કશું ગમે,<br>
ચહું ઉરે રહેવા હરઘડી પ્રિય તારી સમિપે;<br>
સુધા પીવા તારા મુખથી ઝરતું વૃત્તિ અતિ છે,<br>
અભિલાષા તારૂં શુભ વદન જોવાની ઘણી છે.

અરેરે! તે મારી આશા પૂર્ણ ક્યારે થશે? શું આ જન્મમાં કે પેલા જન્મમાં? હા! જગત–દુનિયાં?

દિઠી મેં દોરંગી સકળ દુનિયાં આ અનુભવે,<br>
તદા શાને માટે કરૂં જગતનો મોહ લગીરે;<br>
ત્હારા રંગોથી ચહું સરવદા રક્ત હું થવા,<br>
નથી મ્હારે કોઇ મહત જન કેરી કશી સ્પૃહા.

રાજસિંહ! મારા આનંદના તારા; મારા શિરતાજ! તારા વિના આ સંસાર મને સ્મશાનવત્ ભાસે છે. દેવ! જો તું પૃથ્વીપર હોય તો જલ્દીથી મને આવી મળ. જો તું સ્વર્ગમાં હોય તો મને તારી પાસે બોલાવી લે. તારા વિયોગથી મારૂં હૃદય ભષ્મ થાય છે. પ્રીયતમ! મને સંસારના સુખની ઇચ્છા નથી; સંસારની કોઇ પણ વસ્તુની અપેક્ષા નથી; સંસારનાં વિષયી સુખની પણ દરકાર નથી. મને તો ફક્ત તારા દિવ્યદેદારનાં દર્શનનીજ ઇચ્છા છે. મરીશ ત્યારે પણ મારી એજ ઇચ્છા પ્રબળ રહેશે. પ્રિયતમ!

> ત્હારા વિના તો જગમહિં દિઠું મેં કશું નહિ,
> નથી થાતી શ્રદ્ધા અવર તણી શીખામણ મહિં;
> મને વિચારૂં છું મળવું તુજને આવી જલ્દી,
> કદી આશા મારી ફળિભૂત કશીયે થતી નથી.
> × × × ×
> બળી તારા ગ્રેહે જઉં શિતળ થાવા સ્થળ ફિયે,
> નથી શાન્તિદા કો સ્થળ સહુ પ્રતિકુળજ દિસે;
> નકી તું માની લે તવ ચરણ મોટું શરણ છે,
> મ્હારે તો માટે પ્રસન્ન થઇને દુઃખ હરી લે.

પ્રભુ! બળતીને વધુ બાળવામાં શું સાર છે? રાજસિંહ! વ્હાલા! તું ક્યાં હોઇશ?"

એકાએક અવાજ આવ્યો, "રમાની સમિપમાં."

રમા ચોંકી, સ્તબ્ધ બની અને ગભરાટથી ચારે તરફ જોવા લાગી. એટલામાંજ કાળો જબ્બો ઓઢેલો એક પુરૂષ તેની સામે આવીને ઉભો. રાજકન્યાએ ચંદ્રના પ્રકાશમાં તરતજ તેને ઓળખી કહ્યું, "કોણ ભુજંગસિંહ?"

"હા." આવનાર ભુજંગસિંહ હતો તેણે હસીને જવાબ આપ્યો.

"અત્યારે અહિં કેમ આવવું થયું?" રમાએ આશ્ચર્ય દર્શાવતાં પૂછ્યું.

"તમને શાન્તિ આપવા, તમારૂં દુઃખ દૂર કરી જીવનને અમૃતમય બનાવવા."

"એટલે ? તમારા શબ્દોમાં મને સમજ પડતી નથી ?" રમાએ આંખ્યો વિકાશી પૂછ્યું.

"ધીરે ધીરે સૌ સમજ પડશે."

"સ્પષ્ટ સમજાવો ?"

"શું સમજાવું ?"

"તમે અહિં આવતાં જે શબ્દો બોલ્યા તે કોને ઉદ્દેશીને ?"

"તમને."

"સરદાર ! તમે પવિત્ર અને ન્યાયી છો એવું હું આજ પર્યંત માનતી આવી છું. તમારા સહવાસથી પણ મારી ખાત્રી થઇ ચૂકી છે કે તમે ધર્મના અવતાર છો; છતાં આજે તમારા વર્તનમાં અચાનક થએલો ફેરફાર જોઇ હું કંપું છું. તમારી દયા ખાઉં છું."

"મારામાં ફેરફાર હોયજ નહિ." ભુજંગે મુછમાં હશીને કહ્યું.

"અફસોસ. આ કળીકાળે તમારા મનમાં કુટિલ વાસના ઉત્પન્ન કરી હોય એમ સમજાય છે. સરદાર ! તમારો અને મારો પવિત્ર સંબંધ વિચારી અહિંથી તુર્તજ ચાલ્યા જાવ."

"રમા સુંદરી ! તું કહે છે એવો હું વાસનાઓનો ગુલામ નથી. આપણો જે સંબંધ છે તેજ હજી કાયમ છે."

"ત્યારે હવે પધારી જાવ."

"શા માટે ? મારી દુઃખીયારી પ્રિયતમાને સુખી કર્યા વિના હું હવે કેવી રીતે ચાલ્યો જાઉં ?"

"ઓહ ! ગજબ ! તમે આ શું કહો છો ? કોને પ્રિયતમા તરીકે સંબોધો છો ?"

"તમને." ટુંકો ઉત્તર આપી ભુજંગ શાન્ત રહ્યો.

"કોણ આ ભુજંગસિંહ બોલે છે ?"

"હા, તમારી ખાત્રી ન થાય ત્યાં સુધી તો તેજ. રમા ! જો;

આ અંગુઠીને તું ઓળખે છે ?" ભુજંગસિંહે પોતાની આંગળીયે પહેરેલી વીંટી બતાવતાં પૂછ્યું. રમા અંગુઠી જોતાંજ ચીસ પાડી બોલી ઉઠી, "અરે આતો મારી અંગુઠી ? મારા રાજસિંહનાં પ્રથમ દર્શન વખતે મેં મારી વિંટી તેમને આપી હતી અને તેમની મેં સ્વીકારી હતી. આ રહી મારા તે વ્હાલાની પણ વીંટી." રમાએ વીંટી બતાવી. ભુજંગ બોલ્યો: "આ મારીજ વીંટી છે."

"શું તમે રાજસિંહ ?"

"તમે માનો તે ?"

"હું તો તમને ભુજંગસિંહ તરીકે ઓળખું છું; પણ એટલું યાદ છે કે તમે મને અદ્દભુત પ્રેમથી ચાહતા આવ્યા છો. સરદાર ! જો તમે મારા હૃદયની પ્રેમ પ્રતિમા હો તો જાહેર થાવ. દુઃખીયારીને વધુ ટળવળાવો નહિ."

"હું જણાવું તે પહેલાં તારા આત્માને પૂછી જો કે તે શું કહે છે ?"

"મને અત્યારે કશી સમજ પડતી નથી. તમને પ્રભુના સોગન છે. સત્ય જણાવો ?"

"દેવી ! શાન્ત થા. હુંજ તારો રાજસિંહ છું. હુંજ તને મધ્ય રાત્રે મળવા આવ્યો હતો અને મહારાજા સમરસિંહનો કેદમાંથી ઉદ્ધાર કરવાનું સુચવતો ગયો હતો. દેવી ! ત્હેં મારી છબી બાજઠ પર પધરાવી હતી. હું સ્વર્ગમાંથી આવ્યો છું એમ મેં તને જણાવ્યું હતું. પ્રિયા ! તે સઘળો પ્રસંગ યાદ કર અને વધુ ખાત્રીને માટે મારા મુખ તરફ ધ્યાનપૂર્વક જોઇ લે."

આટલું કહી ભુજંગે તેના મુખ પર કંઇક ફેરફાર કર્યો અને શરીરપરનો જબ્બો દૂર ફેંક્યો. રમા તેના પ્રિયતમને ઓળખી આનંદથી તેના કંઠે વળગતાં બોલી, "મારા પ્રિયતમ."

રમા વધુ બોલી શકી નહિ. પ્રેમના આવેશથી તે થોડીવારને માટે શુદ્ધ વિહીન થઇ ગઇ. રાજસિંહે તેને પકડી રાખી. આ મિલન

અપૂર્વ–આનંદમય હતું. રાજસિંહના હૃદયમાં અત્યારે કેટલો આનંદ થઇ રહ્યો હશે એતો ફક્ત તેનું હૃદયજ જાણતું હતું. રાજસિંહે પિતાનું વૈર વાળ્યું. દેશના ઉદ્ધારની પ્રતિજ્ઞા પૂર્ણ કરી. સ્વદેશના ઉદ્ધારને અર્થે સંકટોના સમૂદ્રમાં ડૂબેલાં આ પ્રેમી નવયુગલ પ્રત્યે અદ્રસ્ય રહેલા દેવોએ આશિષ સમર્પિ. રમા થોડીવારે સ્વસ્થ થઇ. હજી પણ તેના મનમાં અશ્રદ્ધા હોય તેવી રીતે પુછ્યું; " શું તમે મારા રાજસિંહ ? "

"દેવી ! શંકાને દૂર કર. તારો રાજસિંહ સ્વર્ગમાં ન્હોતો ગયો; પણ આ પૃથ્વીપરજ હયાત હતો. "

" ત્યારે મને કેમ અજાણી રાખી ? "

" જુલ્મીઓની જડ કાઢી દેશનો ઉદ્ધાર કરવાને અર્થેજ મારે છુપું રહેવું પડયું હતું."

" તમે યુદ્ધમાંથી કેવી રીતે બચી શકયા હતા ? "

" હું ઘવાઇને રણમાં પડયો હતો. મારી ઉપર મુડદાંનો ઢગ વળ્યો હતો. દુશ્મનોના ગયા બાદ જીવતા રહેલા મારા વફાદારોએ મને મુડદાંના ઢગલામાંથી ખોળી કાઢયો હતો અને મને બેશુદ્ધાવસ્થામાં ઉપાડી તેઓએ અરણ્ય નિવાસ કર્યો હતો."

" દેવ ! પ્રભુનો ઉપકાર માનું છું. આજની રાત્રિ મને સ્વર્ગના આનંદ સમાન લાગે છે. પ્રભુ ચાલો આ શુભ સમાચાર સંન્યાસી મહારાજને જણાવીએ. "

" ના, પ્રાતઃકાળ થતાં સુધી મારી ઓળખાણ આપવાની જરૂર નથી. "

" તમને કોઇ સત્યનામથી ઓળખે છે ? "

" હા, ફક્ત એકજ માણુસ. "

" તે કોણ ? "

" વૃદ્ધ રામદાસ. "

રમા હસતા વદને બોલી, " તમે અજબ માણુસ છો. તમે

આજદિન સુધી અનેક માણસોને અંધારામાં રાખ્યાં છે. તમારી આવી ઠગ વિદ્યાને માટે હું અજબ થાઉં છું. "

" અને હું પણ મારી ભગવાંધારી સંન્યાસીની રમાને હવે સંસારી બનશે જાણી અજબ થાઉં છું. "

" પ્રભુ ! શયન સ્થાને પધારો. ઉજાગરાથી શરીર બગડશે. "

" અનેક ઉજાગરા કરનારને એક ઉજાગરાથી નુકશાન થનાર નથી. હૃદયદેવીના મિલનથી મારી નિદ્રા જતી રહી છે. પ્રિયે ! જોને; રાત્રિ પણ જલ્દીથી પસાર થાય છે. કૃપાળુ ચંદ્ર પણ આપણીપર અમૃત વરસાવી હવે નભમાં અદૃશ્ય થાય છે. "

" ત્યારે શું સવાર સુધી આપણે અહિંજ બેસી રહીશું ? "

" હા, પ્રભાતના પુણ્યમય સમયેજ આપણે પુણ્યવાનોની પાસે જઇ વંદન કરીશું. દેવી ! હું તને એક વાત પૂછવા ઇચ્છું છું ? "

" ખુશીથી પૂછો ? "

" સંન્યાસી મહારાજ કોણ છે ? "

" સત્ય જાણતાં તમે ઉશ્કેરાશોતો ?

" ક્રોધ હવે આ શરીરમાં નથી. મારી પ્રતિજ્ઞાઓ પૂર્ણ થઇ છે, તે કદાચ શત્રુ હશે તો પણ મારો મિત્ર બનશે."

" ત્યારે સાંભળો. તે સંન્યાસી અન્ય કોઇ નહિ પણ મારા પિતા દુર્મદસિંહ છે. "

" શું કહે છે ? તેમને તો મેં ભસ્મ કર્યા હતાને ? " રાજસિંહે ચમકીને પૂછ્યું.

" તેમને જે ચિતામાં ભસ્મ કરવાના હતા, તે ચિતા ખંડીએરની દિવાલ નજીક કે જ્યાં એક ગુપ્ત દ્વાર આવેલું હતું; તે સ્થળે ગોઠવવામાં આવી હતી. વળી ચિતાની વચ્ચમાં લાકડાંને બદલે ઘાસ ભરવામાં આવ્યું હતું કે જેથી અંદર પડનાર માણસ નીચે ઉતરી પડે અને ગુપ્ત દ્વારવાટે જીવ બચાવી શકે. મારા પિતા અંદર પડતાંજ નીચે ઉતરી આવ્યા. તે વખતે ગુપ્ત દ્વાર આગળ મહારાજા સમરસિંહ અને હું ઉભાં હતાં. મહારાજાએ તરતજ મારા બાપુને ખેંચી લીધા. મારા પિતાએ પુષ્કળ પશ્ચાતાપ

કરી સર્વેની ક્ષમા યાચી અને પછી મહારાજાની સલાહથી ગૂપચૂપ ત્યાંથી પ્રયાણુ કરી ભગવાં ધારણુ કરી સ્વદેશ દિક્ષા લીધી. પછી હું તેમને મળી અને અમે તમારા મંડળમાં જોડાયાં."

રાજસિંહ આનંદ દર્શાવતાં બોલ્યો, "દેવી ! તેં મને એક ભયંકર પાપનો ભોક્તા થતો બચાવ્યો છે. હું તે વખતે ક્રોધથી ઉન્મત્ત બની ગયો હતો; પણુ પ્રભુએ મને પાપથી બચાવ્યો છે. હું હવે તારા પિતાને આનંદથી મળીશ."

"પ્રિયતમ! તમે તો હવે રાજા બનશો ?" રમાએ પૂછ્યું.

"તમારે રાજ્યરાણી થવું છે ને ?"

"હું તો તમારી ઇચ્છાને આધિન છું."

"મારી ઇચ્છા રાજા થવાની નથી."

"ત્યારે તમારા પિતાની ગાદી કોણુ સંભાળશે ?"

"મારો ભાઇ ?"

"શું તમારો ભાઇ ? તે કોણુ ?"

"વિજયસિંહ."

"શું વિજયસિંહ તમારા ભાઇ થાય ?"

"હા, વિજય મારો નાનો ભાઇ અને કમળા મારી બ્હેન થાય."

"તમે તેમને કેવી રીતે ઓળખ્યાં ?"

"તેમની આંગળીઓ ઉપર આવેલી અંગુઠીઓથી. વળી પેલી હાથીદાંતની પેટી ખોલવાથી તેમનો સઘળો ભેદ કાલે જાહેર થશે."

"ખરેખર વિજયસિંહ બહાદુર છે તેમના અને વસંતના અદ્ભુત સાહસથીજ આ વિજયથી ઘડી વહેલી આવી છે."

"આપણે સઘળાં તે બન્નેનાં ઋણી છીએ. સ્વદેશને માટે વસંત-વિજયે જે સંકટો સહન કર્યાં છે; તેમાંથી ચોથા ભાગનાં પણુ સંકટ કોઇએ સહન કર્યાં નથી. પ્રભુ તેમને દીર્ઘાયુષ અર્પો. હું વિજયને વસંત સાથે પરણાવી રાજપુરની ગાદીએ બેસાડીશ અને કનકકુમાર સાથે કમળાને પરણાવીશ; બાદ હું અને તું તમામ રાજ્યના સંરક્ષક પદે રહી જનસમાજની સેવા કરીશું. કેમ આ વિચાર તને પસંદ છે ને ?"

"ઘણોજ ઉત્તમ વિચાર. દેશસેવા-જનસેવા તો ભાગ્યવાનનેજ પ્રાપ્ત થાય છે. પ્રિયે! એ પૂણ્યમયી સેવાથીજ આપણે આપણું જીવન સફળ કરીશું."

"મહારાજા સમરસિંહ અરણ્યવાસ કરનાર છે તે જાણોછોને?" રાજસિંહે પૂછ્યું.

"હા, પણ ચંદ્રાવતીની ગાદીએ કોણ બીરાજશે?"

"તેમનો કુમાર."

આવી રીતની વાતોમાં મોટું પરોઢ થયું. પ્રભાતનો પ્રભાવશાળી પ્રકાશ પૃથ્વી પટ પર ધીમે ધીમે પથરાવા લાગ્યો. મોટા દરવાજે ચોઘડીયાં વાગવા લાગ્યાં.

રાજસિંહ અને રમાએ સ્નાન કરી પ્રભુનું ધ્યાન ધર્યું. બાદ રાજસિંહે રાજવંશી પોશાક પરીધાન કર્યો. રમાએ પણ કફની ઉતારી રાજકન્યાને છાજે એવાં વસ્ત્ર પહેરી લીધાં; અને પછી જ્યાં રાજા દુર્મદસિંહ સંન્યાસીના વેશમાં હતો; ત્યાં જવાને બન્ને ચાલ્યાં.

## ઉપસંહાર.

રાજસિંહ અને રમાકુમારી દુર્મદસિંહની પાસે આવ્યાં. દુર્મદસિંહ પ્રભુના ધ્યાનમાં ધ્યાનસ્થ થએલો હતો. રમા-રાજસિંહ ઉભાં રહ્યાં. થોડીવારે દુર્મદે ધ્યાનમુક્ત થઇ તેમની તરફ જોયું. બન્નેને રાજવંશી પોશાકમાં જોઇ તે આશ્ચર્ય પામ્યો. રમાએ પિતાને પ્રણામ કરી ભુજંગસિંહનો ભેદ ખોલ્યો. દુર્મદે આનંદ પામી બન્નેને આશિષ આપી. એવામાં રામદાસ ત્યાં આવ્યો. ભુજંગસિંહ રાજસિંહ તરીકે જાહેર થએલો જાણી તેણે આનંદ પ્રદર્શિત કર્યો. રાજમહેલમાં દરબારમાં જવાની તૈયારીઓ થઇ રહી હતી. રામદાસ-દુર્મદ-રાજસિંહ અને રમા મહેલના દિવાનખાનામાં આવ્યાં. ત્યાં સઘળું રાજવંશી મંડળ એકત્ર થએલું હતું. રામદાસે સૌની સમક્ષ ભુજંગસિંહને રાજપૂરના પાટવી રાજસિંહ તરીકે ઓળખાવ્યો. સઘળાના આનંદ આશ્ચર્યની સીમા રહી નહિ. સઘળાંએ તેને ધન્યવાદ આપ્યો. આ

પછી તરતજ મહારાજા સમરસિંહે પેલી હાથીદાંતની નાની પેટી મંગાવી વિજયના હાથમાં આપી તેને ઉઘાડવાનું કહ્યું. વિજયે સૌની સમક્ષ પેટીનું ઢાંકણુ ઉઘાડયું. પેટીની અંદર હિરા માણેક ભરેલાં હતાં. એક કાગળની ચિઠ્ઠી પણ અંદર હતી. વિજયે ચિઠ્ઠી ઉઘાડી વાંચવા માંડી. તેમાં લખ્યું હતું કે, " વિજય અને કમળા ! આ પેટી જ્યારે તમે ઉઘાડશો ત્યારે તમે મોટાં થયેલાં હશો. તમારી ખરી ઓળખાણને માટેજ આ ચિઠ્ઠી લખી મેં આ પેટીમાં મૂકી છે. તમે મ્હારાં બાળકો છો. રાજપૂર તમારી માતૃભૂમિ છે. તમારો ભાઇ રાજસિંહ રણમાં પડયો છે. રાજપૂર દુષ્મનોના તાબે થયું છે. તમે જો શક્તિ સંપન્ન થાવ તો માતૃભુમિનો ઉદ્ધાર કરી રાજપૂરની ગાદીપર બિરાજી પ્રજાનું પાલન કરજો અને જો તેટલી શક્તિ તમારામાં ન આવે તો આ પેટીમાં ભરેલાં હિરા માણેકથી તમારૂં જીવન વ્યતિત કરજો. સુખમાં પણ તમારી ભૂમિને ભૂલશો નહિ. તેને ઉદ્ધારવાનો વિચાર એક પળવાર પણ વિસારશો નહિ. તમારૂં રક્ષણ કરનાર રાજગુરૂ જો જીવતા હોય તો તેમનું પાલન કરજો. બાળકો સુખી થાવ વિજય! જ્યાં સુધી રાજપૂરની પ્રજા દુષ્મનોથી મુક્તિ મેળવશે નહિ, રાજપૂરની ગાદીપર તું બિરાજીશ નહિ ત્યાંસુધી મારી પણ મુક્તિ થનાર નથી. બેટા ! ક્ષત્રિય ધર્મ સંભાળી તારી માતૃભુમિનો ઉદ્ધાર કરજે. તારી બ્હેન કમળાને કોઇ યોગ્ય સ્થળે પરણાવી સુખી કરજે. કલ્યાણ, સુખી થાવ.

લી. મહારાજા કેશરીસિંહ.

પત્ર પૂર્ણ થતાંજ રાજસિંહે વિજયને આલિંગન આપ્યું. બહેનને માથે હાથ મૂકી આશિષ આપી. ત્રણેની આંગળીયો પર એકજ જાતની અંગુઠીયો શોભી રહી હતી. વિજય કમળા ભાઇને મળવાથી ખુશી થયાં. આનંદ વર્તાયો. આ પછી દુર્ગદે પણ પોતાનું સત્ય ઓળખાણ સૌને કરાવી. સઘળાના આનંદની સીમા રહી નહિ. દુર્ગદે રમાનો હાથ રાજસિંહને સોંપ્યો. રાજસિંહે પણ તેના ભાઇ વિજયની સલાહથી કમળાનું લગ્ન કનક સાથે કરવાનું જાહેર કર્યું. મહારાજા સમરસિંહે અનુમતી દર્શાવી.

પ્રાતઃકાળનો સુરમ્ય વાયુ આનંદ અર્પી રહ્યો હતો. બાલ સૂર્યનાં સોનેરી કિરણો જગતને પ્રકાશીત કરી રહ્યાં હતાં.

નૌત્તમનગરમાં આજે સુવર્ણનો સૂર્ય ઉગ્યો હતો. નરનારી-બાળક-વૃદ્ધા આનંદ નિમગ્ન હતાં. શુભ સમયે દરબાર ભરાયો. આનંદનાં વાજીંત્ર વાગી રહ્યાં. પ્રજાના વિજયધ્વની અને બ્રાહ્મણોના મંગળમય આશિષ વચનો વચ્ચે કનકકુમાર સિંહાસનારૂઢ થયો. રમાએ રાજ્ય તિલક કર્યું. જયઘોષથી ગગન ગાજી રહ્યું. દુઃખી પ્રજાજનોને સંતોષવામાં આવ્યાં. પાયમાલ થએલાં જનો સુખી થયાં. દેશભક્ત સૈનિકો-સરદારોને જાગીરો અને સુવર્ણ અલંકારો આપવામાં આવ્યા. રણમલસિંહ-સુંદરસિંહ-પ્હાડસિંહ-ભીલ સરદાર રામજી વગેરેને મોટી જાગીરો આપી રાજાનાં પદે સ્થાપવામાં આવ્યા. આ ઉપરાંત પ્હાડસિંહ નૌત્તમનગરનો સેનાપતિ નીમાયો. મોહનરાય પ્રધાનપદે અને બન્શીને નગરશેઠની ઉપાધી પ્રાપ્ત થઇ રાત્રિ પડતાં આખું નગર રંગબેરંગી દીપકોથી શોભી રહ્યું. સુશોભિત મંડપો ઉભા કરવામાં આવ્યા હતા. આ રાત્રે કનક-કમળા, રમા-રાજસિંહ, વસંત-વિજય, મહાલક્ષ્મી રણમલ અને સુધા-બન્શીનાં લગ્ન થયાં. દંપતિ આનંદ પામ્યાં.

પોતાના મોટા ભાઇના અતી આગ્રહ અને ઇચ્છાથી વિજય રાજપુરની ગાદીએ બિરાજ્યો, ચંદ્રાવતીની ગાદીએ મહારાજા સમરસિંહે પોતાના કુમારને બેસાડી રાજસિંહને રાજ્યનો રક્ષક નીમ્યો. મંગળદાસ શેઠની પુત્રી તારાને પણ યોગ્ય સ્થળે પરણાવવામાં આવી. રમણને પિતાનું મહાલય અને ગએલી મિલ્કત ઉપરાંત રાજ્ય તરફથી ઘણું દ્રવ્ય મળ્યું.

આનંદમાં એક મહીનો નીકળી ગયો. આ પછી મહારાજા સમરસિંહ-સ્નેહસિંહ-દુર્મદસિંહ રામદાસ વગેરે વૃદ્ધ જનો સર્વેને મળી ભેટી આત્માના કલ્યાણને અર્થે હિમગીરી તરફ ગયા અને ત્યાંના એક રમ્ય એકાન્ત સ્થળે નિવાસ કરી પ્રભુભક્તિ કરવા લાગ્યા. કનક-વિજય અને અન્ય પ્રજાપાલક પૃથ્વીપતિઓના શુભ રાજ્ય અમલથી પાયમાલ થએલી પ્રજા આબાદ અને સુખી થઇ.

સમાપ્ત.